पतिव्रता शिरोरत्न



# पतिव्रता सावित्री

"न कामये भर्तृविनाकृता सुखम् ।
न कामये भर्तृविनाकृता दिवम् ॥
न कामये भर्तृविनाकृता श्रियम् ।
न भर्तृहीना व्यवसामि जीवितुम्" ॥१॥

સાવિત્રીનું યમને પ્રત્યુત્તર

---


લેખકઃ—
શ્રીયુત શંકર દિનકર કરંદીકર.


---


ભાષાંતર કરનાર
ગુ[illegible]જાશંકર ગૌરીશંકર યાજ્ઞિક
તંત્રી—"ગુજરાતી ચિત્રમય જગત્"



ઈ. સ. ૧૯૩૦]  [વિક્રમાર્ક ૧૯૮૬

કિંમત ૧ રૂપિયો.



# सीमान्त-पूजन.



"પતિવ્રતા સાવિત્રી' આ ગ્રંથ મારો સાવિત્રીના ચરિત્ર સંબંધીનો અભ્યાસ છે. **અભ્યાસ** તેથીજ આ ગ્રંથ હું સમાજની સેવામાં સાદર કરૂં છું. વાસ્તવિક સાવિત્રીનું વિસ્તૃત ચરિત્ર કોઇ પણ વિદ્વાન મનુષ્યે લખવું જોઇતું હતું. સાવિત્રીનું ચરિત્ર લખવાની મારી યોગ્યતા નથી. આ કાર્ય સ્ત્રીઓને હાથે જેવું થવું શક્ય છે તેવું પુરૂષોને અશક્ય છે એમ મને લાગે છે. કારણ લખી વાંચી નહીં જાણનારી સ્ત્રી પણ સાવિત્રીનું ચરિત્ર જાણે છે. સાવિત્રી પોતે દૃશ્ય સ્વરૂપમાં આ જગતની અંદર ન હોય તો પણ સત્સ્વરૂપે તે **સર્વ જગતમાં છે.** ને એજ તેનું અમરત્વ છે. સાવિત્રીનું ચરિત્ર સમાજ સાથે બહુ સંબદ્ધ છે. તેટલું બીજી સ્ત્રીનું હોય એમ મને લાગતું નથી. આર્ય સમાજનું નિયંત્રણ આજ સાવિત્રીજ કરે છે. એવું મારૂં સ્પષ્ટ મત છે ને એ દૃષ્ટિથીજ મેં આ ગ્રંથ તરફ જોયું છે. સાવિત્રીમાં પ્રેમ છે અને ધર્મ છે. સાવિત્રીનો પ્રેમ ધર્મને છોડીને નથી. કિંબહુના, ધર્મના અધિષ્ઠાનપરજ સાવિત્રીનો પ્રેમ છે. ને તે ઉપદેશ આજ હજારો વર્ષથી સાવિત્રી જગતને આપતી રહી છે.

મૂળ સાવિત્રીનું ચરિત્ર ઉપાખ્યાન બહુજ નાનું છે. જે સ્ત્રીને પુરાણમાં સર્વ સ્ત્રીઓના કરતાં વધુ શ્રેષ્ટત્વ, તે સ્ત્રીનું ચરિત્ર તદ્દન નાનું હોય એ આશ્ચર્યની વાત છે. પરંતુ વટ-વૃક્ષનું-બીજ ક્યાં મોટું હોય છે? સાવિત્રી એ અન્ય પતિવ્રતા સ્ત્રીઓના પ્રાણ સ્વરૂપ છે. અર્થાત્ પ્રાણને કેટલું મહત્વ છે, તે ન કહેતાં છતાંએ સમજી શકાવા જેવું છે..

પ્રસ્તુત ચરિત્રમાં 'અદૃષ્ટ સુદ્ધાં બદલી શકાય છે.' આ જે પ્રકરણ છે, તે અમારૂં નથી. તે હિન્દી સાહિત્ય સેવી **બાબુ નવજાદિક લાલના** 'સાવિત્રી-સત્યવાન' નામક પુસ્તકને આધારે લીધું છે. છતાં પણ અદૃષ્ટ બદલી શકાય છે એમ કહેવાને અમે તૈયાર નથી. અદૃષ્ટવાદ એ સાવિત્રીના ચરિત્રની સાથે નિગડીત હોય તો પણ તે પ્રધાન નથી, પતિનિષ્ઠા એજ તેનો પ્રધાન ગુણ છે. અદૃષ્ટ વાદને માટે કંઈ યમે સત્યવાનનો પ્રાણ સાવિત્રીને પાછો આપ્યો નથી! ને એજ દૃષ્ટિએ એ પ્રકરણ તરફ જોવું એવી મારી વાચક બન્ધુ ભગિનીને નમ્રતાપૂર્વક વિનંતિ છે, બાબુ નવજાદિકલાલ તથા **શ્રી. રામલાલ શર્મા**નો હું બહુ આભારી છું.

આ સિવાય બીજી એક બાબતનો આ સ્થળે ઉલ્લેખ કરવો આવશ્યક છે. મળ સાવિત્રી ચરિત્રમાં સાવિત્રીના માતાપિતાની ભૂમિકા અલ્પ વિસ્તારથી વર્ણવી છે. એ કાદંબરી કિંવા ચરિત્ર-લેખનને પુરતી નથી. એવી ભૂમિકા નિર્માણ કરવા સારૂ કાદંબરી અને રઘુવંશ તેમજ બીજા સંસ્કૃત ગ્રંથોનો મેં આધાર લીધો છે. સંસ્કૃત ગ્રંથોમાં, સંતાન વગરનાં રાજાઓનાં વર્ણન ઘણે ભાગે સરખાંજ છે. એ મહાન કવિઓની ઉપમા અને કલ્પનાને માટે હું તેમનો ઋણી છું.

—મુળ પુસ્તકની પ્રસ્તાવના.

# पतिव्रता सावित्री

## मंगलसूत्र



" પતિને જ્યાં લઇ જવામાં આવે કિંવા તે પોતે જ્યાં જાય, ત્યાં પતિવ્રતા સ્ત્રીના સંબંધથી સ્ત્રીએ જવું, આ પતિવ્રતા સ્ત્રીનો સનાતન ધર્મ છે."

[ પૃ. ૧૮૧

# પતિવ્રતા સાવિત્રી

## રાજા અશ્વપતિ.



### (૧)



**આ**જ હજારો વર્ષ પહેલાંની એ વાત છે. રુકમનીએ અગાઉનો, સીતાથીએ પૂર્વનો, દ્રૌપદી–દમયંતિનીએ પહેલાંનો, એટલો એ દૂરનો કાળ છે. એ કાળને '**સત્યયુગ**' એમ કહે છે. બ્હેનો, આજ, કલિયુગ ચાલુ છે. આજ હું જે કથા કહેવાનો છું, તે સત્યયુગમાં બનેલી છે; કલિયુગમાં નહીં. કલિયુગ અને સત્યયુગની વચ્ચે 'ત્રેતાયુગ અને દ્વાપર' એવા બે યુગ થઇ ગયા છે. એક યુગ એટલે કેટલાય લાખ કરોડ વર્ષોનો કાળ ! એટલા દૂરના કાળમાંની આ વાત છે. ત્યારે સીતા નહોતી, દ્રૌપદી નહોતી, દમયંતિ નહોતી.

મહાભારતમાંથી દમયંતિનું ચરિત્ર વાંચીએ, દ્રૌપદીનું ચરિત્ર વાંચીએ, રામાયણમાંથી સીતાની કથા સાંભળીએ એટલે આપણને કેટલો બધો આનંદ થાય છે. તે દ્રૌપદી, તે રામની સીતા, તે તારામતી, તે નળની દમયંતી, વગેરેનાં નામો કાઢયાં કે તમે સ્ત્રીઓને કેટલો આનંદ ! કેટલું અભિમાન ! કેટલો ગર્વ થાય છે !.

એ રામાયણનો કાળ, મહાભારતનો કાળ, કેટલો વૈભવશાળી હતો ! પણ એનાય કરતાં એક વૈભવશાળી કાળ સત્યયુગમાં થઈ ગયો છે !

# પતિવ્રતા સાવિત્રી

રામાયણમાં જે દ્રષ્ટિ પેસી શકતી નથી, મહાભારતમાં જે દ્રષ્ટિ પ્રવેશ કરી શકતી નથી, તે આપણી દ્રષ્ટિ સત્યયુગ પર્યંત ક્યાંથી પહોંચે? આપણી કલ્પનાથીએ પેલીગમ તે સત્યયુગ! કલ્પના સિવાય એ સત્યયુગનું ચિત્ર આપણાં નેત્ર સામે આણીજ શકાતું નથી. કલ્પનાનું ઉડ્ડાણ મનુષ્ય કરી શકે છે; પણ એ ઉડ્ડાણ સત્યયુગ આગળ અટકે છે, કલ્પનાની ગતિ પણ કાળ આગળ કુંઠિત થાય છે. ખરેખર તે અત્યંત સુંદર યુગ હતો! એ વખતમાં આપણા દેશની સ્થિતિ બધી રીતે બહુ સારી હતી. એ વખતના પુરૂષો, એ વખતની સ્ત્રીઓ, એ વખતના પશુ, એ વખતના પક્ષી, એ વખતના પર્વત, એ વખતનાં વનો, એ વખતના સમુદ્ર, એ વખતની નદીઓ એ વખતના સરોવરો, એ વખતના એ ઝરણાં, તે વખતના તે વૃક્ષ, એ વખતની લતાઓ, એ વખતના મેઘ, એ વખતના તે વાયુ, બધુંજ કંઇ સુંદર હતું. કેટલો તે સુંદર યુગ!

તે વખતનાં માણસો સત્ય બોલતાં, સત્ય વર્તતાં ને વ્યવહાર પણ સત્ય કરતાં હતાં. સ્વપ્નમાં આપેલાં વચનો સુદ્ધાં તેઓ પાળતા. એ વખતમાં અસત્ય શું એ તો કોઇ જાણતુંજ નહોતું. બોલતા તેવું ચાલતા. આજ આપણે બોલતાં બોલતાં 'આ કંઇ સત્યયુગ નથી' એમ કહીએ છીએ; તેમ એ વખતમાં "આ સત્યયુગ છે" એમ તેઓ બોલતા. રાજાથી માંડી ગરીબ પર્યંત સત્યનીજ એક ઉપાસના ચાલતી. **સત્ય એજ કલ્યાણ કરનારૂં** અને **સત્ય એજ શિવમ્ સુંદરમ્** એમ એ વખતે મનાતું. એ વખતના રાજાઓ સત્યને માટે રાજ્યનો ત્યાગ કરતા, સત્યને માટે પ્રાણ આપતા, અને તેથીજ પુરાણો થયાં. માણસો તપશ્ચર્યા કરીને દેવપણું મેળવી લેતા. એ વખતના બ્રાહ્મણો પોતાના તપઃસામર્થ્ય વડે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરતા તેઓ પૃથ્વી ઉપર સ્વર્ગનું રાજ્ય આણી શકતા. એ વખતના ક્ષત્રિયો પૃથ્વીનું ધર્મરક્ષણ કરતા. બ્રાહ્મણાદિ વર્ણ સંતોષમાં રહેતા. ઋષિ-મુનિઓના યજ્ઞ-યાગનું રક્ષણ થતું. બ્રાહ્મણો ક્ષત્રિયને, ક્ષત્રિયો વૈશ્યોને અને વૈશ્યો શૂદ્રોને, સુખી કરવા સારૂ અહર્નિશ પ્રયત્ન કરતા.

એમનામાં દ્વિધાભાવ નહોતો. સ્ત્રીઓને દેવતા માનતા. એ વખતમાં સ્ત્રીઓનું બહુ માન હતું. એ વખતના લોકોનું આયુષ્ય બહુ લાંબું હતું. એ વખતમાં બાળવયની અંદર તો કોઈનું મૃત્યુ જ થતું નહીં. બ્રાહ્મણો વેદનો વિક્રય કરતા નહીં, ગાયોની ઉત્તમ રીતે જોપાસના થતી હતી. વાછડું ચારો ખાવા લાગ્યા પહેલાં એ વખતમાં ગાયનું દૂધ કાઢવામાં આવતું નહીં. વેપારીઓ ખોટાં માપ રાખીને વસ્તુઓ વેચતા નહીં. ગાય અને સ્ત્રીઓ યોગ્ય કાળે પ્રસૂત થતી. તે તે ઋતુઓમાં વૃક્ષોને અને લતાઓને સુંદર ફળફૂલ આવતાં. ભૂમિ જળથી તેમજ ફળફુલથી સમૃદ્ધ હતી; સુશોભિત હતી; 'સસ્યશ્યામલા' હતી.

પશુ પક્ષી ને માણસોમાં એ વખતે પ્રેમભાવ હતો. કોઈ કોઈની હિંસા કરતું નહીં. કોઈને કોઈની બ્હીક લાગતી નહીં. નાનાં બાળકો સિંહના મ્હોઢામાંના દાંત ગણતા! વાઘ અને ગાયો એક ઠેકાણે બેસતાં ને એક બીજાને ચાટતાં. નોળીઓ અને સાપ આનંદથી એકઠેકાણે રમતા. બિલાડીના થાને ઉંદરના બચ્ચાં વળગતાં! હાથી અને સિંહ જંગલોમાં સલુકાઈથી રહેતા. કાગડાઓ પોતાના બચ્ચાં ઘુવડને સોંપી મજેથી ભક્ષ્ય શોધવા જતા. મોરના પીંછામાં સાપ નિર્ભયપણે જઈને બેસતા. અને સિંહણનું દૂધ હરિણબાલકો પીતાં હતાં! એમનામાં એ વખતે વેર જેવું કંઈ હતું જ નહીં.

એ સત્યયુગમાં જ આપણા આ ભારતવર્ષની અંદર મદ્રદેશ નામે એક મોટો દેશ હતો. એ મદ્રદેશમાં એક પરમ ધાર્મિક એવો રાજા રાજ્ય કરતો હતો. તે અત્યંત સદ્ગુણી તેમજ અત્યંત દયાવાન હતો. એણે પોતાની ઇન્દ્રિયોનું દમન કર્યું હતું; ઈંદ્રિયો જીતી હતી. તે કદી પણ ખોટું બોલતો નહીં તેથી તેને સત્યવાદી એટલે સાચું બોલનારો એમ પણ કહેતા. તે અતિશય પરોપકારી હતો. સૌ કોઈનામાં તેની સમાન જ બુદ્ધિ હતી. એના રાજ્યમાં સૌ સુખી હતાં. એના રાજ્યમાં ક્યારેય કોઈની આંખોમાં પાણી આવતાં નહીં.

હા ! પાણી આવતાં,–પણ તે હોમના ધુમાડાને લીધે ! એના રાજ્યમાં પુષ્કળ ઘરો હમેશાં ખાલી દેખાતાં;—પણ તે શેતરંજના પટમાંનાં; કિંવા સોગઠાંબાજીના પટમાંના ! એના રાજ્યમાં વક્રતા ખૂબ હતી,—પણ તે સ્ત્રીઓના કુરળ કેશમાં માત્ર ! તેના રાજ્યમાં વર્ણસંકર બહુ હતા, પણ તે જાત જાતમાં નહીં; ચિત્રકલામાં, રંગોના મિશ્રણમાં. તેના રાજ્યમાં કર લેવાતા પણ તે લગ્ન વખતે જ·! એના રાજ્યમાં કોઇને ફટકા મરાતા નહીં, હા, મરાતા હતા; પણ તે ઘોડાઓને ! આવું સુંદર રાજ્ય હતું. એ રાજાનું નામ **અશ્વ-પતિ** હતું.

એના પ્રધાન અત્યંત દક્ષ અને વંશપરંપરાના નોકર હતા. વળી અત્યંત બુદ્ધિમાન હતા. તેઓ કદિ પણ કોઇના લોભાવ્યા લોભાતા નહીં. તેના રાજ્યમાં બ્રાહ્મણો નિશ્ચિંત મને વેદપઠણ કરતા; અધ્યયન-અધ્યાપન કરતા. તેમના હાથમાંના કમંડલુ લાકડાનાં હતા, છતાં તેમનાં હૃદયો સોનાનાં હતાં. શિષ્યો ગુરૂજનોનું માન સાચવતા. અને ગુરૂ પણ શિષ્યોને પુત્રવત માનીને પાલન કરતા. તેમનો એક બીજાના ઉપર પ્રેમ હતો. તેના રાજ્યમાં નદીઓના જળમાં સવારસાંજ કમંડલુઓનો 'બુડબુડ' એવો અવાજ રોજ સાંભળવામાં આવતો.

એના રાજ્યમાં ક્ષત્રિયો બ્રાહ્મણોનું રક્ષણ કરતા; તેમને યોગ્ય માનસન્માન આપતા; તેમનાં યજ્ઞયાગાદિ કૃત્યો નિર્વિઘ્નપણે પાર પાડતા. તેના રાજ્યમાંના ઋષિ-મુનિઓ તે પ્રત્યક્ષ લક્ષ્મી–દાતા ઇશ્વર જ હતા. તેઓ સુદ્ધાં ક્ષત્રિયોના દરવાજે તિષ્ઠત ઉભા રહેતા. એ સમયે બ્રાહ્મણો એ ક્ષત્રિયોનું બળ હતું. તેમનું સામર્થ્ય બહુ મોટું હતું. તેઓ પોતાના સંકલ્પવડે શતકોટી બ્રહ્માંડ રચી શકતા. અને જ્યારે તેમની દ્રષ્ટિ વક્ર થતી ત્યારે તેઓ સર્વ બ્રહ્માંડને બાળીને ભસ્મ કરતા ! તેમની હૃદયવૃત્તિ અતિ મહાન હતી. અગ્નિસેવા અને વેદાધ્યયન એજ તેમનાં કર્મ હતાં. તેમને તપોધન બહુ ગમતું. તેમને દ્રવ્યની પરવા નહોતી. આવા તે બ્રાહ્મણો હતા. તેના રાજ્યમાં

ગૃહસ્થો સુખેથી સંસાર ભોગવતા. તેમને કદિ પણ દુઃખ થતું નહીં. શૂદ્ર, વૈશ્ય સૌ કોઇ આનંદમાં રહેતા.

એ વખતમાં, પૃથ્વીપર મદ્રદેશના જેટલો સુંદર દેશ બીજો એકે નહોતો. અશ્વપતિ રાજા પોતાની પ્રજાનું પુત્રના કરતાં ય વધુ ઉત્તમ રીતે પાલન કરતો હતો. અશ્વપતિના રાજ્યમાં દુઃખદારિદ્રને તો કોઇ જાણતું જ નહીં; એ રાજ્યમાં અત્યંત સુખ હતું; તો પણ શું તે દેવોનું રાજ્ય હતું? તે કંઈ દેવોનું રાજ્ય નહોતું. મદ્રદેશ સુખમાં હતો, પરન્તુ પ્રજાને કિંવા રાજાને એક પ્રકારનું સુખ ન હતું; અશ્વપતિને સંતાન નહતું! રાજાને સંતાન ન હોવાથી તે પ્રજા સદૈવ દુઃખમાં ડૂબી ગયેલી રહેતી. ચન્દ્રવિનાની ચાંદની હોય, લતાઓ વિનાનો બગીચો હોય, કમળવિનાનું સરોવર હોય, તેના જેવી અશ્વપતિના રાજ્યની સ્થિતિ હતી. અશ્વપતિનું મન, અહર્નિશ એ એક ચિંતાથી જર્જર થએલું હતું. એમાં ય અશ્વપતિને વૃદ્ધાવસ્થા આવેલી! એણે પુત્રને માટે ઘણા ઘણા યજ્ઞયાગ કર્યા, પુષ્કળ દાનધર્મ કર્યું, અત્યંત કલ્યાણકારક કર્મો કર્યાં; પરંતુ પુત્રનું મુખ તેની નજરે પડયું નહી! આથી તેની તમામ આશાઓ ત્યાંની ત્યાં નષ્ટ થવા લાગી. તેનું તે સોના જેવું રાજ્ય, પણ તેનો સુદ્ધાં તેને અભાવ આવ્યો! તેને પોતાનું જીવિત શૂન્ય લાગવા માંડયું-ઉદાસ લાગવા માંડયું! અશ્વપતિને કયું સુખ કમી હતું? સર્વ સુખો અનુકુળ હતાં. બધા રાજાઓ તેની આગળ નમ્ર હતા. રાજ્યલક્ષ્મી તેના બારણામાં આવી ઉભી હતી. પણ—શો ઉપયોગ? પુત્ર નહીં, તો તે રાજ્યને લઇ શું કરવું? તે લક્ષ્મી લઇનેએ શું કરવું? તે સુખો શાનાં? તે તો ઉલટાં દુઃખજ! મનુષ્યના મન પ્રમાણે કાંઇ ન હોય, તેની જે ઇચ્છા હોય તે પ્રમાણેજ થતું ન હોય, એટલે એને સ્વર્ગમાં સુદ્ધાં સુખ મળતું નથી. તેને અમૃતની પ્રાપ્તિ થાય તો પણ તેમાં સુદ્ધાં તેને મીઠાશ જણાતી નથી. અમૃત પણ તેને કડવું લાગે છે! એવીજ સ્થિતિ અશ્વપતિની પણ થઇ. તે કહેવા લાગ્યો, "આ જીવિત ધારણ કરીને શો ઉપયોગ? મને પુત્ર થતો નથી. મને હવે આ રાજ્ય નથી જોઇતું, આ

લક્ષ્મીએ નથી જોઇતી ! મને તે અમૃત પણ નહીં જોઇએ. કંઈ પણ આશા હોય તો જીવિત ધારણ કરવાનું મન થાય છે ! નદીમાં ઉગતી વનસ્પતિને જેમ ફળ યા ફુલ નથી હોતાં તેવું આ મારૂં આયુષ્ય ! મારા આ આયુષ્યમાં 'પુત્રોત્સવ' જોવાનો આનંદ મારાં નેત્રોને મળવાનો નથી ! તે સુખ મારા નશીબમાં નથી ! પ્રજાની સુદ્ધાં તેનાજ જેવી સ્થિતિ થઇ. પ્રજાનું દુઃખ તે જેમ રાજાનું દુઃખ તેમ રાજાનું દુઃખ તે પ્રજાનું પણ દુઃખજ, કારણ તેનું પાલન કરનાર રાજાની પછી કોણ? અશ્વપતિને ઘણી રાણીઓ હતી. એકના કરતાં એક સુંદર, એકના કરતાં એક વૈભવવાન પરંતુ તેઓ પણ અશ્વપતિની પેઠેજ દુઃખી ! ખરૂંજ છે. જે પતિને દુઃખ તેજ દુઃખ તેમને.

પરંતુ એ રાણીઓમાં અશ્વપતિની એક માનીતી રાણી હતી. તે પટરાણી હતી. શંકરની જટાને જેવી ચંદ્રકોર, સમુદ્રને જેવી મર્યાદા, વિષ્ણુને જેવી લક્ષ્મી, તે પ્રમાણે તે હતી. તેનું નામ '**દેવી માલવી.**'

———



# દેવી માલવી.

## (૨)



બ્હેનો, ' દેવી માલવી ' નામે અશ્વપતિ રાજાની એક માનીતી રાણી હતી એમ મેં ઉપર કહ્યુંજ છે. રાજાનો તેના ઉપર અતિશય પ્રેમ હતો. એ પ્રેમને સીમા નહોતી. દેવી માલવી મનુ કુળમાં ઉત્પન્ન થએલી, અશ્વ-પતિની પટરાણી. તે રૂપમાં જેવી સુંદર હતી તેવીજ ગુણોમાં સુદ્ધાં શ્રેષ્ટજ હતી. તેનો પણ રાજાની ઉપર અત્યંત પ્રેમ. તેના જેવી એ વખતમા બીજી કોઇ સુંદર રાણી નહોતી. તે અત્યંત સુકુમાર; પવનથી અંગ ઉપર ફુલ પડયું હોય તો તે સુદ્ધાં તેનાથી સહન થતું નહી. તેવીજ તે પતિવ્રતા હતી. રાજાને જે વાતની ચિંતા લાગી રહી હતી એજ વાતની ચિંતાથી દેવી માલવીનુ પણ મન અત્યંત ચિંતાતુર હતું.

કોઇને ઘેર છોકરી જન્મે એટલે પૃથ્વી વેંતભર નીચે જાય છે ને પુત્ર જન્મે એટલે તે વેંતભર ઉપર આવે છે એમ કહેવાય છે. છોકરા ઉપર બાપનો પ્રેમ વધુ હોય છે; છોકરીપર માનો પ્રેમ વધારે. પરંતુ દેવી માલવીએ કોના ઉપર પ્રેમ કરવો; તેને પુત્રે નહોતો ને કન્યાએ નહોતી. વાંઝીયાપણાનું આજન્મ કલંક તેને લાગ્યું હતું. એમાંય એ કુલીન; રાજાની રાણી. રાણીને કંઇ છોકરૂં નહોય એટલે એ પ્રજાજનોને પણ શાનું સુખ? રાજાનેએ શાનું સુખ? કોઇનેએ સુખ નહીં! રાજાને કંઇ બાળક નહોય એટલે એ રાજમહેલને પણ શી શોભા? એની સંપત્તિને પણ શી શોભા? એના વૈભવને પણ શી શોભા? કંઇજ નહીં. ફુલ અને બાળક સ-

ખાંજ. અરણ્યમાં કદાચિત એકજ ફૂલ હોય પણ તે આખા અરણ્યને શોભા આપે છે; એકજ ચન્દ્ર; પણ તે બધા અંધકારનો નાશ કરે છે. તેવીજ રીતે એકજ બાળક, પણ તે આખા ઘરની શોભા છે. આખા ગૃહનો પ્રકાશ છે. એમાંય તે બાળક સુંદર હોય, રાજાનું હોય, એટલે તો કંઇ પૂછવુંજ નહીં! રાજાનું બાળક એટલે એ રાજગૃહનું ભૂષણ. પુત્રને માટે દશરથની શી સ્થિતિ થઇ? બૃહદ્રથ રાજાની સ્થિતિ કેવી થઇ? રાજા દિલીપની કેવી અવસ્થા થઇ? રાજા હરિચન્દ્રની કેવી સ્થિતિ થઇ? પુત્ર નહોતો તેથી તેમને પૃથ્વી શૂન્ય ભાસવા લાગી. પુત્ર થાય એટલા સારૂ તેમણે કેટલા કેટલા યજ્ઞ કર્યા; કેટલા ઋષિઓની સેવા કરી; કેટલાં તપ કર્યાં. બ્હેનો, પુરાણોમાંથી આવાં કેટલાંએ ઉદાહરણો મળશે.

ગરીબ ગરબાંને છોકરૂં ન હોય તો તેમને વિશેષ કંઇ લાગતું નથી; પરંતુ રાણીને છોકરૂં નહીં એટલે?–દેવી માલવીના મનની અમારાથી કલ્પનાજ કરી શકાતી નથી! સંતતિ ન હોવાથી થનારૂં દુઃખ એક વાંઝણી સ્ત્રીજ સમજી શકે!

રાજા એક દિવસે મહેલમાં ગયો, દેવી માલવી ખિન્ન થઇને બેઠી હતી. તેનાં નેત્રમાંથી ટપ ટપ આંસુ પડતાં હતાં. સંતતિ ન હોવાથી થનારી યાતનાઓની જાણે કે ગણના કરવાની તે મૌક્તિકોની જપમાળાજ હતી, એવાં તેનાં આંસુ રાજાને દેખાયાં. રાણીના આંસુ–રાજાને કેટલું દુઃખ! તે આંસુ તે કેટલી કિંમતના! આપણા વ્હાલાં મનુષ્યની આંખોમાંથી આંસુ પડતાં જોઇને આપણને કેટલું દુઃખ થાય છે! રાણીની આંખમાંથી આંસુ? રાજાના હૃદયમાં કંઇનું કંઈ થઇ ગયું. તે તેને નાના પ્રકારે પૂછવા લાગ્યો. પરંતુ તેને સુદ્ધાં દુઃખનું કારણ સમજાયું નહીં!

રાજા બોલ્યો, “દેવી! તારા શોકનું કારણ હું જાણતો નથી. તું આવી ઉદાસ કાં, ખિન્ન શા સારૂ? તું આટલી સુંદર; પણ હમણાં કૃષ્ણપક્ષમાંની સંધ્યાની જેમ વિશોભિત દેખાય છે. તને શું ઉણું પડયું છે? કોઇએ તારો અપરાધ કર્યો છે શું? તું બોલતી કેમ નથી?”



દાસીએ કહ્યું, " મહારાજ, રાણી સાહેબ હમણાં હમણાં આમજ કરતા લાગ્યાં છે. એ આંખમાં કાજળ ઘાલતા નથી ! તાંબુલ ખાતાં નથી !...

[ પૃ ૯

તો પણ દેવીએ કંઇજ જવાબ આપ્યો નહીં. એના શ્વાસોચ્છ્વાસ રાજાને વધુ વધુજ ભારે સંભળાવા લાગ્યા. નજીકમાં એક દાસી ઉભી હતી તેણે રાજાને કહ્યું, “ મહારાજ, રાણી સાહેબ હમણાં હમણાં આમજ કરવા લાગ્યાં છે. હમણાં તો તેમનું કશાનીએ ઉપર મનજ લાગતું નથી, તેમનો દેહ કાષ્ટવત કૃશ થતો જાય છે. તેમણે ઉંચી ઉંચી જાતના વસ્ત્રોનો ત્યાગ કર્યો છે. ને આવાં વલ્કલો પરિધાન કરે છે. આંખમાં કાજળ ઘાલતાં નથી, તાંબુલ ખાતાં નથી, ને કોઇ કોઇ વાર તો એ જમતાંજ નથી. નિરાહારી રહે છે. તેમને અમે કેટલુંએ સમજાવીએ છીએ પણ તેમના મનનું સમાધાન થતું નથી. ઉપદેશ આપી અપીને અમે થાકી ગયાં છીએ. તેમને હવે કોઈ પણ જાતના સુખમાં અભિરૂચીજ રહી નથી. મહારાજ, રાણી સાહેબની ચિંતાનું એકજ કારણ છે; તેમને હજુ ચડતો દિવસ થતો નથી. વંશનું ઋણ હજુ તેમના હાથેથી છૂટ્યું નથી ! ”

રાજાએ માલવીના આંસુ લુછીને કહ્યું, “ દેવી, ગયે જન્મે આપણ બન્નેએ કંઇ પૂણ્ય નહીં કર્યું હોય એથી આ જન્મે પુત્રસુખ જોવાનું ભાગ્ય આપણા નશીબમાં નથી. ”

રાણી બોલી, “ મહારાજ, હું શોભાહીન થઇ છું. હું રાણી પદને શોભતી નથી. વૃક્ષને કિંવા લતાને ફુલ કિંવા ફળ ન આવે એટલે તે વૃક્ષ શોભતું નથી ને તે લતા પણ શોભતી નથી. નદીમાં પાણી ન હોય એટલે તે નદી શોભતી નથી. હું પણ એ પાણી વિનાની નદીના જેવી બની છું. મહારાજ, સંતતિ વિના સ્ત્રીઓનો જન્મ વ્યર્થ. પુત્રવિના આપણને સ્વર્ગની પ્રાપ્તિ નથી. સંતતિ ન હોય તેને **ઉત્તમ ગતિ નથી** એવું મેં સાંભળ્યું છે. સર્વ પ્રકારનાં ઐશ્વર્ય આપણને અનુકૂળ હોવા છતાં તેનો શો ઉપયોગ ? ”

રાજા દુ:ખી હૃદયે બોલ્યો, “ દેવી હું પણ આ રાજ્યનો ત્યાગ કરૂં છું. આપણે આ રાજ્ય પ્રજાને સ્વાધીન કરીએ. પ્રજાને આ

રાજ્યની અધિકારી બનાવીએ, અને આપણે વનમાં જઇએ! આપણને પૂર્વ જન્મનો શાપ હોવો જોઇએ. એનું આપણે વનમાં જઇને પરિમાર્જન કરીએ!"

આમ કહીને રાજાએ તેજ દિવસે એક સભા બોલાવી. એના રાજ્યમાં જેટલા જેટલા બ્રાહ્મણ હતા, જેટલા જેટલા મંત્રદ્રષ્ટા ઋષિ હતા, મુનિ હતા, પંડિત હતા, તત્વવિદ્ હતા, એ બધાને તેણે તેજ દિવસે નિમંત્રણ કર્યું.

---



## 'રાજા તું તપશ્ચર્યા કર.'



### ( ૩ )



રાજા બોલ્યો, "અહો ઋષિ અને મુનિવરો ! તમે મને રાજા કર્યો. તમે મને મંત્રપૂર્વક આ સિંહાસન પર બેસાડયો. પરંતુ હવે મને વૃદ્ધાવસ્થા આવી છે. કોણ જાણે, હું કેટલા દિવસ જીવીશ ! તમે મને આ સિંહાસનપર બેસાડતી વેળા, 'તું પર્વત જેવો અચલ રહે, ઈંદ્રની પેઠે આ તારા દેશનું તું રક્ષણ કર, આકાશ, પૃથ્વી, વિશ્વ ને પર્વતની પેઠે રાજા પોતે અઢળ હોય છે.' આમ બોલીને તમે આ રાજ્યનાં સૂત્રો મારા હાથમાં આપ્યાં. આજ હવે આ રાજ્યની કંઇ પણ વ્યવસ્થા કરવી જોઇએ. તમારો રાજા પુત્રહીન ! તમારા રાજાને સંતતિ નથી. મારા પશ્ચાત્ આ રાજ્ય શત્રુ હરી લેશે; પારકાઓ આવીને આ સુંદર રાજ્યનો ઉપભોગ લેશે. એ મારાથી સહન થતું નથી ! બીજાઓના તાબામાં આ રાજ્ય ન જાય એવી મારી ઇચ્છા છે. આ રાજ્યનો ભાર હવે હું કોના ઉપર નાંખુ ?—"

રાજાનું આ કહેવું સાંભળીને સર્વ સભાસદોને બહુજ દુઃખ થયું. બધાની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. આખી સભા શોકાકુલ થઇ, એ પ્રજાનો રાજા ઉપર પિતા પ્રમાણે પ્રેમ. એ રાજા તે તમને પરમેશ્વરનો અંશ ! ઇશ્વરે આપેલો પ્રતિનિધિ ! એના મ્હોંમાંથી આવા દુઃખના ઉદ્ગાર સાંભળીને સહુ પ્રજાજન દુઃખથી વ્યાકૂળ બની ગયા.

રાજા બોલ્યો, "આંખો હોવા છતાં હું આંધળો બન્યો છું. પ્રજાને મેં કદિ પણ દુભવી નથી. ગુરૂજનોનો અનાદર કર્યો નથી. ધનુષ્યને ચડાવ્યું હશે ખરૂં પણ મનને મેં કદિએ ચડાવ્યું નથી. મારા

વંશની કીર્તિ મહાન, પ્રજાની કીર્તિ મહાન, એ કીર્તિને મેં સાચવી રાખી. પરંતુ આજ હુ વાંઝીયો રહ્યો છું. મને સંતાન નથી! એ પુત્ર સુખ મને ક્યારે મળશે? મારા પુત્રનું મ્હોં ક્યારે મારી નજરે પડશે? મારા વંશનું કેવી રીતે રક્ષણ થશે? રાજાનું એ કથન સાંભળીને જે ઋષિ-મુનિ હતા, મંત્ર દ્રષ્ટા હતા, જે તત્ત્વવિદ્ હતા, તે બધા માંહોમાંહે વિચાર કરવા લાગ્યા.

રાજાએ ફરીથી કહ્યું, "મુનિજનો, તમે આશ્રમમાં વાવેલાં વૃક્ષને-હાથે પાણી પાઇ પાઇને અતિશય પ્રેમથી ઉછેરેલાં વૃક્ષને-ફળ ફુલ ન આવે તો તમારા મનને કેટલું કષ્ટ થાય છે! આજ પર્યંત આ સોના જેવા રાજ્યનું મેં જતન કર્યું, આ પ્રજાનું મેં પાલન કર્યું —પરંતુ મને કંઇ સંતતિ નથી.'

આજ પર્યન્ત મેં યજ્ઞયાગ કર્યા અને દેવનું ઋણ ફેડયું, વેદોનું અધ્યયન કર્યું અને તમો ઋષિ મુનિનું ઋણ ફેડયું, પરંતુ **પિતૃ**ઋણ! હાય હાય! આજ એ પિતૃઋણ હું કેવી રીતે ફેડું! મને સૂઝતું નથી! યજ્ઞયાગ કરીને, વેદાધ્યયન કરીને, હું શુદ્ધ થયો છુ, પરંતુ 'પિતૃઋણ' મારે હાથેથી છૂટયું નથી. એથી એક બાજુએ પ્રકાશ અને આગળ અંધારૂં હોય એવા પર્વતના જેવો હું બન્યો છું. મારો માર્ગ અંધકારથી વ્યાપ્ત થયો છે. હું શ્રાદ્ધ કરૂં છું: એ વખતે મારા પિતૃઓ મારા હાથમાંનું પાણી લેતા નથી. મારા મૃત્યુ પછી આ પાણી મળવું દુર્લભ થશે એમ જાણી મેં આપેલું શિતળ પાણી તેઓ પોતાના ઉના ઉના એવા દીર્ઘ નિશ્વાસોવડે ઉનું ઉનું કરીને પીએ છે! તેમના તે નિસાસા, મારા ભાવી દુઃખો-વડે ઉત્પન્ન થએલા હોય છે. શ્રાદ્ધમાં અન્નસંતર્પણ કરતી વેળા અન્ન લેવા સારૂ મારા પિતરો આવતા નથી! મને સંતતિહીન જોઇને, નિરાશ બની તેઓ પાછા જાય છે! મારા પશ્ચાત્ તેમને પિંડ નહીં મળે એ કારણથી તેઓ બહુ દુઃખિત થાય છે. તેઓ ભોજનને માટે આવ્યા હોય છતાં પેટ ભરીને જમતા નથી. કહો, કહો હું શું કરૂં? રાત ને દિવસ આ એકજ વાતથી મારૂં હૃદય દુઃખી થયું છે. મહા-

રાજ, આપ બધા તત્વવિદ છે, મંત્રદ્રષ્ટા છો. આજ પર્યંત આપના આશિર્વાદવડે અનેકોને સંતતિ થઇ છે—વૃદ્ધાવસ્થામાં પણ સંતતિ થએલી છે. કહો ભૂદેવો, સંતતિને માટે હું શું કરૂં ?"

એ ઠેકાણે જે મોટા મોટા ઋષિમુનિ આવ્યા હતા તેમણે ઘણા વખત સુધી પોતાના મનમાં વિચાર કર્યો; માંહોમાંહે ચર્ચા કરી. અનેક ઋષિ જ્ઞાની હતા, તપસ્વી હતા. તેમણે અંતર્જ્ઞાનવડે સર્વ બીના જાણી લાધી. અને રાજા પ્રત્યે નિશ્ચય પૂર્વક બોલ્યા "રાજા! તું ઉદાસ ન થા. ચિન્તા ન કર. તું તપશ્ચર્યા કર. તને ખાત્રીથી પુત્ર થશે! તારા સંતતિપ્રતિબંધનું કારણ શું છે તે અમે જાણી લીધું છે." આમ કહીને તેઓ થોડી વધુવાર પોતાના મનમાં વિચાર કરી રહ્યા. એ વખતે તે ઋષિ અને મુનિ, એકાદ નદીમાંના માછલાં જેમ ગાઢ ઉંઘમાં પડ્યા હોય એવા દેખાતા હતા!

"પોતાને પુત્ર થશે એમ સાંભળતાં જ રાજાને અત્યંત હર્ષ થયો. ઋષિ-મુનિના આશિર્વાદ કદી પણ વ્યર્થ જતા નથી. એની તેને ખાત્રી હતી. અંધારામાં થઇ જનારાને જેમ અચાનક પ્રકાશ પ્રાપ્ત થાય તે પ્રમાણે રાજાનો નિરાશારૂપી અંધકાર એકદમ નષ્ટ થયો! એની આશાની બુઝાઇ ગએલી જ્યોત પુનઃ પ્રજ્વલિત થઇ. મરવા પડેલાને અમૃતની પ્રાપ્તિથી જેવો આનંદ થાય તેવો આનંદ તેને થયો. તે ઉત્સુક અંતઃકરણથી ઋષિ-મુનિઓ પ્રત્યે બોલ્યો— "કહો, કહો, હું શું કરૂં? મારા રાજ્ય રક્ષણને માટે—વંશ રક્ષણને માટે ગમે તે કરવાને હું તૈયાર છું—પ્રત્યક્ષ આ પ્રાણ ઉપર સુદ્ધાં ઉદાર થવાને હું તૈયાર છું!"

રાજાનું આ બોલવું સાંભળીને આવેલા સભાજનોને બહુ આનંદ થયો. એ તત્ત્વવિદોએ, એ મંત્ર દ્રષ્ટા ઋષિ-મુનિઓએ, મહર્ષિઓએ, રાજાને બ્રહ્મદેવની પ્રિયા-સાવિત્રી દેવિનું આરાધન કરવાને કહ્યું. અને સહુ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. એજ ક્ષણે રાજાએ તપશ્ચર્યા કરવા સારૂ જવાની તમામ તૈયારી કરી.

# અદ્રષ્ટ સુદ્ધાં બદલી શકાય છે.



## (૪)

“રાજા તપશ્ચર્યાને માટે વનમાં જવાના છે.” એ વાત મદ્ર દેશના આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષોએ સાંભળી;સાંભળીને તે બહુ દુઃખી થયા. રાજાનું સિંહાસન કંઇક કાળ પર્યંત ખાલી પડવાનું–પિતાની પેઠે પાલનકર્ત્તા કંઇકકાળ પર્યંત વનમાં જશે–એવી ભાવનાથી તેમનાં મનો અત્યંત દુઃખી બન્યાં પરંતુ રાજાને એકવાર પુત્ર થાય એવાજ સહુ કોઇની ઇચ્છા હતી. રાજાના વિયોગથી તેમનાં હૃદય દુઃખી થયાં હતાં. પ્રજાએ તેમને તેમના નિશ્ચયમાંથી ડગાવ્યા નહીં. દુઃખી મને, આંખોમાંથી ખળખળ વહેનારા અશ્રુ પ્રવાહવડે, મહાકષ્ટે તેમણે રાજાને વિદાયગિરી આપી! રાજા પણ સહુ કોઇને સમજાવી સમજાવીને, બધાંઓનું પુનઃ પુનઃ સાંભળી લઇને, તેમનું સાંત્વન કરતો કરતો અને પોતાના વસ્ત્રવડે પોતાની દુઃખિત રાણીનાં અશ્રુને વારંવાર લુછતો લુછતો એક દિવસે વનમાં ચાલ્યો ગયો.

વનમાં જઇને તેણે તપશ્ચર્યા આદરી. દૂધના જેવા શુભ્ર શય્યાપર પોઢનારો રાજા, તૃણની શય્યાપર,–રાત નહીં, દિવસ નહીં, એ ઘોર વનમાં કઠીણ તપશ્ચર્યા કરવા લાગ્યો. યજ્ઞકુંડ સળગાવીને તેણે તપશ્ચર્યા શરૂ કરી. તે અલૌકિક વનભૂમિ યજ્ઞના ઉજ્જવલ પ્રકાશથી પ્રકાશી રહી. એક દિવસ નહીં, બે દિવસ નહીં, એક વર્ષ નહીં, બે વર્ષ નહીં, અશ્વપતિએ અઢાર વર્ષ સુધી અહોરાત્ર કઠોર તપશ્ચર્યા કરી ધીમે ધીમે તેની તપશ્ચર્યાને લીધે સર્વ ચરાચર કંપિત થયા લાગ્યું. અશ્વપતિ યજ્ઞ ઉપર યજ્ઞ કરવા લાગ્યાથી, યજ્ઞના ધૂમાડાથી આખું, આકાશ વ્યાપી ગયુ. દેવતા, યક્ષ, કિન્નર, ગંધર્વ, સર્વદેવ બીલકુલ ગુસ્સે થઇ ગયા–‘અશ્વપતિ દેવોનો મહાન અપરાધ કરે છે!’ ‘અશ્વપતિ દેવોનો મહાન અપરાધ કરે છે!’ આમ જે તે દેવ કહેવા લાગ્યા!

કોઇએ પણ કઠોર તપશ્ચર્યા આરંભી કે દેવોને મોટો ભય ઉત્પન્ન થાય છે. તેમને લાગે છે કે કોઇએ પણ તપશ્ચર્યા કરવી નહીં. કારણ કે, તેમને રાત ને દિવસ પોતાના પદની ચિન્તા રહે છે. ખરેખર, દેવોમાં આ કેટલું બધું પૌરૂષત્વ !

આજ સુદ્ધાં અશ્વપતિની તે કઠોર તપશ્ચર્યા જોઇને, તમામ દેવો મનમાં ને મનમાં ગભરાઇ ગયા ! તેમના મનની ચળવિચળ સ્થિતિ થઇ ગઇ.—" અશ્વપતિ કેટલો ક્ષુદ્ર માનવી !—એણે આજ શા સારૂ અઘોર તપશ્ચર્યા આરંભવી જોઇએ ? "—

" અશ્વપતિ એક મનુષ્ય !—હવે તે દેવ બનશે, સ્વર્ગમાં આવશે. આપણું રાજ્ય, આપણા અધિકાર, આપણું પદ તે છીનવી લેશે;—શું આ ? 'મનુષ્ય' નો આ કેવડો મોટો અપરાધ ! " એ બધાઓને એમ લાગવા માંડયું કે, " હવે સર્વ નાશ થશે; આ અશ્વપતિ હવે કોના કોના અધિકાર કાઢી લેશે કોણ જાણે ! " પોતપોતાના અધિકારનું કેવી રીતે સંરક્ષણ કરી શકાય એની તેમને રાત ને દિવસ ચિન્તા થઇ પડી. **ઇંદ્ર**—દેવોનો રાજા. એમાંય તેણે સો યજ્ઞ કરેલા. પોતાનું સિંહાસન કેવી રીતે બચાવી શકાય એવા વિચારથી તે મુઝાઇ ગયો. તેને પોતાના ઇંદ્રપદની મોટી ચિન્તા થઇ પડી. **યમ**—પ્રત્યક્ષ ધર્મરાજ; ધર્મના અવતાર !—જેનાપર મનુષ્ય જાતનો મહાન ક્રોધ. હવે પછી તે કોના ઉપર પોતાનો અધિકાર ચલાવશે ? કારણ, દેવતાઓ અમર ! માત્ર ક્ષુદ્ર મનુષ્ય જાત ઘડીએ ઘડીએ મરનારી ! અશ્વપતિ, મારૂં સિંહાસન પડાવી લેશે કે શું ? યમધર્મના અધિકાર, મારા હાથમાંથી લઇ લેશે કે શું ? એવી તેને પણ મોટી ચિંતા થઇ પડી ! પોતાના અધિકારનું રક્ષણ કરવાનો ઉપાય તે શોધવા લાગ્યો ! **કુબેર**—દેવોની સંપત્તિનો અધિકારી, તેને એમ લાગવા માંડ્યું કે, " આ ક્ષુદ્ર મનુષ્ય જાતને કુબેરનો જ દ્વેષ ! કુબેરની જ ઇર્ષા !! કુબેરની સંપત્તિને માટે જ આ માણસોનો બધો પ્રયત્ન ! અશ્વપતિના મનમાં શું કુબેર થવાની ઇચ્છા છે ? દ્રવ્ય સિવાય આ માનવીઓને બીજો શાનો લોભ હોય ?

આ મનુષ્યજાત દ્રવ્યલોભી, ધનને માટે મરી ફીટનારી! આ અશ્વપતિ મારો ભંડાર લુંટી લેશે કે શું? આ ક્ષુદ્ર અશ્વપતિ મારી સંપત્તિ પડાવી લેવા સારૂજ આવી કઠોર તપશ્ચર્યા કરતો હોવો જોઈએ; આ દ્રવ્યલોભી મનુષ્યજાતને મારીજ ખૂબ અદેખાઇ!" એમ કુબેરને લાગતાં તેને પણ મોટી ચિંતા થઇ પડી. પોતાના ધનભંડારનું કેવી રીતે સંરક્ષણ કરી શકાય એજ એક બાબતનો તે રાત દિવસ વિચાર કરવા લાગ્યો. ચંદ્ર—સ્વાર્થીપણાથી અમૃતનું પાત્ર એકલોજ બથાવી પડેલો! એ અમૃતનું પાત્ર મેળવવા સારૂ મનુષ્ય જાતિના કેટલા બધા પ્રયત્ન! મનુષ્ય પ્રાણીને હજુ અમૃતની પ્રાપ્તિ નથી. તેને હજુ અમૃત પ્રાપ્ત થયું નથી! ચન્દ્રને લાગ્યું કે હવે આ ક્ષુદ્ર અશ્વપતિ, મારાજ અમૃતપાત્રને માટે આ બધો પ્રયત્ન કરે છે? અમૃતનું વાસણ હવે પોતાના હાથમાંથી જતુ રહેશે એવી ભાવનાથી ચન્દ્ર પણ ગાંડા જેવો બની ગયો! તેજ પ્રમાણે **વાયુ, વરૂણ, અગ્નિ** વગેરે દેવતાઓને,-પ્રત્યેકને પોતપોતાના અધિકારની રાત ને દિવસ ચિન્તા લાગી રહી! સર્વ દેવ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, અશ્વપતિએ આ જે ઘોર તપશ્ચર્યા આરંભી છે તે શા સારૂ?—અમારા અધિકાર કાઢી લેવાની ઇચ્છા સિવાય આ ક્ષુદ્રને બીજો કયો દુષ્ટ હેતુ હોય? આ તપશ્ચર્યાવડે તે ક્ષુદ્ર પ્રાણી, બ્રહ્મદેવને પ્રસન્ન કરી લીધા સિવાય રહેવાનો નથી! આ અશ્વપતિની તપશ્ચર્યાથી હવે વિધાતા સંતુષ્ટ થવાનાજ! અને એવી રીતે જો એકવાર એ ક્ષુદ્રની ઉપર વિધાતા પ્રસન્ન થયા તો તેઓ અશ્વપતિને ગમે તે વર આપ્યા વિના રહેશે નહીં અને એમ બન્યુ કે બસ સર્વ નાશ! વિધાતા સંતુષ્ટ થાય એટલે તે જેને જેવો વર જોઇએ તેવો તે આપવાનાજ! દેવોને એને માટે પૂરેપૂરી ખાત્રી હતી! તે પ્રત્યેકના કર્મ પ્રમાણે પ્રત્યેકને સુખદુ:ખનો અધિકારી બનાવે છે. આપણી (દેવોની) ઇચ્છા પ્રમાણે કંઇ પણ થતું નથી, એ બીના દેવોને કંઇ સમજાણી નહીં! તેમને એમ લાગતું હતું કે, તે જ્યારે જ્યારે સંતુષ્ટ કિંવા અસંતુષ્ટ થાય છે, ત્યારે ત્યારે, પોતાની

ઇચ્છામાં આવે એ પ્રમાણે પ્રત્યેકના અદ્રષ્ટમાં તે લખી નાંખે છે! અને પછી એ પ્રમાણે બન્યાં કરે છે! એનાપર કોઇનું કંઇ ચાલતું નથી. કોઇનાથીએ તેને કંઈ પૂછી શકાતું નથી! વિધાતા કરે તે પ્રમાણ અને લખે તે ખરૂં! છતાં પણ આવા સંકટને વખતે આપણે વિધાતાનીજ શરણે જવું યોગ્ય છે એમ તેમણે નક્કી કર્યું. અશ્વપતિની ઇચ્છા પ્રમાણે વિધાતા જો તેને વર ન આપે તોજ આપણે બચી શકીશું; એ સિવાય હવે આપણને બચવાનો બીજો ઉપાયજ નથી! આવો વિચાર કરીને એજ ક્ષણે બધા દેવતાઓ વિધાતાની સભામાં ગયા.

વિધાતા અથવા બ્રહ્મા, બ્રહ્મ લોકમાં બેસીને 'વેદગાન' શ્રવણ કરતા હતા! ચારે બાજુએ ગંધર્વ અને અપ્સરાવૃંદ મર્યાદા પૂર્વક બેઠું હતું! કોઇના હાથમાં વીણા, કોઇના હાથમાં તંબુરો, કોઇના હાથમાં પખવાજ, કોઇના હાથમાં સારંગી, કોઇના હાથમાં ઝાંઝ તો કોઇના હાથમાં મંજીરા, આવાં વાદ્યો શોભતાં હતાં! ચારે તરફ નૃત્ય અને ગાયન ચાલતું હતું! બ્રહ્મદેવને એ નૃત્યગાયનમાં સમાધિ લાગી હતી. આવા સમયે દેવગણ એ ઠેકાણે જઇને ઉભો રહ્યો!! બ્રહ્મદેવે એમની એ ખિન્ન મુખચર્યા જોઇને કુશળ પૂછ્યું. એથી દેવો પૈકી એક દેવે નતમસ્તકે પોતાની દુઃખકથા કહેવાની શરૂઆત કરી. દેવોની દુઃખકથા સાંભળીને બ્રહ્મદેવને ખુબજ આશ્ચર્ય થયું! મનમાંને મનમાં તે બોલ્યા, 'દેવ મૂર્ખ બન્યા છે! જેના તેના કર્મ પ્રમાણે પ્રત્યેક જણ સુખદુઃખ ભોગવતો હોય છે; અમને તેનું શું! અમે તો કેવળ કારણ માત્ર." વિધાતાએ ખુલ્લી રીતે કહ્યું, "તમે આટલા બધા ચિંતામાં કેમ પડ્યા છો? અશ્વપતિ તપશ્ચર્યા કરે છે તેનું કારણ બીજુંજ કંઇ છે. એકાદ કોઇ તપશ્ચર્યા કરવા લાગ્યો કે, તે તમારા અધિકાર કાઢી લે છે એમ તમને કોણે કહ્યું? અશ્વપતિને શાનો અભાવ છે? ઇંદ્રની બરોબરીનું અશ્વપતિનું ઐશ્વર્ય કુબેરના ભંડારની જેમ અશ્વપતિના રત્નભાંડાર! અને જેના તપશ્ચર્યાનું આટલું જોર,–તેને યમના યમપણાની પણ ઇચ્છા ક્યાંથી હોય!"

વિધાતાના એ ઉદ્ગાર સાંભળતાં દેવસમુદાય સ્તંભિતજ થઇ

ગયો ! બધાએ મુંઝાઇ ગયા. કોઇનીએ બુદ્ધિમાં બ્રહ્મદેવના બોલવાનો પ્રકાશ પડ્યો નહીં ! બ્રહ્મદેવના જવાબથી અન્ય દેવોના મનનું સમાધાન જે કંઇ થયું હો તે ખરૂં, પરંતુ યમને માત્ર વિધાતાના એ શબ્દ બીલકુલજ ગમ્યા નહીં. અશ્વપતિનું ઐશ્વર્ય ઈંદ્રના ઐશ્વર્યની બરોબરનું, અને જો ખરેખરજ એમ હોય,–તો ઈંદ્રનું ઐશ્વર્ય અશ્વપતિને અનાવશ્યક ! અશ્વપતિના રત્નભાંડાર, કુબેરના ભાંડાર જેવા, અર્થાત્ તેમ હોય તો કુબેરના ભાંડારનું પણ અશ્વપતિને પ્રયોજન નહીં ! તો પછી અશ્વપતિને જોઇએ છે તે શું ? શું તેને મારૂં પદ જોઇએ છે ? યમની સત્તાની સાથે સ્પર્ધા કરવા જેવું એ અશ્વપતિની પાસે શું છે ? તેને યમત્વની ઇચ્છા શા ઉપરથી નહીં હોય ? શું યમ એટલો ક્ષુદ્ર છે ? યમના અધિકારનોજ એ ક્ષુદ્ર મનુષ્યને લોભ હોવો જોઇએ ! આ મનુષ્ય, વિધાતાની પાસે બીજું શું માગવાનો છે ?–' મને અમર કરો; મને મૃત્યુ ન આવે, આ યમધર્મનો અધિકાર મને આપો.' એજ ! યમના મનમાં એ વિચાર આવતાંજ, તેને મોટો ગર્વ થયો ! તેને પોતાના યમત્વનું અભિમાન લાગવા માંડ્યું ! ' આ ક્ષુદ્ર માનવજાત માગી માગીને બીજું શું માગનાર છે ?' તેથી યમે વિધાતાને કહ્યું, " પ્રભુ ! અમે શું એટલા ક્ષુદ્ર છીએ ? અમે ચરાચરનો નાશ કરનાર, એમાંય હું **મૂર્તિમંતધર્મ !** અમારો અધિકાર એ ક્ષુદ્ર મનુષ્યને લોભનીય નથી ? "

બ્રહ્મદેવ ધર્મરાજાના મનમાંનો ગૂઢ હેતુ જાણી ગયા ! મનમાં ને મનમાં હસીને તે બોલ્યા,—" એજ ભૂલ, અહીંયાજ યમદેવની જબરજસ્ત ભૂલ થાય છે ! એની આ ભૂલ ભરેલી માન્યતાને દૂર કરવી જોઇએ !" આથી વિધાતાએ યમ-ધર્મને પ્રગટપણે કહ્યું, " તમારો અધિકાર મોટો કેવી રીતે ? તમે કોણ ? તમે શું પોતાની ઇચ્છાથી ચરાચરનો લય કરી શકો છો ? શું તમે પોતાના ઇચ્છાથીજ સર્વને સુખી કિંવા દુઃખી બનાવો છો ? આવું તમે કયારથી કરવા લાગ્યા ? સુખ દુઃખની વહેંચણી કરી આપવાનો તમને શો અધિકાર છે ? "

યમે આશ્ચર્યથી કહ્યું, "મારી ઇચ્છા બાજુએ રહી, પણ આપની

ઇચ્છા પ્રમાણે તો થાય છે કે નહીં? આપની ઇચ્છાથીજ હું એ બધું કરૂં છું! મારા જેવું આ સામર્થ્ય બીજા કોનામાં છે?" વિધાતાએ હસીને જવાબ આપ્યો, "ભૂલ! ભૂલ! ધર્મરાજ, અહીંયાજ તમારી દિશાભૂલ થાય છે. બીલકુલ ભૂલ ભરેલી આ તમારી માન્યતા! તે તમારીએ ઇચ્છા નથી ને મારીએ ઇચ્છા નથી. આપણે બન્ને કેવળ નામ માત્રના! મનુષ્યનાં સુખ દુઃખ મનુષ્ય પોતેજ નિર્માણ કરે છે. અને તે પોતેજ તેનો નાશ કરે છે!" મનુષ્ય પોતાનું સુખ પોતેજ મેળવી લે છે અને પોતાનું દુઃખ પણ પોતેજ નિર્માણ કરે છે. મનુષ્ય સુખનો કિંવા દુઃખનો કોશ પોતેજ તૈયાર કરે છે; ને પોતાને તેમાં વીંટી લે છે. ને પછી 'હાય હાય!' અથવા 'અહાહા!' કરતો હોય છે! આપણે તો માત્ર અમથું જોવાનું. મારેતમારે, તો ફક્ત બધાના સુખદુઃખની વ્યવસ્થાજ કરવાની! પરંતુ તે સુદ્ધાં આપણી ઇચ્છા પ્રમાણે નહીં;—જેના તેના કર્મફળના હિસાબ પ્રમાણે જે જેવું કર્મ કરે, તેને તેવુંજ ફળ આપવું! પોતાના લલાટમાં તેણે પ્રથમથીજ પોતાનું અદૃષ્ટ લખી રાખેલું હોય છે. તે આપણે વાંચી જોવાનું. વાંચી જોઇ તે પ્રમાણે યોગ્ય વ્યવસ્થા કરવી! તેણે લખેલું હોય છતાં પણ જો તે તેનાથી વિરૂદ્ધ ઇચ્છા કરવા લાગે તો તેને તેની ઇચ્છા પ્રમાણેજ ફળ આપવાનું! એની ઇચ્છા વિરૂદ્ધ, કંઇ પણ કરવાનો આપણને અધિકારજ નથી! દેવોએ આ વાત વિસરવી નહીં, સારી રીતે ધ્યાનમાં રાખવી!"

દેવોને બહુ આશ્ચર્ય થયું. કારણ, આજ પર્યંત તેમણે આવું કદિ પણ સાંભળ્યું નહોતું, સાંભળતાંજ તેમણે આશ્ચર્યથી વિધાતાને પૂછ્યું, "તો પછી શું ખુદ તમારાએ લખ્યામાં ફેરફાર થઇ શકે છે? તમારૂંએ વિધાન બદલાવી શકાય છે? મનુષ્ય પોતાનું અદૃષ્ટ પોતેજ બદલી શકે છે? આશ્ચર્યની વાત!—આજ અમે એક આશ્ચર્યની વાત સાંભળીએ છીએ!" વિધાતાએ જવાબ આપ્યો, "અદૃષ્ટ બદલી શકાતું નથી? અવશ્ય બદલી શકાય છે. માત્ર એને માટે તેને ઘોર તપશ્ચર્યા કરવી પડે છે. મનુષ્ય તપશ્ચર્યા ન કરતાં પોતાનું અદૃષ્ટ બદલી શકશે નહીં. અમથું અમથુંજ અદૃષ્ટ

કેવી રીતે બદલાય ? અદ્રષ્ટ પોતે પોતાની જાતે તો કદિજ બદલાતુ નથી. તેને મનુષ્યેજ બદલવું જોઇએ છે. મનુષ્યો જન્મતાંજ એક સરખા પંગુ હોય છે; આગળ જતાં તે પોતાની તપશ્ચર્યાવડે નાનેથી મોટા પદે ચડે છે, રંકના રાજા બને છે, ગરીબના શ્રીમંત થાય છે. મનુષ્ય મટી દેવ બને છે !"

દેવોએ ફરી આશ્ચર્યથી કહ્યું, "આશ્ચર્ય ! અમે આજ પર્યંત કયારેય પણ આવું સાંભળ્યું નહોતું. આજ અમે આ નવીનજ સાંભળીએ છીએ. શું આશ્ચર્ય ! કેટલુ આશ્ચર્ય !—"

વિધાતાએ જવાબ આપ્યો, "એમાં અમને પોતાને કંઇજ આશ્ચર્ય નથી. તમે કદિ સાંભળ્યુંજ નથી, તેથી તમને આશ્ચર્ય. અસ્તુ. જે જે દેવોને આ વાત ન સમજાણી હોય તેમને તે બરાબર સમજાવી દેવાની વ્યવસ્થા હું કરૂં છું. અશ્વપતિ તપશ્ચર્યા કરે છે પુત્ર લાભને માટે; છતાં તમો દેવોને આટલા ચિંતાગ્રસ્ત થઇ જવાનું શું કારણ? તમે બ્હીઓ નહીં. અશ્વપતિની તપશ્ચર્યા પૂરી થવા આવી છે. સૌ હવે પધારો !"

દેવગણે અસંતુષ્ટ અંતઃકરણથી પણ વિધાતાની રજા લીધી ! અને મનમાં એ પ્રશ્નનો વિચાર કરતા કરતા તેઓ પોતપોતાના સ્થાનક તરફ વળી નીકળ્યા !

દેવગણના ગયા પછી વિધાતાએ સાવિત્રી દેવીનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંજ દેવી એ સ્થળે ઉપસ્થિત થયાં. બ્રહ્મદેવે દેવીને કહ્યું, "દેવી ! અશ્વપતિ આજ અઢાર વર્ષથી એક સરખી તપશ્ચર્યા કરે છે; તે શું તમારા ધ્યાનમાં નથી ?" દેવીએ નમ્રતાથી કહ્યું, "પ્રભુ ! એના તરફ હું શાનું ધ્યાન આપું ?-એ માર્ગ તો તમે કયારનોએ બંધ કરી નાંખ્યો છે. અશ્વપતિ તપશ્ચર્યા કરે છે પુત્ર લાભને માટે; આપે તો તેના જન્મકાળેજ 'નિઃસંતાન' એમ તેના 'નશીબમાં' લખી રાખ્યું છે, સાવિત્રી જઇને હવે શું કરે ?"

બ્રહ્મદેવે મનમાં કહ્યું કે, બધા દેવોની જે ભૂલ, તેજ સાવિત્રીની સુદ્ધાં ભૂલ ! પછી બ્રહ્મદેવ દેવી પ્રત્યે બોલ્યા, "દેવી ! ઠીક છે; આ ક્ષણેજ તમે ભૂલોકમાં જાઓ ! અશ્વપતિના અદ્રષ્ટમાં મેં

નિ:સંતાન એમ લખ્યું હતું ખરૂં; પણ હવે તેનું અદૃષ્ટ તેણે બદલી નાંખ્યું છે! એને સંતાનવાળો બનાવવાની મને ફરજ પડી છે. અશ્વપતિને થોડાજ સમયમાં એક કન્યા થશે. તમે હમણાંને હમણાં જઇને તેને આ શુભ વર આપી આવો. અને તેને એમ પણ કહો કે, "હવે પછી તારી તપશ્ચર્યાંનું કારણ રહ્યું નથી."

"અશ્વપતિ પુત્રને માટે તપશ્ચર્યા કરે છે, પુત્ર ન હોવાથી તેનું રાજ્ય નષ્ટ થઈ જવાનું હતું પણ વિધાતાએ તેને એક સુંદર કન્યા આપી,—આથી અશ્વપતિની ઇચ્છા કેવી રીતે સફળ થશે?" સાવિત્રી મનમાં કંઇજ સમજી શકયાં નહીં! તેમણે અજ્ઞભાવે પુન: વિધાતાને પૂછ્યું, "કન્યા?-કન્યા શા માટે પ્રભુ? અશ્વપતિ પુત્રને માટે ઉત્સુક છે; પુત્ર વિના મદ્રદેશનું રાજ્ય કેવી રીતે બચશે? કન્યા લઇને અશ્વપતિ શું કરવાનો છે? એને તો પુત્ર જોઇએ."—

વિધાતાએ જવાબ આપ્યો, "એમાં એનું શું નુકસાન છે? એને એવીજ કન્યા થશે,-કે જે જન્મીને સો પુત્રનું કાર્ય કરશે. સો પુત્ર થવાથીએ પણ બાપને જે ધન્યતા મળતી નથી તે ધન્યતા તેની એક પતિવ્રતા કન્યા તેને મેળવી આપશે. **એ એક કન્યાની યોગ્યતા સો પુત્રના કરતાંય વધુ છે!"**

એ સાંભળીને, સાવિત્રી ભૂલોકમાં જવાને તૈયાર થયાં. પરંતુ જતાં જતાં તેમનાથી પોતાના પતિને બીજો એક વધુ પ્રશ્ન પૂછ્યા વિના રહી શકાયું નહીં. વિધિલિખિત કદિ પણ બદલાવાનું નથી, વિધિલિખિત કદિ પણ બદલવાનું નથી, તો પછી વિધાતાની આજ્ઞાનો અતિક્રમ કેવી રીતે થશે? વિધાતાના લખ્યા પ્રમાણે અશ્વપતિ પુત્રહીન! સંતાનહીન! અને હવે તે તેનું અદૃષ્ટ કેવી રીતે બદલશે?" દેવીએ પૃથ્વીપર જતી વખતે વિધાતાને એજ પ્રશ્ન પૂછ્યો.

સાવિત્રીદેવીનો એ પ્રશ્ન સાંભળીને વિધાતાએ કહ્યું, "જુઓ તમે પ્રત્યક્ષ મારી,—આ વિધાતાની પ્રિયા; પણ તમને સુદ્ધાં હજુ સમજાતું નથી! ખરેખર, દેવી! તમને આ મોટું લાંછન છે. પ્રિયા! તમે દેવતા; આ વિધાતાની તમે પરમ પ્રિય! પણ હજુ,

તમનેએ એનો બોધ થતો નથી, કેટલી આશ્ચર્યની વાત! દેવી, અદૃષ્ટ એ કર્મવડેજ બને છે; અને કર્મથીજ વિનાશ પામે છે. કોઇ-નાથીએ પોતાના અદૃષ્ટનો નાશ: કરી શકાય છે. હું કોણ, તમે કોણ? –આપણે કેવળ નામ માત્ર! પરંતુ તમનેજ શું, મોટા મોટા દેવોને ને દેવતાઓને સુદ્ધાં હજી સમજી શકાતું નથી કે 'મનુષ્ય પોતાનું અદૃષ્ટ પોતેજ બનાવતો હોય છે.' ગરીબ મનુષ્યજાતિની આ ભૂલ છે. તેને અમે કેટલુંએ કહીએ તો પણ તેનાથી તે ખરૂં મનાતુંજ નથી! અને એથીજ તો ચારે તરફ એકસરખો અનર્થ મચી રહ્યો છે! તેને જરાક કંઇ સંકટ આવ્યું કે તેના મનને થાય છે–'આ આપણા નસીબમાંજ લખેલું, વિધાતાએ લખેલું કેમ ભૂલે? પણ તેના અદૃષ્ટમાં લખનાર અમે કોણ? અમારે તેના અદૃષ્ટમાં લખવાને કારણ શું? પરંતુ એ મૂર્ખ મનુષ્યજાતિને અદ્યાપ તેનો કંઇ બોધ થતો નથી! અને મનુષ્યજાત 'આ બધુ દેવે કર્યું.' 'દેવજ એમ કરે છે!' આમ કહેવા લાગી કે પછી આ દેવોને અભિમાન આવે છે. તેમને લાગે છે કે, "અમેજ મનુષ્યના હિતના તેમજ અહિતના કર્તા છીએ! સારૂં નરસુંફળ અમેજ તેમને આપીએ છીએ? અમે હોઇએ પછી, પ્રાણીઓને ચિન્તા કરવાને શું કારણ?" ખરેખર દેવોની આ મોટી ભૂલ છે ને તે આ મૂર્ખ મનુષ્યજાતિને હજી સુધી ધ્યાનમાં આવતી નથી! બધાઓજ પોતપોતાનું અદૃષ્ટ પોતપોતાના પૂર્વ કર્મ પ્રમાણે બનાવતો હોય છે; આ દેવના લક્ષમાં આવતું નથી. આ મોટા મોટા દેવ! પરંતુ આ બાબતનો તેમને સુદ્ધાં હજી બોધ થતો નથી! તો પછી દુર્બળ મનુષ્ય જાત પોતે શું સમજી શકવાની છે? 'બધુ દેવ કરે છે,' એમ એકવાર લાગવા માંડ્યું કે, તે પ્રાણી દુર્બળ બન્યો જ સમજો! એને હાથે પછી કંઇજ થવાનું નહી. તેને લાગે છે, 'હશે, મારો હરી તો દેશે ખાટલાપરી' પરંતુ પક્ષી-ઓને ઉડવા સારૂં દેવોએ પાંખો આપેલી હોવા છતાંય, તેમને ખાવાનું શોધવાને, આકાશમાં ઉડ્ડાણ કરવું પડે છે. ને માણસો તો વગર પાંખના! કર્મ કર્યું કે ફળ મળવુંજ જોઇએ; પછી તે સારૂં હો કે

ખરાબ હો. પરંતુ એ મનુષ્યોને સમજાતું નથી અને દેવોને તો નહીંજ નહીં ! અશ્વપતિ તપશ્ચર્યાના સામર્થ્યવડે 'સંતાનવાન' બન્યો છે. અને તેથીજ હું તેને સંતાન આપી શક્યો ! ભક્તપર પ્રસન્ન થઇને ગમે તે પ્રકારનું વરદાન આપવાનો અધિકાર કોઈ પણ દેવને નથી. મારાથીજ શું, પણ કોઈ સુદ્ધાં નાના મોટા દેવથી એમ કરી શકાતું નથી–કરવું શકયજ નથી. દેવી ! હવે તમને સમજાયુંને કે કોની ઇચ્છાથી શું થાય છે તે ?"

વિધાતાનું બોલવું સાંભળીને, સાવિત્રીદેવી પણ ઇતર દેવોની પેઠેજ કંઇ પણ પ્રત્યુત્તર ન આપતાંજ મૃત્યુલોકમાં જવાને મુંગે મ્હોંઢે તૈયાર થયાં ! પણ જતી વખતે તેમણે આશ્ચર્ય પૂર્વક વિધાતાને કહ્યું, "તો પછી, કેટલો મોટો આ ભ્રમ ! જો એમ છે તો તમામ દેવોને એમ ચોકખેચોકખું કહી નાંખવું એ ઉચિત નહીં કે? કેવો આ અમો દેવતાનો ભ્રમ ! મનુષ્યજાતિને જ્યાં સુધી આ સમજાયું નથી ત્યાં સુધી તો ઠીક પણ એ એકવાર તેમના ધ્યાનમાં આવ્યું કે પછી, દેવોની શી દુર્દશા થશે ! દેવોના ધ્યાનમાં હજુએ એ કેમ નથી આવતું ?"—

વિધાતાએ કહ્યું "દેવોમાં હવે એ જાણવાની શક્તિ રહી નથી ! બધાને એ સમજાતુંએ જોઇએ અને બધાઓએ તે સમજી પણ લેવું જોઇએ. નહીં તો સૃષ્ટિની એક ક્ષણમાત્રમાં રાખ થઇ જશે ! આખું જગત્ ધુળ ભેગું થશે ! ને એટલા માટેજ, મેં અશ્વપતિને 'સંતાનવાન' કરીને પુત્ર આપ્યો નહીં, એક સુકન્યા માત્ર દીધી છે; મને પૂરેપુરો ભરોસો છે કે, આ એકજ સુકન્યા તેના કુળમાં જન્મ લેશે પણ તે અખિલ બ્રહ્માંડને એમ બતાવી દેશે કે, '**મનુષ્યથી અદૃષ્ટ બદલી શકાય છે.**'

આથી સાવિત્રીદેવીના લક્ષમાં આવી ચુક્યું કે, સુકન્યા આપવામાં વિધાતાનો કંઇ પણ ગૂઢ હેતુ હોવો જોઇએ. આ પ્રમાણે દેવીના ધ્યાનમાં આવતાંજ તેમણે પ્રફુલ્લ વદને વિધાતાની સામે જોયું; અને હર્ષભરિત હૃદયે તેમણે વિધાતાની આજ્ઞા લીધી.

# શાપ



## ( ૫ )



અશ્વપતિએ હોમ અને યજ્ઞ શરૂ કર્યાં ત્યારથી દેવોમાં કેવો ગભરાટ ફેલાઇ રહ્યો હતો, અને બ્રહ્મદેવે તેમને કેટલીએ રીતે સમજાવીને કહ્યું તો પણ તેમને સમજાયું નહીં, એ મેં ગયા પ્રકરણમાં કહ્યુંજ છે. પરંતુ જ્યાં સાક્ષાત્ બ્રહ્મદેવે સમજાવવાથી સુદ્ધાં જેમને કંઇ સમજાયું નહી તેમને બીજું કોણ સમજાવી શકે ? અને તે માને પણ કોણ ? થવાનું હોય તે થોડુંજ મિથ્યા થાય છે ? દેવો બ્રહ્મદેવની સભામાંથી બહાર પડ્યા ન પડ્યા એટલામાંજ નારદની ને તેમની ભેટ થઇ ! બધા દેવોએ નારદના પગને મજબૂત પકડી લીધા, અને કંઇ પણ તોડ કાઢવા તેઓ તેમને વિનંતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યા, “ નારદ, તારો ત્રૈલોકયમાં સંચાર ! તારી ગતિ અનિરુદ્ધ: તારો અશ્વપતિની સભામાં પ્રવેશ;–નારદ, નારદ, તું અમને બચાવ. આજ અમારો ઇંદ્ર ચાલ્યો, ચન્દ્રનું અમૃત જવાનું, કુબેર ભિખારી બનવાનો ! અમને પિતામહે બહુ બહુ કહ્યું પણ અમને તે કંઇ સમજાયું નહીં ! નારદ, હવે અમારૂં ઇંદ્રપદ તારા હાથમાં, અમારૂં વૈકુંઠ તારા હાથમાં, કૈલાસ તારા હાથમાં અને આ અલકાવતી પણ તારાજ હાથમાં । માણસો આટલું તપ કરતાં હશે એમ અમને લાગ્યું નહીં. નારદ ! નારદ ! આ માણસો તપ કરીને અમને અડચણ કરવા લાગ્યાં છે. જે યુગમાં જે બાબતો બની નથી, તે બાબતો, આ માણસો હવે કરવા લાગ્યાં છે. તો હવે અમારૂં દેવત્વ કેવી રીતે રહેશે, નારદ !

"દેવત્વ કેવી રીતે રહેશે?" બહુ આશ્ચર્યની વાત! દેવોને માણસોની બ્હીક લાગવા માંડી,-મહદાશ્ચર્યની વાત! દેવો! માણસો દેવ થવા લાગ્યા તો તમારૂં શું બગડયું? તમને ઈંદ્રની પંચાત પડે છે, તે ઈંદ્ર તમને મળશે! તમારી દેવતાની સંખ્યામાં બીજા એકનો વધારો થઈને તેત્રીસ કરોડને એક દેવ બનશે. કેટલું ભૂષણ! દેવો, તમે ગમે તેમ કરો પણ આ માણસો દેવોના કરતા શ્રેષ્ઠજ છે; —માણસો, મૃત્યુ આવ્યા પછી કિંવા સદેહે મૃત્યુને તરી જાય છે: આકાશમાં તે અચલ બને છે; તેઓ મૃત્યુભૂમિપર પાછા આવતા નથી. તપશ્ચર્યાના ખદિરાંગારમાં પોતાના શરીરનો ધુપ કરીને બ્રહ્મદેવની સભામાં તેઓ અઢળ આસન મેળવે છે. તેમના સ્વાગતને માટે પોતાના આસન ઉપરથી ઉઠીને બ્રહ્મદેવને આગળ આવવું પડે છે. માણસોની યોગ્યતા બહુ મોટી છે!"

'શું? આ શું બોલો છો નારદ!'

"હે દેવો! મનુષ્યોનામાં હમણાં દેવત્વ ઉત્પન્ન થયું છે. અને તમો દેવોનામાં હમણાં મનુષ્યત્વ પણ રહ્યું નથી. આ યુગ દેવોના પરાજયનો છે. આ યુગમાં એક આશ્ચર્યકારક બીના બનવાની છે. તે બીના તે,—મૃત્યુપર વિજય! આજ પર્યન્ત માણસો અમર થયાં છે પણ તેમણે યમધર્મને જીત્યો નહોતો; હવે પછી, મૃત્યુ મનુષ્યને આધીન થશે!"

યમ બોલ્યો, "શું? મૃત્યુ મનુષ્યને આધીન? મનુષ્યને આધીન મૃત્યુ રહેવાનું? અને એ શું શકય છે?"

નારદે કહ્યું, "હા, એ શકય છે. અને તે એક બાલિકા કરી બતાવશે. એક સ્ત્રી! એક સ્ત્રી, ધર્મનો પરાજય કરશે! ધર્મની ઉપર તે વિજય મેળવશે! ધર્મરાજ, તમારે એક સ્ત્રી આગળ નમ્ર બની તેના પતિના પ્રાણ તેને પાછા આપવા પડશે!

યમે પૂછયું, "તે સ્ત્રી કોણ છે?"

"અશ્વપતિની કન્યા!" નારદે જવાબ આપ્યો.

"અશ્વપતિ તો સંતાનહીન છે!-" બધા દેવોએ એકદમ ઘોષ કર્યો!

"ઓ દેવલોકો !" નારદે કહ્યું, એ સ્ત્રીની યોગ્યતા પાર્વતીના કરતાં અધિક, લક્ષ્મીના કરતાં શ્રેષ્ટ ! શચીના કરતાં વધારે ! તે સર્વ સ્ત્રીજાતિની આરાધ્ય દેવતા બનશે. જ્યાં સુધી સૂર્ય-ચન્દ્ર આ આકાશમાં તપે છે, ત્યાં સુધી, સર્વ જગ તેને વંદન કરશે. દેવી સાવિત્રી હમણાંજ અશ્વપતિને વર આપવા સારૂ ભૂમંડળમાં ગયાં છે !-"

પાર્વતી બોલ્યાં, "એ શકય નથી !"

લક્ષ્મી બોલ્યાં, "એ શકય નથી !"

શચી બોલ્યાં, "એ શકય નથી !"

દેવો બોલ્યા, "અમે આ વર પાછો લેશું. દેવીને અમે એવો વર નહીં આપવા દઇએ. દેવોના ઉપર કોઇનેએ વિજય મેળવવો શકય નથી. ધર્મરાજા, ચાલો આપણે મૃત્યુલોકમાં જઇને અશ્વપતિને શાપ આપીએ—"

સર્વ દેવે ભૂલોક તરફ દોટ મારી. પરન્તુ ભૂલોકપર આવવાનો દેવોનો માર્ગ, અશ્વપતિએ, પોતાના હોમનાં ધૂમાડાવડે બીલકુલ ઢાંકી નાંખ્યો હતો !

---



# અશ્વપતિને વરપ્રાપ્તિ.



( ૬ )



દેવી સાવિત્રી ભૂલોકમાં જવાને નીકળ્યાં ત્યારે અશ્વપતિએ યજ્ઞપર યજ્ઞ ને હોમપર હોમ કરીને તેના ધૂમાડાવડે સર્વ આકાશને ભરી નાંખ્યું હતું. હોમકુંડમાંથી ઉપર જનારા ધૂમાડાના ગોટા, જે પ્રમાણે પારેવાનાં ટોળાં આકાશમાં ઉડતાં જાય એ પ્રમાણે દેખાતા હતા. હોમકુંડમાંથી નીકળતી જ્વાળાઓ વાયુવડે એક સરખી હાલતી હોવાથી જાણે કે પ્રત્યક્ષ અગ્નિજ પોતાના હાથ આગળ કરીને અશ્વપતિના યજ્ઞનાં હવિર્દ્રવ્યો લે છે એમ લાગતું હતું. એ તપોવનમાં, પંચ-મહાભૂતોની સત્તા ચાલવી અશક્ય થયું હતું. વાયુ, અગ્નિ, તેજ. પૃથ્વી, આપ, સૌ અશ્વપતિને આધીન હતા. અશ્વપતિ સાવિત્રી-મંત્ર વડે રોજ અગ્નિકુંડમાં એક લક્ષ હવન કરતો. સાત સાત દિવસ નિરાહારી રહી, આઠમે દિવસે, તે ગાયનું થોડું દૂધ લેતો, આવી રીતનો ક્રમ એક વર્ષ નહીં, સતત અઢાર વર્ષ ચાલુ હતો. ઋષિ-મુનિઓએ તેને જે કહ્યું હતું તેનાપર તેની નિષ્ઠા-શ્રદ્ધા હતી. કોઇ **પણ કાર્યમાં નિષ્ઠા-શ્રદ્ધા જોઇએ. ભક્તિમાંજ સામર્થ્ય છે.** શુદ્ધ બ્રહ્મચર્ય, ઇંદ્રિય દમન અને અત્યંત નિષ્ઠા, એનું તેણે અહર્નિશ પાલન કર્યું હતું. તપશ્ચર્યાનું ફળ કોને નથી મળ્યું? તપશ્ચર્યા સિવાય ફળનું અસ્તિત્વજ નથી. પરમેશ્વર જે પ્રસન્ન થાય છે, તે મનુષ્યના પ્રયત્નની અંતે. મનુષ્ય પ્રયત્ન કરવા લાગે તો આંગણાં-માંના ઝાડો સુદ્ધાં કલ્પવૃક્ષ બનશે! અશ્વપતિએ જે તપશ્ચર્યા

આદરી હતી તે બહુજ મહાન હતી. તેવી તપશ્ચર્યા જનકે કરી નથી, વિશ્વામિત્રે કરી નથી. અશ્વપતિને આટલું રાજ્ય અનુકૂળ, આટલું ઐશ્વર્ય અનુકૂળ, પોતાના બાહુબળવડે તેણે 'વીર'ની પદવી પ્રાપ્ત કરેલી, એ પૃથ્વીપાલને શું કમી હતું? જ્યારે તેણે તપ આદર્યું ત્યારે, સર્વ ચરાચર કંપિત થયું, સર્વ ત્રિભુવન તેને વંદન કરવા લાગ્યું.

તેની તપશ્ચર્યાથી તેના શરીરની કાંતિ બદલાઇ ગઇ. જેમ વિજળી જોવાથી આંખો અંજાઇ જાય તેમ તેની શરીર કાંતિ જોઇને સર્વ પ્રાણીમાત્રનાં નેત્રો અંજાઇ જતા હતા. અશ્વપતિનો દેહ સુવર્ણની કાન્તિ જેવો થયો હતો. પૃથ્વીપર જાણે બીજો સૂર્ય જ આવ્યો હતો!

આવી રીતે અઢાર વર્ષ પૂર્ણ થયા પછી, અને યજ્ઞપર યજ્ઞ ચાલુ હતા એ વખતે, ઉપર કહ્યાપ્રમાણે, હોમકુંડમાંથી સાવિત્રી દેવી રાજા સામે પ્રગટ થયાં અને તેમણે અશ્વપતિને કહ્યું, "રાજા, યજ્ઞ બંધ કર. હું તારાપર પ્રસન્ન થઇ છું. તારા મનમાં જે ઇચ્છા હશે તે હું પૂરી કરીશ!–તું વર માગી લે!"

પોતાની તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ સાવિત્રી દેવીએ હોમકુંડમાંથી પ્રત્યક્ષ પ્રગટ થઇને દર્શન આપ્યાં એ જોઇ અશ્વપતિને અત્યંત હર્ષ થયો! તેણે પોતાનું મસ્તક દેવીની સામે નમાવ્યું. અને હાથ જોડીને કહ્યું, "**વેદમાતા!** હું શા સારૂ તપ કરૂં છું તે તું જાણતી નથી એમ નહીં, અપત્યપ્રાપ્તિને માટે હું આ તપ કરૂં છું. મને પુત્ર નથી! મારો વંશતરૂ ખંડિત થયો છે! મારા કુળનો ઉદ્ધાર કરે એવો મને એક પુષ્કળ આયુષ્યમાન પુત્ર દે. પુત્રવિના મારૂં સદન શૂન્ય બન્યું છે. મને છત્ર નહીં જોઇએ, સિંહાસન નહીં જોઇએ, મને ફક્ત એક પુત્રનીજ ઇચ્છા છે! એટલા માટેજ હું આજ અઢાર વર્ષથી કષ્ટ વેઠી રહ્યો છું. માતા! મારા મનોરથ તું પૂર્ણ કર. તારાવિના માતા, મારી ઇચ્છા બીજું કોણ પૂરી કરનાર છે? ઋષિ–મુનિઓએ મને તારી આરાધના કરવાને



સાવિત્રી દેવીએ રાજાને આશીર્વાદ આપીને કહ્યું,—" શતપુત્ર આપવાથી પણ જે વિધાતાનું કાર્ય થવાનું નથી તે કાર્ય તારી આ બાલિકા કરશે. વિધાતાના આ વર ઉપર તારે વધુ ઓછું બોલવું કામનું નહીં ! "

[પૃ. ૨૯

કહ્યું;-ભક્તિ કરવાને કહ્યુ; તેમણે મને કહ્યું કે, તું દેવી સાવિત્રીની આરાધના કર; એટલે તે સંતતિ આપશે. માતા ! એમના શબ્દ ખોટા થાય શું ? માતા ! મને બીજા કશાનીજ અપેક્ષા નથી. આ વર હું મારા કુળને માટે, રાજ્યને માટે, સ્વદેશને માટે માગું છું. તેનાપર મારા કુળની ને રાજ્યની ગતિ અવલંબી રહેલી છે; ઉદ્ધાર અવલંબી રહ્યો છે.

સાવિત્રી દેવીએ રાજાને આશિર્વાદ આપીને કહ્યું, "રાજા, તારા જેવો એકનિષ્ઠ તપ કરનારો મેં કોઇ જોયો નથી. પોતાને માટે ધર્મબુદ્ધિથી તું આ વર માગે છે, રાજા ! હું તને એક સુકન્યા આપું છું, વિધાતાએ મને તને એક સુકન્યા આપી આવવાની આજ્ઞા કરી છે. તારી તે કન્યા, લાવણ્યની ખાણરૂપ થશે. તે તારી કન્યા મહાન પતિવ્રતા થશે. શતપુત્ર આપવાથી પણ જે વિધાતાનું કાર્ય થવાનું નથી તે કાર્ય તારી આ બાલિકા કરશે. વિધાતાએ તને જે આ વર આપ્યો છે એમાં વિધાતાનો બહુ દુર સુધીનો વિચાર છે. તારી બાલિકા સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરશે. સ્ત્રીજાતિને તે બાલિકા માર્ગદર્શક થશે. વિધાતાના આ 'વર' ઉપર તારે વધુઓછું બોલવું કામનું નહીં. હવે પછી તારી તપશ્ચર્યાનું કારણ રહ્યું નથી. તું હવે રાજ્યમાં પાછો જા. આ વર પ્રમાણેની બધી વ્યવસ્થા યથાકાળે થઈ રહેશે. તું ચિંતા ન કરતો."

"રાજા, તને પુત્ર જોઇતા હતા ને કન્યા આપી તેથી તું દુઃખ ન માની લેતો. આ કન્યાને લીધે તને સો પુત્રની પ્રાપ્તિ થનાર છે, અને તારો વંશતરુ પલ્લવિત કરનાર છે. અરે, આ કન્યા તે દેવકન્યા છે. એના યોગે જગતમાં એક મહાન સ્થિત્યંતર નિર્માણ થનાર છે. આવું સ્થિત્યંતર થઈ આવે એવી બ્રહ્મદેવની ઇચ્છા છે. હવે પછી જગતમાં જગતનો ઉદ્ધાર કરવાને પુરુષ જાત અસમર્થ છે. અને તેથીજ તને આ કન્યા આપી છે. આ કન્યાને યોગે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ બધું તું સાધી

શકશે. જે પુરૂષજાતિને આત્મા નથી તે પુરૂષજાતિને તારી આ કન્યા નવ આત્મા આણી આપશે. તારી આ કન્યા જગતની કલ્યાણકર્ત્રી છે એ તું ભૂલતો ના. એને તું પુત્રસમાન માન. પછી તને પિતૃપદની ધન્યતા જણાશે. અરે! કુળમાં આવી કન્યા જન્મવામાં મહાન ભાગ્ય જોઇએ છે. તે તારી પાસે છે. અને તેથીજ તને આ કન્યા દીધી છે. આ કન્યા પૃથ્વીના મૂલ્યની છે. રાજા તું હવે પાછો જઇને પ્રજાનું યોગ્ય રીતે પાલન કર; ધર્મથી ચાલ, ધર્મને છોડીશ નહીં." આમ કહીને સાવિત્રી દેવી તત્કાળ ત્યાંથી અંતર્ધાન થઇ ગયાં.

એ વખતે રાજાને જે આનંદ થયો તેનું શું કહેવું? એ આનંદમાં તેને સમાધીજ લાગી ગઇ. એની આ ઘણા દિવસોની ઇચ્છા; તે આજ પૂર્ણ થઇ! તે આનંદ એક સંતાનહીન પિતાજ જાણી શકે. ક્ષુધિતને ક્ષીરસાગર મળે, નિષ્કાંચનને સુવર્ણની ખાણ હાથ લાગે, જન્માંધને દિવ્ય ચક્ષુરત્ન મળે, કે ચંડારને અમૃતવર્ષાવ થાય, તેવું રાજાને થયું. તેણે પોતાનાં નેત્ર ઉઘાડયાં, અને ઉંચે જોયું;-તો ત્યાં આગળ દેવી નહોતાં! રાજાએ દેવીનો તે આશિંર્વાદ શિરોધાર્ય કર્યો. અને હવે પોતાને પુત્ર નહીં પણ પુત્રને ઠેકાણે કન્યા થશે એ આનંદથી તે રાજ્યમાં પાછો આવ્યો.

રાજા પાછો આવ્યો ત્યારે, રાજ્યમાં ઉત્સવ થયા. રાજાનું જે સન્માન થયું, દેવદેવતાઓનાં જે અર્ચનો થયાં, અને જે મંગળ વાદ્યો વાગવા લાગ્યાં તેનું વર્ણન કરવાની શક્તિ અમારી લેખિનીમાં નથી! સર્વ મદ્રદેશ આનંદસાગરમાં ડૂબી ગયો! 'રાજાને સંતાન થશે' એ સાંભળીને ચારે તરફ આનંદ આનંદ વરતાઇ રહ્યો.

દેવી માલવીના આનંદને તો શીમાજ રહી નહીં. તેને લાગ્યું કે આજ હું આનંદ પર્વતના શિખરપર ચઢી છું. સુખરૂપ અમૃતના ડોહમાં નિમગ્ન થઇ છું? રાજાના દેહઉપરથી પોતાના પંચપ્રાણ પણ ઓવારી નાખવા જોઇએ એમ તેને લાગ્યું. એ વખતે રામને જોયા પછી સીતાને જે આનંદ થયો નહીં હોય તેવો આનંદ દેવી માલવીને થયો!

એ વખતે શુષ્ક થઇ ગએલા વૃક્ષોને પણ નવપલ્લવ ફુટયા ! ચંપક અશોક ફુલ્યાં ! આમ્રવૃક્ષો મહોરવડે ભરાઇ ગયાં ને તેમણે પોતાના સુગંધવડે દશેદિશાઓ ભરી નાંખી. જ્યાં ત્યાં સર્વ ઉત્સવ-મય દેખાવા લાગ્યું. જાણે કે વિધાતાએ દેવી માલવીને માટે નવીનજ સૃષ્ટી નિર્માણ કરી છે ! કોકિલાદિ પક્ષી મદોન્મત્ત થઇને મધુર શબ્દ કરવા લાગ્યાં ! વનદેવીના દ્વારદ્વારમાંથી આનંદના શંખ વાગતા હતા. અને આકાશવીણાના તારતારપર અશ્વપતિનું આમગમન સૂચિત થતું હતું.

---



## રાજા પાછો આવ્યો.





(૭)

રાજા પાછો આવ્યો ત્યારે રાજ્યમાં ચારે તરફ આનંદ આનંદ થઇ રહ્યો. મૃત મનુષ્યને જેમ અમૃતપાન મળે એના જેવી અશ્વપતિની પ્રજાની સ્થિતિ થઇ. પ્રજાને જાણે કે રાજા આવતાંની સાથે અમૃતપાન મળ્યું. પ્રજાનો હર્ષ તો ગગનમાંએ માતો નહીં. પ્રજાએ રાજાનું સમારંભપૂર્વક સ્વાગત કર્યું. ટોળાંનાં ટોળાં રાજદર્શનને માટે આવવા લાગ્યાં, એ રાજમુખ આજ કેટલાએ દિવસે પ્રજાની દ્રષ્ટિએ પડ્યું ! ચંદ્રને જોઇને જે પ્રમાણે સમુદ્રને ભરતી આવે છે તે પ્રમાણે રાજાને જોઈ પ્રજા આનંદથી ઉભરાઇ ગઇ. અનેક રાજાઓ પણ આવ્યા. છત્રથી છત્રની રાંગ બંધાઇ ગઇ, દૂરદૂરના દેશોમાંથી રાજદૂત આવ્યા. અને તેમણે મસ્તક નમાવી અશ્વપતિને વંદન કર્યાં. નાગરિકોએ રાજાને સાચાં મોતીથી વધાવ્યા સોનાના થાળ માંથી સોનાનાં ફુલો ઉડાડયાં. દેવોનેએ મહા આશ્ચર્ય થયું. તેમને લાગ્યું કે, “આજ ભૂલોકપર આ શાનો મહોત્સવ છે ?” એથી તેઓ સુદ્ધાં ઉત્સુકતાપૂર્વક પોતપોતાનાં વિમાનો લઇ આકાશમાંથી જોવા લાગ્યા ! નગારાં, કર્ણો, શરણાઇઓ, વગેરેના અવાજથી આકાશ ગાજી રહ્યું. આવી રીતે રાજાનું સ્વાગત થયું.

ત્યાર પછી મોટી રાજસભા ભરવામાં આવી. રાજાને ફરીથી રાજ્યાભિષેક થયો. દેવી માલવી સિંહાસને ચડી. તે ફરીથી પટ્ટાભિષિકત રાણી થઇ.

પ્રિય બ્હેનો, **સ્ત્રીજ પતિના તાપત્રયનિવારણનું છત્ર છે.** પત્નીને લીધેજ પતિને યશ અને કીર્તિ પ્રાપ્ત થાય છે. રાજા વનમાં

ચાલી ગયા પછી દેવી માલવીએ જે દેહદમન આરંભ્યું હતું તે બહુ મહાન હતું અને તેથીજ તેને તે આનંદનો દિવસ દેખાયો. પતિ વનમાં ગયા પછી તેણે ઉત્તમ વસ્ત્રોનો ત્યાગ કરી સાદાં વસ્ત્રો પરિધાન કર્યાં. 'પતિ વનમાં કિંવા દૂર દેશમાં સીધાવી ગયા પછી પતિવ્રતા સ્ત્રીઓ કોઇ પણ જાતનો ભોગ લેતી નથી.' એ તેની જાણમાં હતું. તેથી તેણે શરીરપરના તમામ દાગીના ઉતારી નાંખ્યા, તેલ, સુવાસ, પુષ્પ, અનુલેપનાદિ સર્વ સંસ્કાર તેણે :વર્જ્ય કર્યાં, અરીસામાં મુખ જોવાનું બંધ કર્યું, ક્રીડાસ્થાનો સૂનાં પડયાં, તેણે કઠોર વ્રતોનો અંગિકાર કર્યો. તીર્થોમાં અનેકવાર સ્નાન કરવા લાગી, અશ્વત્થ (પીંપળો) વૃક્ષને પ્રદક્ષિણા ઘાલવા લાગી, રૂપાના પાત્રમાં દહીંભાત નાંખીને તેનો કાગડાઓને બલિ આપવા લાગી. ભૂમિપર દર્ભ પાથરી તેનાપર સૂવા લાગી. તેને જે જે સ્વપ્નો આવતાં તે તે ગુરૂજનોને કહેવા લાગી. વૃદ્ધ સ્ત્રીઓની પાસેથી પહેલાંની પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રો તે સાંભળવા લાગી ને જે જે સ્ત્રીઓને પ્રથમ સંતતિ નહોતી–સંતતિ થતી નહોતી, તેમણે કેવી કેવી રીતનું પોતાનું આચરણ રાખ્યું, કયા કયા નિયમો પાળ્યા, સંતતિને માટે કયાં કયાં વ્રતો લીધાં, મહાન્ ઋષિમુનિઓની–દેવાદિ-કોની સેવા કેવી કેવી કરી, ઇત્યાદિ બાબતો તે મન લગાડીને પુનઃ પુનઃ શ્રવણ કરવા લાગી. વેદોની પારાયણો તે કરાવી લેવા લાગી. સંતતિ-પ્રાપ્તિને માટે જે જે કોઇ જે જે કંઇ વ્રત–નિયમ વગેરે કહે, તે તે, કષ્ટ અને શ્રમ સહન કરીનેએ આચરણમાં આણવા લાગી. હું 'રાણી' છું તો આવાં કષ્ટો કેવી રીતે સહન કરૂં એમ તેણે કદિ પણ ઉચ્ચાર્યું નહીં. કેવડાનું પાન સુદ્ધાં તેના કરતાં કઠણ, પણ શ્રમ કરતી વેળા તેણે કોઈ પણ જાતનું દુઃખ માન્યું નહીં, ચંદ્રના કોમળ કિરણો સુદ્ધાં તેને ખુંચે એવી તે કોમળ હતી છતાં કષ્ટ વેઠવામાં તેણે પાછી પાની કરી નહીં! પતિને જે જે કંઇ રૂચતું કે ગમતું નહીં તેનો તેણે ત્યાગ કર્યો. અને જે જે કંઇ ગમતું હતું તેનાપર તે પ્રીતિ કરવા લાગી;–તેનો સ્નેહ તેને એ બાજુએ ખેંચવા લાગ્યો

–તેને પતિનોજ ધ્યાસ લાગ્યો;–પતિનીજ ચિંતા લાગી. જાગૃતિમાં, સુષુપ્તિમાં, સ્વપ્નમાં તેને તેનીજ મૂર્તિ દેખાવા લાગી. ભમરીની પેઠે તેનું ચિત્ત વનમાં અશ્વપતિની તરફ દોડી ગયું. પતિના સ્વરૂપને મનશ્ચક્ષુ સામે રાખીને તે, તેને રોજ જોવા લાગી. સ્ત્રીઓને પતિ-સિવાય અન્ય સાધન નથી, પતિને લીધેજ સ્ત્રીઓના મનોરથ સફળ થાય છે. સ્ત્રીઓને સંતાન, નાનાવિધ ભોગ, સુંદર શય્યા અને આસનો, વસ્ત્રો, પુષ્પો તેમજ ગંધ, સ્વર્ગલોક કિંવા કીર્તિ, આ બધું પતિને લીધે જ પ્રાપ્ત થાય છે એ તે જાણતી હતી. ને તેવી રીતે વર્તવાનો તે હમેશાં પ્રયત્ન કરતી હતી. આવી રીતે તેણે અઢાર વર્ષ પર્યન્ત પોતાના દેહને કષ્ટ આપ્યું ત્યારે તેનામાં એક અદ્ભુત શક્તિ ઉત્પન્ન થઇ. તેજ ઉત્પન્ન થયું. તેનું તે ધર્માચરણ, તાપસ કન્યા જેવી વૃત્તિ વગેરે જોઇને વૃદ્ધ વૃદ્ધ સ્ત્રીઓ સુદ્ધાં તેને વંદન કરવા લાગી. પોતાના પવિત્ર આચરણથી તે પ્રજાજનોને તેમજ દાસ–દાસીજનોને અધિકજ પ્રિય થઇ. સુવર્ણને અગ્નિમાં તાવી કાઢયા પછી જે પ્રમાણે તે વધુજ શુદ્ધ ને તેજસ્વી થાય છે તે પ્રમાણે તે પણ વધુ શુદ્ધ અને તેજસ્વી બની. તપને લીધે તેની કાયા પલ-ટાઇ ગઈ. એનું સ્વરૂપ શ્વેતગંગા જેવું બન્યું. શરદ ઋતુની પૌર્ણિમા જેવી તેની અંગકાંતિ દેખાવા લાગી. તેનું આચરણ જોઇને 'આ સત્યયુગની જીવનકલાજ છે.' એમ લોક બોલવા લાગ્યા. લોકો તેને 'દેવી,' 'માતા' કહીને વંદન કરવા લાગ્યા.

જ્યારે આ બીના રાજાને જાણવામાં આવી ત્યારે તેની આંખો આનંદાશ્રુથી ભરાઇ આવી. તે પોતાના સિંહાસનપરથી ઉઠયો ને દેવી માલવીને મહેલે ગયો. એ વખતે એ ઠેકાણે તેને એક પણ શોક ચિન્હ દેખાયું નહીં. પહેલાંના જેવું માલવીનું વદન મ્લાન દેખાયું નહીં. શરીર અલંકાર રહિત દેખાયું નહીં, તેણે ઉત્તમ વસ્ત્રો પરિધાન કર્યાં હતાં, અંગપર અલંકારો ધારણ કરેલા હતા, ગળામાં મોતીના હાર પહેર્યા હતા. પગે નુપુર પહેર્યાં હતાં. કમ્મરપટો ઘાલ્યો હતો. નેત્રમાં કાજળ સાર્યાંને લીધે તે નીલકમળ પ્રમાણે

શોભતાં હતાં. દેવી માલવી એટલે અશ્વપતિ રાજાના હૃદયની સ્વામિની, તેના પ્રાણની, સર્વસ્વની તે સ્વામિની,–રાજા રાણીવાસમાં આવતાંજ તે નમ્રતાથી ઉભી રહી. રાજાના ચરણપર મસ્તક મૂકયું, **સ્ત્રીઓને પોતાનો પતિ તેજ દેવ.** રાજાનું તેણે પૂજન કર્યું !

દેવી માલવીને એ સ્થિતિમાં જોતાંજ રાજાના નેત્રો અંજાઇ ગયાં. રાજા બોલ્યો, “દેવી, કમલિનીના કરતાંય સુકુમાર એવા તારા દેહને તેં કૃશતા આણી; નિયમવ્રત પૂર્વક તપશ્ચર્યા કરીને ઈંદ્રના ઐશ્વર્યના કરતાં વધુ એવા ઐશ્વર્યનો ત્યાગ કર્યો;–પતિ દૂર ગયા પછી પતિવ્રતા સ્ત્રીને ઉચિત એવીજ રીતે તું રહી–તું મારા કુળની ને રાજ્યની શોભા. દેવી, વેદમાતાએ પ્રસન્ન થઇને ‘તું મંગળ માહેશ્વરી થશે.’ એવો આશિર્વાદ આપ્યો છે. દેવી, હવે આપણા શોકનું કારણ રહ્યું નથી. વેદમાતાનો આશીર્વાદ તું મસ્તકપર ધારણ કર. વેદમાતાની મૂર્તિને હૃદયમાં ધારણ કર.”

દેવી માલવી નમ્રપણે બોલી, “મહારાજ, હું આપના ચરણોની દાસી; મારૂં ચિત આપનાથી ભિન્ન નથી.”

આવી રીતે કંઇક કાળ ગયો. તે બન્ને નિયમપૂર્વક વ્રતથી રહેવા લાગ્યાં. થોડાજ દિવસોમાં રાજ્યની અંદર આનંદની ખબર ફેલાણી–‘મહારાણી દેવી માલવીને ચડતા દહાડા છે.!’

———



# દૌહૃદિની માલવી.



## (૮)



સ્ત્રીઓની યોગ્યતા બહુ મોટી છે. સ્ત્રીઓને અનેક રીતનું શ્રેષ્ઠત્વ છે. પણ એક બાબતથી તેનું શ્રેષ્ઠત્વ વધુ છે. પરમેશ્વરે તેમનામાં એક દિવ્ય સામર્થ્ય આપેલું છે. અને તેથીજ સ્ત્રીઓ શ્રેષ્ઠ. માણસને હમેશાં એકજ હૃદય હોય છે. પરમેશ્વરે સ્ત્રીઓનામાં બે હૃદય ધારણ કરવાનું સામર્થ્ય આપ્યું તેથીજ સંસ્કૃતમાં તેમને "દૌહૃદિની" એમ કહ્યું છે. પોતાના અને ગર્ભના હૃદયને લીધે તેઓ 'દ્વિહૃદયા' થાય છે. દેવી માલવીએ પણ આવાં બે હૃદયો ધારણ કર્યાં હતાં. પાણીની પુષ્કરણી જે પ્રમાણે ચંદ્રબિંબને ધારણ કરે છે તે પ્રમાણે માલવીએ ઉદરમાં રાજાનું પ્રતિબિમ્બ ધારણ કર્યું.

મહારાણી ગર્ભવતી છે એ સમાચાર જાણતાંજ, રાજ્યમાં ચારે તરફ આનંદ ઉત્સવ થઇ રહ્યો. રાજસ્ત્રીઓ, કુલસ્ત્રીઓ, વૃદ્ધ સ્ત્રીઓની રાજમહેલમાં એક સરખી ગરદી થવા લાગી. મહેલમાં ક્યાંઇ ઉભા રહેવાનીએ જગો રહી નહીં. સીમંતોન્નયન, અનવલોભન વગેરે વિધિ શરૂ થયા. માંડલિક રાજસ્ત્રીઓ, રાણીઓ, મહારાણીઓ દેવી માલવીની પાસે આવીને તેને રત્નો, ભૂષણો, વસ્ત્રો અને સૌભાગ્ય-દ્રવ્યો અર્પણ કરવા લાગી. તેનાં લાડકોડ પુરવા લાગી. અશ્વપતિને પણ અન્ય રાજાઓ તરફથી, દૂર દૂરના સમ્રાટો તરફથી, અમાત્યો તર-

ફથી ને પ્રજાજનો તરફથી મોટાં મોટાં નજરાણાં આવવા લાગ્યાં. અશ્વપતિના મનને બહુ આનંદ થયો.

ધીમે ધીમે માલવીને ભાવાઅભાવા શરૂ થયા, મનુષ્યને એકજ હૃદયની ઇચ્છાઓ પૂરી પાડતાં પાડતાં પણ કઠીણ થઈ પડે છે તો પછી બે હૃદયોની ઇચ્છા પૂરી પાડવી કેટલું કઠીણ થઇ ગયું હશે !

દેવી માલવી ગર્ભવતી થતાંજ તેનામાં દિવ્યતેજ દેખાવા લાગ્યું. એક તો જાતેજ સુંદર; એમાં તે ગર્ભવતી થઇ—સર્વ લાવણ્ય પદાર્થ એક ઠેકાણે એકત્ર થયા છે કે શું એમ લાગવા માંડયું. શુકલપક્ષમાં જેમ ચંદ્ર વૃદ્ધિંગત થાય તેમ તેનો ગર્ભ ધીમે ધીમે વધવા લાગ્યો. તેની ખાવાપીવાપરની ઇચ્છા ઉડી ગઇ. વારંવાર તે બગાસાં ખાવા લાગી. આકાશમાં પાણીથી ભરેલાં બલાહક જેમ ધીમે ધીમે ચાલે તેમ તે ચાલવા લાગી. ગુરૂજન-વંદનાર્થે પણ તેનાથી ચાલવું મુશ્કેલ થયું. એની ગતિમાં મંદતા આવી; હાસ્યમાં મધુરતા આવી; વદન-પર પાંડુરતા આવી. સોનેરી ચંપાના જેવો જે તેનો વર્ણ હતો તે શુભ્ર ચંપાના જેવો દેખાવા લાગ્યો ! ગર્ભ જેમ જેમ વધવા લાગ્યો, તેમ તેમ શરીરપરના અલંકાર તેને ભારે પડવા લાગ્યા. તે એક એક અલંકાર ઉતારવા લાગી. સર્પની કાંચળી જેવાં હલકાં હલકાં વસ્ત્રો તે પરિધાન કરવા લાગી. જેનામાં રત્નોનો સંગ્રહ છે પણ દેખાતો નથી એવી પૃથ્વી જેવી તે દેખાવા લાગી. જેનું જળ ગુપ્ત રીતે ભૂમિમાંથી વહે છે એવી સરસ્વતી નદીની જેમ તે શોભવા લાગી. અગ્નિ ધારણ કરનારા શમીની જેમ તે ભાસવા લાગી.

'માતૃપદનું ભાગ્ય આજ પર્યંત તેના ભાગમાં આવ્યું નહોતું. આ વખતે તેને કેટલી ધન્યતા લાગી હશે ! સ્વહૃદયને વિસરી જઇને તે નવહૃદયની ઇચ્છા પૂર્ણ કરવા લાગી. એ નવહૃદયની સાથે તે બોલવા લાગી. તે નવહૃદયની મૂક ભાષા તેને સમજાવા લાગી ! તે નવહૃદય જેની જેની ઇચ્છા કરતું તે તે ઇચ્છા, રાજા પણ પૂર્ણ કરવા લાગ્યો. બન્નેના મનોરથ પૂર્ણ થવાનો સમય આવ્યો. રાજા

બોલ્યો, "દેવી, ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રીની કોઇ પણ ઇચ્છા અપૂર્ણ રાખવી નહીં. તારી કંઇ ઇચ્છા બાકી રહી છે?"

રાણી બોલી, "મહારાજ, મારી ઇચ્છા–મારી ઇચ્છા મારા રાજ્યમાં સર્વ સ્ત્રીઓ જ્ઞાની થાય; અજ્ઞાની કોઇજ ન રહે. જેવી અનુસૂયા થઇ, ગાર્ગી થઇ, તેમનાય કરતાં શ્રેષ્ઠ એવી કન્યાઓ આપણા દેશમાં નીપજે. સ્ત્રીઓનો આદર થાય. વૈધવ્ય શબ્દ કદિ પણ સાંભળવામાં ન આવે. સ્ત્રીઓ મૃત્યુને જીતે. આજપર્યંત પુરૂષવર્ગ જે જે કરતો આવ્યો છે તે તે સામર્થ્ય સ્ત્રીમાં હોય. "સ્ત્રીઓએ જેમ પોતાનો ધર્મ પાળવો તે પ્રમાણે પુરૂષોએ પણ પોતાનો ધર્મ પાળવો. સ્ત્રી અસંતુષ્ટ હોય તો પરમેશ્વર પણ અસંતુષ્ટ થાય." જે જે ઠેકાણે પુરૂષ જાત આત્માને ભૂલી ગઇ હોય,—પુરૂષ જાતિએ દેહની કિમ્મતે આત્માનોએ વિક્રય કર્યો હોય, તે તે ઠેકાણે સ્ત્રીઓએ પુરૂષોને આત્મજ્ઞાન આપવું. સ્ત્રીઓનું જે અપમાન કરે તે આત્માનું અપમાન કર્યું કહેવાય! તેને ઘોર ગતિ પ્રાપ્ત થાય. સર્વ પૃથ્વીપર સ્ત્રીઓનું મંગળ થાય, એમ મને લાગે છે.

"અને મને એમ લાગે કે, ગયેલું રાજ્ય, ગુમાવેલું સૌભાગ્ય, સ્ત્રીઓએ શત્રુ પાસેથી–પછી તે માનવ હો, દાનવ હો, દેવ હો, કે યક્ષ હો, અમે પાછું મેળવીએ. સ્ત્રીધર્મનો ઉદાત્ત આદર્શ સર્વ જગત સામે મૂકવો. પ્રસંગ આવતાં સ્ત્રીઓએ વલ્કલો પરિધાન કરવાં, કંદમૂળ, ફળો ખાવાં. વેણીફણી કરતી વેળા—પ્રસંગ આવ્યો હોય ત્યારે—પોતાનું વદન કાચમાં ન જોતાં, ખડગની ધારમાં જોવું, એમ મને લાગે છે. આવી કન્યા મારે ઉદરે જન્મ લે તો હું 'માતા' થઇ એમ માનીશ. આવી કન્યાની માતા કહેવડાવી લેવામાં મને ભૂષણ લાગે છે! હું રાણી–હું ધર્મધવલ કુળમાં જન્મેલી; મહારાણીનો મુકુટ મારે લલાટે લાભેલો, મારા મસ્તકપર સાતે સમુદ્રના જળનો અભિષેક થએલો;—મને કૃતાર્થ થવું એમ લાગે છે! મારી કન્યા કુલદીપિકા થાય; હજારો વર્ષ તેનાં પુરાણો ગવાય. આજ પર્યંત કોઇ પણ રાજકુલમાં—જન્મી ન હોય એવી કન્યા થાય. દેવી

સાવિત્રીનો તે બીજો અવતારજ હોય " રાજાને આ સાંભળી બહુજ આનંદ થયો.

માલવીનો પ્રસૂતિકાલ પાસે આવ્યો હતો. તેને નવ માસ પૂર્ણ થયા હતા. આઠે પહોર તેની સખીઓ તેની સંનિધ રહેતી હતી. રાજ્યના દેવદેવાલયોમાં અભિષેક ચાલુ હતા, બ્રાહ્મણોને દાનો આપવામાં આવતાં હતાં; વાદ્યોના શબ્દોથી ત્રૈલોક્ય ગાજી રહ્યું હોય એમ લાગતું હતું. રાજજ્યોતિષી ગણિતમાં મગ્ન થયા હતા. તેઓ કહેતા હતા, ' દેવી માલવીને કન્યાજ થશે ! તે કન્યા મહા ભાગ્યશાલિની થશે. વજ્રચુડામંડિત થશે. સમુદ્રને જેવી લક્ષ્મી થઇ તેવી અશ્વપતિને આ કન્યા થશે. "

---



# સાવિત્રીનો જન્મ.



## ( ૯ )



સુકન્યા જન્મવી, એ સુશીલ માતાની ઉપર અવલંબી રહે છે. જેવી માતા હોય તેવીજ તેની કન્યા પણ જન્મે છે. જે માતાનું શીલ ઉત્તમ, જેનું ચારિત્ર ઉદાત્ત, તેની કન્યા પણ શીલવાનજ થવાની, એજ ખરી માતા. કન્યા ભાગ્યવતિ થાય; કીર્તિમતી થાય તો એ માતાનો જન્મ કૃતાર્થ થાય છે. જેમાં મોતી નથી હોતાં એવી છીપો શું થોડી હોય છે? 'જનની' કહેવડાવી લેવું બહુ કઠીણ છે. જેનું ભાગ્ય મહાન હોય તેનાથીજ તેમ કહેવડાવી શકાય છે. તેના ઉદરે કન્યા આવી કે તે કુલનો ઉદ્ધાર કરે છે. તે વંશવેલી બને છે. પૃથ્વીને આનંદ થાય છે. તેને લાગે છે, "આ કન્યા જન્મી—આ કન્યા ઝાડઝપટ કરશે; અને મને સ્વચ્છ રાખશે—મારો ઉદ્ધાર કરશે. પુત્ર જન્મે એટલે સૂર્યને જેવો આનંદ થાય છે—કે આ મને અર્ધ્ય આપશે;—તે પ્રમાણે મને પણ કન્યાના જન્મથી આનંદ થાય છે." આમ પૃથ્વી કહેવા લાગે છે. જેવી ખાણ હોય તેવી માટી નિર્માણ થાય છે. કદીક કસ્તુરી જન્મશે

કિંવા કદીક મોટી જન્મશે, જેવી વેલ હોય, તેવાંજ તેને ફળ આવે છે. અને તેથીજ માતા કહેવડાવી લેવું બહુ કઠીણ. જેણે કૌસલ્યાને જન્મ આપ્યો તે માતા; જેણે કુંતીને–અંજનીને જન્મ દીધો તે માતા; જેણે દેવકી–અનુસુયાને જન્મ દીધો, તે માતા; તે પોતાને ઉદરે રત્નો લઇને આવી; કર્પૂર પરિમળ લઇને આવી.

તેવાજ એક શુભ દિવસે દેવી માલવીએ સાવિત્રીને જન્મ દીધો. દ્વિતીયાને દિવસે ચન્દ્રકોર જન્મવી, શચીએ જયંતિને જન્મ આપવો, હિમાલયપત્ની મેનાએ ગૌરીને જન્મ આપવો, એવો જન્મ દેવી માલવીએ સાવિત્રીને આપ્યો. તે શુભ લક્ષણોથી યુક્ત હતી. તેનાં નેત્ર, કમળ જેવાં હતાં. હોઠ પ્રવાળના વર્ણને એ લજાવતા હતા. મેઘપંક્તિમાંથી જેવો વિદ્યુત્પ્રકાશ નીકળે તેવું તેને તેજ હતું. સાક્ષાત્ તે સૂર્યપુત્રી હોય એમ લાગતું હતું. સહુને આનંદ આપે એવા આકારનો ને સૌંદર્યનો સંભવ દૈવી અંશ સિવાય અન્ય ક્યાંઇ પણ નજરે પડતો નથી; એ એનામાં દેખાઇ આવતો હતો.

તેનો સ્વર સ્વર્ગીય વીણાસમાન હતો. તેનો જન્મ થતાંજ દુંદુભીઓ પોતાની જાતે વાગવા લાગ્યાં, શંખ પણ પોતાની જાતેજ મધુર સ્વર કરવા લાગ્યા. રાજાએ જ્યારે કન્યા જન્મની વાર્તા જાણી ત્યારે તેને અમૃતનો વર્ષાવ થયા જેવું લાગ્યું! એવી ખબર તેણે કદિએ સાંભળી નહોતી! એને પોતાના કાન કૃતાર્થ થયા સમાન લાગ્યું. તે આનંદના સમાચાર આણનારી દાસીને તેણે પોતાના અંગપરના બધા અલંકાર બક્ષીસ આપ્યા.

'રાજાને કન્યા થઇ' 'રાજાને ઘેર સંતતિ થઇ,' એ સાંભળતાંજ બ્રાહ્મણોનાં ટોળેટોળાં રાજમહેલ તરફ, રાજાને ને રાણીને આશીર્વાદ આપવા સારૂ દોડયાં! અશ્વપતિની કન્યાનું મુખ જોવા સારૂ મોટા મોટા ઋષિઓ આવ્યા; રાજાઓ આવ્યા; રાણીઓ આવી! એ બધાઓએ તેને વારંવાર પોતાના હાથમાં લઇને, તેનું ગુણવર્ણન કર્યું! એને મંગળ આશીર્વાદ દીધા. રાજાએ યાચકોને

માટે ધનભંડાર મોકળા મુકયા. મળેલું દાન લઇ જતાં લઇ જતાં બ્રાહ્મણોને ને ગરીબગરબાંઓને, ખૂબ શ્રમ પડયો! રાજાને પુત્ર થવાથી પણ જે ઉત્સવ થયો નહોત તે ઉત્સવ કન્યાના જન્મની વેળાએ થયો!

બધાઓ કહેવા લાગ્યા,—"આજ પર્યંત પુષ્કળ સુંદર કન્યાઓ જન્મી હશે; પણ અશ્વપતિની કન્યાની તોલે કોઇજ આવી શકવાની નહીં; આ જ સૌથી શ્રેષ્ટ. આવું રૂપ, દેવલોક સિવાય અન્યત્ર મનુષ્ય લોકમાં મળવું દુર્લભ! સાવિત્રી દેવીનો આ પ્રત્યક્ષ અવતારજ છે."

રાજાએ આનંદપુર્વક જાતકર્માદિ સર્વ સંસ્કાર કર્યા. બ્રાહ્મણોને ગાયો અને સુવર્ણનું દાન આપ્યું. રાજ્યમાં દુઃખી એવું કોઇનેએ રહેવા દીધું નહીં. રાજમહેલમાં બધે આનંદ વર્તાઇ રહ્યો. નૃત્ય, ગાયન, અને ઉત્સવને તો સીમાજ રહી નહીં; ઘરેઘર ઉત્સવ થયા. સાવિત્રીના જન્મથી નૃત્ય પણ નૃત્ય કરવા લાગ્યું. સાવિત્રી દેવીના વરદાનથીજ આ કન્યા થઇ તેથી અશ્વપતિએ તેમજ બ્રાહ્મણોએ તેનું નામ સાવિત્રી રાખ્યું. 'સાવિત્રી' આ શબ્દનો અર્થ સંકટ વિમોચનની ઉપયોગી પ્રેરણા આપનાર દેવતા, આવો થાય છે.

---



## સત્યવાન.



### ( ૧૦ )



સાવિત્રીનો જન્મ થયા અગાઉ થોડા દિવસે વિધાતાએ દુનિયામાં એક અદ્‌ભુત ઘટના કરી. શાલ્વ નામનો એક મોટો દેશ હતો. જેવો મદ્ર-દેશ હતો તેવોજ શાલ્વ પણ હતો. એ દેશમાં દ્યુમત્સેન નામક એક બલવાન રાજા રાજ્ય કરતો હતો. દ્યુમત્સેન અત્યંત ધર્મશીલ ને ન્યાયી રાજા હતો. એવોજ તે શૂરવીર પણ હતો. ધનુર્વિદ્યામાં તો એની બરોબરીનો કોઈ પણ રાજા નહોતો. અંધારામાં શબ્દ થાય તો તે ઠેકાણે તે અચુક બાણ મારતો હતો. તે શબ્દવેધી હતો. મહા રણ–પંડિત હતો. બચપણમાં આકાશમાં ઉગેલું મેઘધનુષ્ય પણ તેના દ્વેષનું કારણ બનતું. ચિત્રમાંના રાજાએ પણ નમસ્કાર ન કર્યા તો તે ગુસ્સે થતો. હિમપર્વતપરની વનગાયો પોતાના પૂછડાના કેશની ચમરીઓ ઢાળે છે એ સાંભળીને તેને સંતાપ થતો. સમુદ્રમાં, પાતાળમાં, સ્વર્ગમાં, આ પૃથ્વીપર, કોઈનું યત્કિંચિત પણ પરાક્રમ તેને ગમતું નહીં. આવો તે શૂરવીર હતો.

એને શૈબ્યા નામની એક સુંદર રાણી હતી. તે મહા પતિવ્રતા હતી. દ્રૌપદીના કરતાંય તે ચાણાક્ષ હતી; સીતાના કરતાંય ક્લેશ–કષ્ટ સહન કરનારી હતી. દમયંતિના નળ ઉપરના પ્રેમના કરતાં તેનો દ્યુમત્સેનની ઉપર વધુ પ્રેમ હતો.

આવી રીતે દ્યુમત્સેન અને શૈબ્યા વંશપરંપરાગતપ્રાપ્ત રાજ્ય કરતાં હતાં. જે પ્રમાણે એકાદો માળી ઝાડને પાણી થાય છે, તેને

ઉછેરે છે, તેની જોપાસના કરે છે, પછી ફળો લે છે; તે પ્રમાણેજ રાજા દ્યુમત્સેન પ્રજાનું પાલન કરતો હતો. એના રાજ્યમાં કુબેરના ખજીના હતા! વરૂણનાં સરોવર હતાં! ઈંદ્રનું ઐશ્વર્ય હતું!

આવી રીતે તે રાજ્ય કરતો હતો. પરંતુ તેની આજુબાજુમાં જે રાજાઓ હતા તેમને તેનો બહુ દ્વેષ થતો. દ્યુમત્સેનનું રાજ્ય ને દ્યુમત્સેનની પ્રજા જોઇને તેમના અંતઃકરણો દ્વેષના માર્યાં સળગી ઉઠતાં હતાં. તેનું રાજ્ય જીતી લેવા સારૂ તેઓ અહર્નિશ પ્રયત્ન કરતા હતા. એમાંય એક રૂકિમ નામના રાજાનું દ્યુમત્સેનની સાથે બહુજ વેર હતું. રૂકિમ કાળસર્પ જેવી નજરથી રાતને દિવસ તેના તરફ જોતો હતો. શત્રુની લક્ષ્મી એની આંખમાં સાલતી હતી. રાજ્યતૃષ્ણાપર કોઇ જાતનું ઔષધ નથી હોતું, પરંતુ ઘણાઘણા પ્રયત્ન કરવા છતાં રૂકિમ રાજા, દ્યુમત્સેનનું કંઇ પણ અકલ્યાણ કરી શકયો નહીં. પરમેશ્વરેજ જ્યાં દ્યુમત્સેનને ઐશ્વર્ય આપ્યું હતું ત્યાં મનુષ્યપ્રાણી એને શું કરવાનો હતો? તેનાથી સભાગ્ય અથવા અભાગ્ય થોડુંજ કરી શકાય એમ હતું? પરમેશ્વરે જેને સંપત્તિવાન બનાવ્યો હોય એને દરિદ્રી કોણ કરી શકે એમ હતું? રાજા રૂકિમનું એમજ થયું.

રૂકિમ કહેવા લાગ્યો, “રાજા દ્યુમત્સેનનું રાજ્ય પડાવી લીધા સિવાય મને ચેન પડવાનું નથી. હું જો તેનાં રાજ્યનું હરણ ન કરી શકયો તો વિષ ખાઇને જીવ આપીશ, સમુદ્રના જળમાં પ્રવેશ કરીશ. આ દ્યુમત્સેનના ઐશ્વર્યનો વધતો જતો ઐશ્વર્ય સમુદ્ર મારાથી જોઈ શકાતો નથી; હવે મારાથી પ્રાણ પણ ધરી શકાતો નથી. આ દ્યુમત્સેનની છાયા નીચે રહીને મારા શરીરનો દાહ થાય છે. હું આ દ્યુમત્સેનને સિંહાસનથી નીચે ઉતારીશ ને તેને વનવન ભટકતો કરી મુકીશ. એની રાણીને વલ્કલો પહેરાવી જંગલમાં મોકલીશ. એને ફરીથી રાજ્ય કોણ મેળવી આપે છે એ હું જોઇશ. અને તેની પ્રજા ઉપર હું રાજ્ય કરીશ! તોજ હું રૂકિમ રાજા ખરો. પરંતુ રૂકિમ શું કરી શકે? તે પરાક્રમી દ્યુમત્સેનને કંઇએ શાસન કરી શકયો નહીં!

પણ દૈવગતિ બહુ વિચિત્ર છે. એનું ખંડન કોઈનાથી એ કરી શકાતું નથી. રાજા દ્યુમત્સેનનીપર મહાન આફત આવી પડી. તે આંધળો થયો. એકાએક તેની દ્રષ્ટિ ગઇ. એ વખતે રાજ્યમાં કલહ થયો. તેને સિંહાસનપરથી ઉઠાડી મૂકવાને તેના પિત્રાઇઓ પ્રયત્ન કરવા લાગ્યા. આ પ્રસંગે રાણી શૈબ્યા ગર્ભવતી હતી. એને બહુ કષ્ટ થવા લાગ્યું. પતિ તે તેની જીવિત-નૌકાનો ચાલક; એજ અંધ બન્યા પછી તે નૌકા કેવી રીતે ચાલે? પ્રજાનો રાજાપર અત્યંત પ્રેમ હતો; પરંતુ તે ગરીબ પ્રજા શું કરે? રાજકુટુંબ અને અમાત્યો વચ્ચેના કલહને લીધે તેનોએ નિરૂપાય થયો. રાણી શૈબ્યા બહુ દુઃખી થઈ. તેને ચિંતા લાગી રહી. તે પ્રસૂતા થઇ. તેને અત્યંત રૂપવાન એવો કુંવર જન્મ્યો. તેનું નામ તેણે 'સત્યવાન' એવું રાખ્યું. સત્યવાનને લઇ તે શોક કરવા લાગી. સત્યવાન સુન્દર બાળક, પણ તેનાપર કેવડી આફત આવેલી. એને રાતને દિવસ બ્હીક લાગવા માંડી કે, "પોતાનું ને પોતાના પતિનું ભવિષ્યમાં શું થશે? બેટા, હજી તો તું ધાવણો છે, તું ક્યારે મોટો થશે ને તારા પિતાનું રાજ્ય સંભાળવા લાગશે. તારો પિતા અંધ બન્યો, એને સૂર્યદર્શન નથી. તો તું તેને તારો ભાગ્ય સૂર્ય કેવી રીતે બતાવશે? બેટા, હવે અમારો બધો ભાર તારા ઉપર. તુંજ અમારો પ્રાણ. તુંજ અમારો આધાર. પણ તું હવે ક્યારે મોટો થશે? તું દ્યુમત્સેનનો પુત્ર. તારા પિતામહનું કુળ કેટલું શ્રેષ્ટ. પણ બેટા, તારી મા ઉપર આજ શી આફત આવી!" આવી રીતે તે હમેશાં શોક કરતી હતી. પણ સત્યવાનને તેનું શું? તે તદ્દનજ બાળક. તેનાથી પોતાના પિતાનું રાજ્ય કેવી રીતે રક્ષી શકાય? રાજા રૂકિમએ આ તક જોઇને -દ્યુમત્સેન આંધળો થયો છે, તેના અમાત્યોમાં કલહ થયો છે, હવે આપણે તેનાપર સ્વારી કરવી." આવું તેણે મનમાં નક્કી કર્યું.

આવો નિશ્ચય કરીને રાજા રૂકિમ, દ્યુમત્સેનપર સ્વારી લઈ ગયો. પોતાના પરાક્રમથી તેણે દ્યુમત્સેનને રાજ્યપદેથી ઉતારી મૂક્યો. એનાં રાજભૂષણો કાઢી લીધાં. રાણી શૈબ્યાને પહેરવા સારૂ

વલ્કલો આપ્યાં. ને તેનો બાળક તેને સ્વાધીન કરી એ ત્રણેને રાજ્યમાંથી હાકી મુકયાં ! રાણીએ પોતાના બાળકને હાથમાં લીધો તે આગળ ચાલવા લાગી. અને આંધળો દ્યુમત્સેન તેના એક હાથમાંનો રાજદંડ પકડીને તેની પાછળ પાછળ આંસુ પાડતો ચાલવા લાગ્યો ! એનું અંતઃકરણ વૈરાગ્નિથી સળગતું હતું. પણ તે શું કરે ? તે સુદ્ધાં રાણીની પછવાડે પછવાડે સ્તબ્ધપણે ચાલ્યો !

રાજાને ને રાણીને રૂકિમએ હદપાર કર્યાં એ જોઇને પ્રજા શોકસાગરમાં ડુબી ગઇ. કેટલાકોએ તે દુઃખદ વાર્તા સાંભળતાંજ આત્મહત્યા કરી. કેટલાકોએ પર્વત શિખરપરથી પડતું મુકયું. કેટલાક તેમની સાથે વનવાસમાં ચાલ્યા ગયા.

એ વખતે રાણી શૈબ્યાનો પુત્ર માત્ર સાત આઠ મહિનાનો થયો હતો. આવી રીતે સત્યવાનના બાળપણમાંજ ભયંકર રાજ્ય-ક્રાન્તિ થઇ.

પછી તે રાજ્ય કોણે પાછું મેળવ્યું વારૂ ? બ્હેનો, કહો જોઇએ ?

—————





રાજા રૂક્મિએ દ્યુમત્સેનને રાજ્યમાંથી કાઢી મૂક્યો, રાણીએ પોતાના બાળકને હાથમાં લીધો, તે આગળ ચાલવા લાગી ને આંધળો દ્યુમત્સેન તેની પાછળ પાછળ આંસુ પાડતો ચાલવા લાગ્યો.

[ પૃ. ૪૬

# સાવિત્રીનું શૈશવ.



## (૧૧)



દેવી માલવી માતા થઇ, ત્યારે તેને કેટલો આનંદ! રાજાએ રાણીના ખોળામાં જ્યારે એ સુકુમાર કન્યાને જોઇ ત્યારે તેને પોતાના નેત્રનું સાર્થક થયા જેવું લાગ્યું! સાવિત્રીનું શરીર બ્રહ્મદેવે ચંદ્રની એક એક કલા લઇને બનાવ્યું છે કે શું એમ લાગતું હતું. એ તેજસ્વી કન્યા તરફ જોતાં રાજાના નેત્રો અંજાઇ જતાં. તેજોરૂપ જલમાંજ પોતે તરે છે કે શું એમ તેને લાગતું. અને તેનાં ચક્ષુ ક્ષણે ક્ષણે આનંદાશ્રુથી ભરાઇ આવતાં! દેવી માલવીના આનંદને તો સીમાજ રહી નહી. તેને પોતાની કન્યા સિવાય બીજું કાંઇ સૂચતુંજ નહીં! તે ભૂખ તરસ બધું વિસરી ગઇ. કન્યાની સેવામાં—કન્યાની શુશ્રૂષામાં તે સદૈવ નિમગ્ન રહેવા લાગી. દાસદાસીઓને કિંવા ધાત્રી સ્ત્રીઓને સુદ્ધાં તે સાવિત્રીને હાથ લગાડવા દેતી નહી! આટલો તેનો સાવિત્રીપર પ્રેમ હતો.

પરંતુ "આર્યસ્ત્રીઓમાં એજ એક વૈશિષ્ટ્ય છે કે, તે બાળકોમાં દેવરૂપ—'ઇશ્વરત્વ' જુએ છે. પોતાનું બાળક તે દેવ છે એમ તેમને લાગે છે. અને તેઓ દેવને સંતુષ્ટ કરવા સારૂ જેવા પ્રયત્ન કરે છે તેવાજ પોતાનાં બાળકને તે સંતુષ્ટ રાખે છે. પોતાના ઉચ્છંગમાં બાળક બેઠેલું નથી પણ દેવ બેઠેલા છે. ઇશ્વર છે, કિંવા દેવી 'સરસ્વતી,' 'લક્ષ્મી' છે એમ તેઓ સમજે છે. પોતાનું બાળક

તે દેવનો અવતાર છે એમ તે માને છે. અને આવી રીતે તેઓ એક પ્રકારે પરમેશ્વરનીજ ભક્તિ કરે છે. જે સ્ત્રીઓને સંતાન થયાં હોય તેમનેજ આ અનુભવની ખબર. તેઓજ દેવોનો ને માણસોનો સંબંધ જોડે છે."

દેવી માલવીએ પણ એજ દ્રષ્ટિથી સાવિત્રી તરફ જોયું. માતાને આ દ્રષ્ટિ આવે તોજ માતા. સાવિત્રી તો દેવીના વરદાનથી થએલી; તેના તરફ દેવી માલવી વિશેષ દ્રષ્ટિથી ન જુએ એમ કેમ બને? એમાં વળી સાવિત્રીને ભાઇ કયાં હતો? અને બ્હેનો પણ કયાં હતી? એ હોત તો તેનાપરનો રાણીનો પ્રેમ થોડો કમી થયો હોત! પણ સાવિત્રી તે અશ્વપતિની એકની એક દીકરી; એકની એક દીકરીપર માબાપોનો પોતાના જીવના કરતાંય વધુ પ્રેમ હોય છે. એ પ્રેમને સીમાજ હોતી નથી. અશ્વપતિ અને દેવી માલવી, તેનું બહુજ જતન કરવા લાગ્યાં. અને સાવિત્રી પણ પોતાની બાલ્યવૃત્તિવડે તેઓને આનંદિત કરવા લાગી. એના તે મીઠા મીઠા શબ્દો સાંભળતાં અશ્વપતિને તથા દેવી માલવીને અમૃત સુદ્ધાં ફીકુંજ છે એમ લાગતું! આવા તેના મીઠા શબ્દ. તે જ્યારે ચાલવા લાગી ત્યારે તેના પગના પગલામાં કમળો દેખાવા લાગ્યાં! તેને જ્યારે દાંત આવ્યા ત્યારે મહામણિ પાષાણ થઇને પડવા લાગ્યા! તેના નખ ઉપરથી તો હજારો કરોડ મદનને ઓવારી નાંખીએ એટલું તેનું લાવણ્ય! અશ્વપતિ પુત્રના અભાવને પણ ભૂલી ગયો!

જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ સાવિત્રી મોટી થવા લાગી. મોટી થતાં થતાં તેને ચોથું વર્ષ પૂરૂં થઇને પાંચમુ વર્ષ બેઠું! રાજા અને રાણી મોટી ચિંતામાં પડયાં;—કે આને હવે શિક્ષણ કેવું આપવું? દેવી માલવીએ કહ્યું,—"મારી કન્યા સરસ્વતી થવી જોઇએ!" રાજા અશ્વપતિ બોલ્યો,—"મારી રાજકન્યા લક્ષ્મી થવી જોઇએ!"

પ્રજાજન બોલ્યા, "સાવિત્રી દેવી સરસ્વતીનો અવતારજ થશે."

રાજકન્યાનું શિક્ષણ, તે અશ્વપતિ આગળ કેટલોય મહત્વનો પ્રશ્ન. સાવિત્રીના શિક્ષણની તેને મોટી ચિંતા લાગી રહી. "પોતાની કન્યાને જે શિક્ષણ આપવું તે અત્યંત ઉચ્ચ, પોતાના રાજકુલને તેમજ માલવીના વંશને ઉજ્જવલ કરે એવુંજ હોવું જોઇએ. એ શિક્ષણવડે તે મહાકુલિન, સતિ થવી જોઇએ; તેની કીર્તિ તેના સદ્‌ગુણોવડે દિગંતમાં ફેલાવી જોઇએ." એમ તેને લાગવા માંડયું. "પોતાની કન્યાએ કુલીનત્વ રાખવું જોઇએ. કુલીનત્વ એજ રાજકન્યાનું ભૂષણ: કુલીનત્વ એજ પ્રત્યેક સ્ત્રીનું ભૂષણ; તે તેણે સંભાળવું જોઇએ. આજ હું એને જેવું શિક્ષણ આપીશ તેવીજ તે ભવિષ્યમાં થશે." સાવિત્રીના શિક્ષણે તેના મનમાં મહાન ચિત્તા ઉત્પન્ન કરી. તેણે કહ્યું:—"છોકરીઓને શિક્ષણ કેવા પ્રકારનું આપવું આ એક બહુ કઠીણ પ્રશ્ન છે. એમાંય મારી કન્યા, એટલે તે રાજકન્યા-સમાજમાં તે શ્રેષ્ટ. તેને મારા તરફથી કેવું શિક્ષણ અપાવું જોઇએ ? શું મારી કન્યાને ચાર વેદ, છ શાસ્ત્રો શિખવીને પંડિતા–વિદ્યાધરી બનાવું ? ગાર્ગી–મૈત્રેયી કરૂં ? કે કેવળ બ્રહ્મવાદિની કરૂં ? રણકુશલા બનાવું કે તેને એકલું સંગીત શીખવું કે નૃત્યજ માત્ર શીખવું ? અથવા નીચે પડેલાં કે વૃક્ષે વળગેલાં પત્ર ફળો વગેરે બરાબર કહી શકે એટલું ગણિતજ્ઞાન શીખવું ? કે ચિત્રકલામાં તેને પ્રવીણ બનાવું. કે તેને વૃદ્ધોના મત પ્રમાણે સ્મૃતિની રચના કરવા દઉં ? કિંવા તેને આયુર્વેદ શીખવીને દીન જનોની સેવા શુશ્રૂષા કરવા દઉં ? કે તેને ધનુર્વિદ્યા શીખવા દઉં ? કે તેને અનેક રમતોમાં નિષ્ણાત થવા દઉં ? કે તેને કેવળ કાવ્યાનંદમાંજ મગ્ન થવા દઉં ? કે તેને એકલું કેશમાર્જનકૌશલ્ય શિખવું ? કે તે રાજકન્યા છે તેથી કંઇજ ન શીખવું ? સ્ત્રીઓને શિક્ષણ કેવું હોવું જોઇએ ? પિતાના કહેવા પ્રમાણે હોવું જોઇએ કે માતાના કહેવા પ્રમાણે ? તેને ઘરેજ શિક્ષણ આપવું કે કોઇ મહાન ઋષિ–મુનિના આશ્રમમાં મોકલી તે આપે તે શિક્ષણ આપણે માન્ય કરવું ? શું કરવું વારૂ ?"

રાજા બહુજ વિચારમાં પડી ગયો. તે ફરીથી બોલ્યો:–"આજ

જો મારા પુત્રને શિક્ષણ આપવાની બાબત હોત તો ચટ દઇને મેં અમાત્યોને કહ્યું હોત; પણ આ તો છોકરીનું શિક્ષણ. સ્ત્રીઓને-રાજ સ્ત્રીઓને, સામાન્ય સ્ત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું એજ હું સમજી શકતો નથી. મારી રાણીજ તે વધુ સમજી શકશે. એનાજ મત પ્રમાણે સાવિત્રીને શિક્ષણ આપવું યોગ્ય લેખાશે. પોતાની કન્યાને કેવા પ્રકારનું શિક્ષણ હોવું જોઇએ એ તેજ વધુ સમજી શકશે. અને હું તેને સર્વ રીતે સહાય કરીશ. ”

અશ્વપતિના આવી જાતના વિચારમાં સાવિત્રીનું શૈશવ ક્યારનુંએ વીતી ગયું. અને તે શિક્ષણ લેવાને યોગ્ય વયની થઇ.

---



# સત્યવાનનું બાલપણ.



(૧૨)



રાણી શૈબ્યા પોતાના પતિને અને પુત્રને લઇ રાજ્યમાંથી બહાર પડી એ અગાઉ કહેલું જ છે. જ્હેનો, જેનું બાળક ધાવણું છે, જેનો પતિ આંધળો છે, એવી એ રાજસ્ત્રીપર આ કેવો વિકટ પ્રસંગ આવ્યો હતો વારૂ ! રાજમહેલ છોડીને જે કદિ બહાર પડી નથી, એ રાણીને પતિને ને પુત્રને લઇ જંગલ-જંગલમાં ભટકવું પડે એ કેવી દૈવગતિ ! એ જંગલમાં શું ગાદી તકીયા હતા ? કિંવા એ અરણ્યમાં શું પાંચ પકવાનોના થાળ પીરસેલા હતા ? ના ના, એ ત્યાં કયાંથી હોય ? રાણી શૈબ્યા જ્યારે દિવસે ચાલવા લાગી ત્યારે તેના ચરણ-કમળમાં ફોલ્લા ઉઠયા; રાત્રે ચંદ્રકિરણનાથી તે પોતાનું કે પોતાના બાલકનું નિવારણ કરી શકતી નહીં. અને સૂર્યના ઉષ્ણ કીરણોથી તો તેની તનુશોભા નષ્ટ થઈ ગઇ. તરસથી તેના હોઠ ને ગળું સુકાવા લાગ્યું. ભૂખથી તેના પ્રાણ ક્ષણેક્ષણે વ્યાકૂળ થવા લાગ્યા. પરંતુ એ કષ્ટ તેણે પોતાના પતિને જણાવ્યું નહીં. તે વન-વનમાં, જંગલ-જંગલમાં, પર્વત ને પર્વત ગુફાઓમાં ફરવા લાગી. રાત્રે કયાંઇ પણ વિસામો લેવો ને સવાર થતાંજ પુનઃ ચાલવા લાગવું. આવી રીતે તે પર્વત અને નદીઓને ઓળંગતી ચાલી.

એમાંય તે રાજ્યસ્ત્રી, તેને પોતાને ખૂબજ સંભાળીને રહેવું પડતું. એનો બધો જીવ હવે સત્યવાનની ઉપરજ હતો. સત્યવાનને માટે તે સર્વ કષ્ટ, સર્વ યાતના, સહન કરતી હતી. તે કયારે મોટો થાય એના તરફજ તેનું બધું લક્ષ લાગી રહ્યું હતું. એને જ્યારે શૈબ્યા વૃક્ષે ઝોળી બાંધીને સુવાડતી ત્યારે વનદેવી તેને હીંચકા નાંખતી, પવન સુંદર ગાયન ગાતો, નદી તેને અવાજ પુરાવતી. આવી રીતે સ્વાતંત્ર્યસુખમાં, વાઘ–સિંહના સાન્નિધ્યમાં, નિસર્ગ દેવતાના ક્રીડા-કૌતુકમાં, સત્યવાન ઉછરતો હતો. છેવટે દ્યુમત્સેન એક મહા અરણ્યમાં આવ્યો, એ ઠેકાણે તેણે પોતાને ને પોતાની રાણીને રહેવાને યોગ્ય એવી સુદર જગો જોઇ. મોટા મોટા ઋષિઓનું સાન્નિધ્ય જોયું. અને તે ત્યાં રહેવા લાગ્યો. રાણી શૈબ્યા ભકિતપૂર્વક તેની સેવા કરવા લાગી. સત્યવાનને સાથે લઇને તે પતિને માટે ફળ ફૂલ દર્ભ ને કાષ્ટ, મસ્તકપર ઉંચકીને આણવા લાગી. રાજ્યવૈભવનો ત્યાગ કર્યા પછી તેને બહુ કઠીણ દિવસો આવ્યા હતા. પરંતુ તેણે ધીરજ છોડી નહીં. પહેલાંના કરતાંય, પતિની સેવા તે વધુ વધુ ભકિતભાવથી કરવા લાગી. વખત મળતાં પોતાના બાળકને શિક્ષણ આપવા લાગી. રાજા દ્યુમત્સેન સુદ્ધાં પોતાના પુત્ર્ને–સત્યવાનને –ધનુર્વિદ્યાનું શિક્ષણ આપવા લાગ્યો. સ્વચ્છ અરીસામાં જે પ્રમાણે પ્રતિબિમ્બો પડે છે તે પ્રમાણે તેની નિર્મળ બુદ્ધિમા બીજી પણ સર્વ વિદ્યાઓ પ્રતિબિંબિત થઇ. સત્યવાનને બચપણથી જ અશ્વપર બહુ પ્રીતિ થવા લાગી. ધીમે ધીમે તે અશ્વવિદ્યામાં નિપૂણ થવા લાગ્યો. ચિત્રકલા તો તેને બહુજ સારી રીતે અવગત થઇ. ચિત્રકલામાં તેનું નૈપુણ્ય જોઇને લોક તેને "ચિત્રાશ્વ" કહીને પણ સંબોધવા લાગ્યા.

રાજપુત્રને જે જે વિદ્યા, જે જે કલા, અવગત હોવી જોઇએ તે તે બધી વિદ્યા અને કલા, રાજા દ્યુમત્સેને તથા રાણી શૈબ્યાએ સત્યવાનને શીખવાડી. ઋષિઓની સાન્નિધ્યમાં તે વેદપઠણ પણ કરવા લાગ્યો. ઋષિઓની ઉત્કૃષ્ટ પ્રકારે સેવા કરવા લાગ્યો. જેમ જેમ તે

મોટો થવા લાગ્યો તેમ તેમ તેને પોતાના રાજ્યની ચિંતા થવા લાગી. હંમેશાં તે પોતાના રાજકુળની બાબતમાં માતૃ–પિતૃ–કુલની બાબતમાં–પિતાને ને માતાને પૂછતો અને ગિરિગુહામાં જઇ અનેક· વાર તેનું ચિંતન કરતો. પોતાના પિતાનો વનવાસ, માતાની તે કરૂણાજનક સ્થિતિ અને પોતાના સંબંધી વિચારથી તે ઉદાસ રહેવા લાગ્યો. “ હું મારા પિતાનું રાજ્ય પાછું મેળવું તોજ હું તેમનો પુત્ર.” આવી તે દરક્ષણે પોતાના મનમાં પ્રતિજ્ઞા કરતો. પેલા દુષ્ટ રૂકિમની બાબતમાં તો તે રાત ને દિવસ મનમાં સળગ્યા કરતો. એનું વેર રાત ને દિવસ મનમાં રાખતો. સત્યવાન બોલ્યો, “ રાજ્યલક્ષ્મીને હું જરૂર પકડી આણીશ ને તેના કપાળે કુંકુની અર્ચા કરીશ કે જે પ્રલય કાળના જળથી સુદ્ધાં ધોવાઇ શકશે નહીં ! જે છોકરો માબાપને પેટે જન્મીને તેમનો હેતુ સફળ કરતો નથી તે છોકરો શાનો ? મારો પિતા એજ મારો દેવ, મારો પિતા એજ મારો ગુરૂ, એના હેતુને માટે હું મારો દેહ સુદ્ધાં અર્પણ કરીશ. જો હું તેમનો હેતુ સફળ ન કરૂં તો આ દેહ કે જે ફુટેલા વાસણ જેવો છે; તેનો શો ઉપયોગ ?”

આવી રીતે માબાપની ને મહાન ઋષિમુનિઓની નજર નીચે રાજપુત્ર સત્યવાન મોટો થતો ચાલ્યો.

---



# સાવિત્રિનું શિક્ષણ. ( પૂર્વાર્ધ )



## ( ૧૩ )



બહેનો ! તમારું સ્ત્રીજાતિનું જીવિત બહુજ કિંમતી છે. જગતમાંની બધી સંપત્તિ આપવા છતાંએ સ્ત્રીજાતિનાં જીવિતનું મૂલ થઇ શકવાનું નથી. કારણ, સ્ત્રીજાત એ વિશ્વની નિર્માણ કર્ત્તા–વિશ્વને નિર્માણ કરનારી છે. વિશ્વને નિર્માણ કરનારી સ્ત્રીજાતિનું મૂલ કેવી રીતે થઇ શકે ? અને તેથીજ તમારું જીવિત મહાન. આ બીના આપણા મંત્રદ્રષ્ટા ઋષિઓએ જાણી હતી. અને તેથીજ તેમણે માતાને પૃથ્વીના કરતાં ભારે,—ગુરૂતર—શ્રેષ્ટ કહી, આજ જે કન્યાઓ છે તે કાલે માતા થશે. આજ જેઓ ઢીંગલા ઢીંગલીના સંસારની રમત રમે છે તેઓજ કાલે ખરેખરી સંસારી બનશે. એજ કારણથી તેમનાપરની જવાબદારી બહુ મોટી છે. આ જવાબદારી પાર પાડવાને તેમને કોણ સમર્થ કરે છે ? માતા-**માતાઓજ કન્યાની 'ગુરૂ' હોય** છે. તે પોતાના શીલ પ્રમાણે કન્યાનું શીલ ઘડે છે. માતામાં જે ચારિત્ર્ય, જે વર્તણુક, અને જે જ્ઞાન હોય છે તેજ પ્રમાણે તેની કન્યા પણ બને છે. સાવિત્રીની માતા માલવીએ શું કર્યું ? તેણે પણ પોતાના જેવુંજ સાવિત્રીને શિક્ષણ આપ્યું. **છોકરીઓમાં જે મહાન ગુણો નજરે પડે છે તે તેની માતામાં** તેમજ **પિતામાં હોય છે.** છોકરીની બુદ્ધિમત્તા ઉપરથી તેની માતાની બુદ્ધિમત્તા પારખી શકાય છે, તેના ગુણાવગુણ

શોધી શકાય છે. અને તેથીજ કન્યા કહી કે તે, કયા કુળમાં જન્મી છે, તેનું માતૃકુળ-પિતૃકુલ કેવું હતું ને છે એની પ્રથમ તપાસ થાય છે. બ્હેનો, સાવિત્રીના ચરિત્ર તરફ આપણે જે અનેક દ્રષ્ટિથી વિચાર કરીને જોવાનું છે, એમાં આ દ્રષ્ટિએ પણ તેના તરફ આપણે જોવું જોઇએ. અને તેથીજ મેં તમને દેવી માલવીનું ફરી એકવાર સ્મરણ કરાવ્યું. કારણ જે સ્ત્રીએ પોતાના સતિ-ધર્મ વડે સર્વ સ્ત્રીજાતિના અંતઃકરણમાં કાયમની છાપ પાડી, સૂર્ય-ચન્દ્રના અસ્તિત્વ પર્યન્ત જેનું ચારિત્ર્ય સ્ત્રીજાતિ આગળ આદર્શ તરીકે રહેનાર છે અને જે સ્ત્રીજાતિનું ધ્રુવસ્થાન છે, તેની માતા પણ તેવીજ મહાન, કુલીન, બુદ્ધિમાન, સદ્‌ગુણસંપન્ન, આદર્શ સ્ત્રી હોવી જોઇએ એમાં શો સંશય ?

માતા ઉપર શિક્ષણની જવાબદારી કેટલી મોટી છે એ હવે તમારા લક્ષમાં આવ્યું હશે. અને જે સ્ત્રીઓ આ જવાબદારી સમજે છે તેમનીજ કન્યાઓ જગતમાં મહાન થાય છે. જે કન્યાઓને એવું શિક્ષણ મળે છે તેઓ કુળને ઉજ્જવલ કરે છે. અને જેમને તેવું યોગ્ય શિક્ષણ મળતું નથી તેઓ કુળને કલંક લગાડે છે, “જે કન્યા ધર્મનો લોપ કરતી નથી, દેહનું રક્ષણ કરવું એ જે સ્ત્રી-જાતિનું મુખ્ય કર્તવ્ય, તેને જેઓ પાળે છે તેમની જગતમાં પ્રશંસા થાય છે.” સ્ત્રીઓનું શુદ્ધ વર્તન એટલે શું ? તો દેહ રક્ષણ. એનીજ જગતમાં કીર્તિ થાય છે. એનાંજ લોક વખાણ કરે છે. અન્ય દેશો અને આપણો દેશ એમાં જો કંઇ ફરક હોય તો તે આજ છે. **આપણા દેશમાંની સ્ત્રીઓનું આસન જગતમાંની સર્વ સ્ત્રી-જાતિના કરતાં ઉંચું છે.** વિભિન્ન છે. સંસ્કૃતિ અને સમાજની સાથે તે નિગડિત છે. આપણા દેશની સ્ત્રીઓએ જે આદર્શ બતાવ્યો છે તે જગતમાંના કોઇ પણ દેશે બતાવ્યો નથી. આપણા દેશમાની સ્ત્રીઓનું ઉદાત્ત ચરિત્ર, ઇતર દેશોમાં નજરે પડતું નથી. આપણામાં જે મહાન મહાન સ્ત્રીઓ થઇ ગઇ છે એમની માતાઓ પણ ઉચ્ચ હતી, એમને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યું હતું,

'ઉચ્ચ શિક્ષણ લઇને માતા થતાં આવડતું નથી' આ આજકાલનો આક્ષેપ એ વખતે ખોટો હતો. કિંબહુના **જેમને ઉચ્ચ શિક્ષણ છે. તેઓજ આદર્શ માતા થઇ શકે છે;** બીજી નહીં, એવું એ વખતે મનાતું. અને એજ દ્રષ્ટિએ એ જમાનામાં સ્ત્રીઓને શિક્ષણ અપાતું હતું,

સાવિત્રીના ચરિત્રમાં એજ વાત દેખાઇ આવે છે. સાવિત્રીની માતા બહુ મહાન હતી. એકની એક દિકરી હોવાથી માલવીએ તેને ખોટાં લાડ લડાવ્યાં નહીં! રાજકન્યાને યોગ્ય જે શિક્ષણ હોવું જોઇએ તેજ શિક્ષણ તેણે તેને દીધું. એ શિક્ષણે તેને બહુજ મહાન બનાવી–મહત્પદે ચઢાવી. એ વખતમાં સ્ત્રીઓને કેવું શિક્ષણ અપાતું હતું એ જોઇએ તો મનને આનંદ થાય છે. દ્રૌપદી, સીતા, દમયંતિ, વગેરેની મૂર્તિઓ કયા શિક્ષણે નિર્માણ કરી? ગાંધારી, કુંતિ સુકન્યા, ગાર્ગી ઇત્યાદિને કઇ સંસ્કૃતિએ નિર્માણ કરી?

સત્યભામાની સાથે સંવાદ શરૂ થતાં પ્રથમજ દ્રૌપદી કહે છે– "દુષ્ટ સ્ત્રીઓનું આચરણ તું મને પુછે છે; પરંતુ તે માર્ગનું આચરણ દુર્વૃત્ત સ્ત્રીઓજ કરતી હોય છે એ માર્ગની બાબતના આ તારા પ્રશ્નને મારા તરફથી જવાબ કેવી રીતે મળે?" "તું મારૂં ખરેખરૂં આચરણ શ્રવણ કર." દ્રૌપદીના શિક્ષણને તેની સાસુ પણ કારણ બની હતી. દ્રૌપદી કહે છે—" કુટુંબસંબંધી ધર્મ મને મારી સાસુએ અગાઉ કહી રાખ્યો છે. (...**ये च धर्माः कुटुम्बेषु श्वश्र्वा मे कथिताः पुरा**) ને મને પણ જે વિદિત છે તે ધર્મનું હું પાલન કરૂં છું."

સાસુની આજ્ઞાવડે દ્રૌપદી બંધાઇ ગએલી હતી. તે સાસુની કદિ પણ નિંદા કરતી નહીં. તેની આજ્ઞાપાલનની બાબતમાં તે હમેશાં તત્પર રહેતી. દ્રૌપદી કહે છે " **नित्यमार्यामहं कुंतीं वीरसूं सत्यवादिनीम्। स्वयं परिचराम्येतां पानाच्छादनभोजनैः॥ नैतामतिशये जातु वस्त्राभूषणभोजनैः। नापि परिवदे चाहं तां पृथां पृथिवीसमाम्॥**

" અન્નપાન અને વસ્ત્રોને યોગે હું હમેશાં વીરપ્રસૂ તેમજ સત્યવાદિની સાધ્વી કુન્તિની જાતે સેવા કરું છું. એમની આજ્ઞા સિવાય હું વિશિષ્ટ વસ્ત્રો, ભૂષણો ને ખાવાપીવાનો કદિ પણ સ્વીકાર કરતી નથી. અને એ પૃથ્વી તુલ્ય કુન્તિની હું કદિએ નિંદા કરતી નથી." સાસુની સાથે વર્તવાનું આ શિક્ષણ દ્રૌપદીને કોણે દીધું હતું વારૂ ?

દ્રૌપદીનું ગણિતજ્ઞાન પણ શું સામાન્ય હતું ? યુધિષ્ઠિરને ત્યાં સુવર્ણપાત્રમાં રોજ આઠ હજાર બ્રાહ્મણ નિત્યભોજન કરતા હતા; સુવર્ણના થાળમાં ૧૦ હજાર યોગાભ્યાસી ઋષિઓને અન્ન મોકલી આપવું પડતું હતું. ને તેની સર્વ વ્યવસ્થા દ્રૌપદી કરતી હતી ! યુધિષ્ઠિરની સેવામાં એક લાખ કાંતિમાન, નૃત્ય ગાયનાદિ કલામાં નિપૂણ એવી દાસીઓ હતી. એ બધીઓનાં નામ, તેમનાં રૂપ, તેમની ખાવાપીવાની પસંદગી નાપસંદગી, વસ્ત્રાભૂષણની બાબતની તેમની પ્રવૃત્તિ ને પ્રીતિ અને તેમને સોંપેલાં કામ વગેરેનું નિત્ય સ્મરણ રાખનારી દ્રૌપદીનું શિક્ષણ શું સામાન્ય હશે ?

દ્રૌપદીને પાંડવોના એકંદર વૈભવ અને જમાખર્ચની બરાબર માહિતી હતી. દ્રૌપદી અભિમાનથી કહે છે. **अघृष्यं वरुणस्येव निधिपूर्णमिवोदधिम्। एकाहं वेद्मि कोशं वै पतीनां धर्मचारिणाम्॥** " વરુણના ખજીનાની પેઠે, કોઇનાથીએ હલ્લો કરીને ન લઇ શકાવા જેવો અને સમુદ્રની પેઠે રત્નભાંડારથી પરિપૂર્ણ એવો, ધર્મ પ્રમાણે વર્તનારા પતિનો કોષ ફકત હું એકલીનીજ જાણમાં હતો."

બ્હેનો ! આટલી બુદ્ધિમાન, તેજસ્વી, ગણિતજ્ઞ દ્રૌપદી, પણ તેનીએ ગુરૂ સાવિત્રી ! ધર્મે જ્યારે મોટા અભિમાનથી માર્કંડેયને પૂછ્યું કે, " દ્રૌપદી અમારી પવિત્ર સ્ત્રી, મનવચન ને કાયાનો દોષ જેને સ્વપ્ને સુદ્ધાં સ્પર્શ્યો નથી. અનુસુયા કિંવા સાવિત્રીને શી ઉપમા આપવી ! બીજી પણ અનેક પતિવ્રતાઓ થઇ છે એમાં દ્રૌપદીની તોલે આવી એવી બતાવો જોઇએ ?" ત્યારે માર્કંડેયે જે સણસણતો જવાબ આપ્યો તે પણ વિચારણીય છેઃ—

"शृणु राजन् कुलस्त्रीणां महाभाग युधिष्ठिर।
सर्व मेतद्यथा प्राप्तं सावित्र्या राजकन्यया ॥"

"'અરે યુધિષ્ઠિર રાજા, કુલસ્ત્રીઓનું મહાત્મ્ય તું શ્રવણ કર. રાજકન્યા સાવિત્રીને એ બધું પ્રાપ્ત થયું છે!" ત્યારે ધર્મે માર્કંડેયના મુખથી સીતાનું ને સાવિત્રીનું ચરિત્ર સાંભળ્યા પછી જે કબુલાત આપી છે તે ધ્યાનમાં લીધા જેવી છે.–"ધર્મરાજ મસ્તક હલાવીને કહે છે કે પાંચાળીની શી કથા! રામ સીતાની અવસ્થા સાંભળીને દુ:ખનો નાશ થયો." આમ કહ્યા પછી માર્કંડેયે ધર્મરાજાને સાવિત્રીનું આખ્યાન કહ્યું.

પરંતુ દ્રૌપદીના કરતાં સીતાની યોગ્યતા એક દ્રષ્ટિએ વધુ હતી એ આપણે 'રામસીતાની અવસ્થા' આ મુકતેશ્વરની ઉક્તિ ઉપરથી જોયું. પણ ખુદ સીતાજ રામને શું કહે છે, તે અહીં કહ્યા પછી, સાવિત્રી સીતાનીએ ગુરૂ કેવી રીતે હતી;–સીતાને સાવિત્રીની બરોબરીના કહેવરાવી લેવામાં કેટલો ગર્વ, ને કેટલું અભિમાન થતું તે દેખાઇ આવશે. અયોધ્યાકાંડમાં સીતા રામને કહે છે–"**द्युमत्सेन-सुतं वीरं सत्यव्रतमनुव्रताम। सावित्रीमिव माम् विद्धि**" ને આ દ્રષ્ટિએ સીતાના શિક્ષણ તરફ જોઇએ એટલે સીતાનું એ શિક્ષણ ઉચ્ચજ હતું એ કબૂલ કરવું પડે છે. સીતાને જે શીલનું શિક્ષણ મળ્યું તે તો બહુજ ઉચ્ચ ને મહાન છે. સીતાની શીલપરીક્ષાનો જ્યારે વખત આવ્યો, ત્યારે બીજી સ્ત્રી થથરી ગઇ હોત. રામે જ્યારે કહ્યું કે, "હે મૈથિલી, તું સદ્વૃત્ત અથવા દુર્વૃત ગમે તેવી હો તો પણ શ્વાને અભડાવેલ હવી પ્રમાણે (**श्वावलीढ हविर्यथा**) ઉપભોગને માટે તારો સ્વીકાર કરવો મને યોગ્ય લાગતું નથી." આથી સીતાને જે શિક્ષણે ઉન્નત બનાવી હતી, જે શિક્ષણે તેને સમાજ સન્મુખ બોલાવી,–તે શિક્ષણ, નીતિના શીખરે ચડેલું નહીં હોય કે? સીતા દ્રઢ મક્કમતાથી કહે છે, "હે રામ! જો મારૂં હૃદય આજપર્યંત તારાથી કદિ પણ બીજા તરફ ન ગયું હોય, અને જતું ન હોય, તો આ લોકસાક્ષી અગ્નિદેવ સર્વ પ્રકારે મારૂં રક્ષણ કરશે."

આમ કહીને તે અગ્નિદિવ્ય કરવાને તૈયાર થઇ! સીતા પુનઃ કહે છે—“ હે રાજપુત્ર! મેં તારો કંઇએ અપરાધ કરેલો નથી, સ્ત્રીઓની ને પુરૂષોની ગતિ તને વિદિત છે. તથાપિ તું મારૂં કહેવું સાંભળ. મેં જો કંઇ પાપ કર્યું હોય તો આ જે સર્વદા ગમનશીલ એવો વાયુ ભૂતોના હૃદયમાં સંચાર કરે છે તે મારો પ્રાણ લ્યો. મેં જો પાપ કર્યું હોય,—પરપુરૂષનું ચિંતન—નહીં નહીં તેનો વિચાર પણ મેં મનમાં આણ્યો હોય, તો અગ્નિ, ઉદક, આકાશ, પૃથ્વી અને વાયુ આ પાંચ મહાભૂતો મારા પ્રાણનું હરણ કરો. જે અર્થે તારા સિવાય અન્ય પુરૂષ મારા મનમાં આવેલો નથી તે અર્થે દેવોએ કહ્યા પછી તુંજ મારો પતિ થા!”

આજ પ્રમાણે અંધ ચ્યવન મહામુનિની પત્ની સુકન્યા અને નળની દમયંતિ. દમયંતિને ફસાવા સારૂ બધા દેવોએ, દૈવી શક્તિવડે નળની આસપાસ નળનું સ્વરૂપ ધારણ કરીને આસન જમાવ્યું. એ વખતે નળનું ખરૂં સ્વરૂપ ઓળખી કાઢવું મુશ્કેલ હતું એ વખતે ચતુર દમયંતિએ નળનેજ કેવો શોધી કાઢયો, કેવી ચતુરતા બતાવી, તે સૌને વિદિતજ છે. દમયંતિને એ ચાતુર્ય કયા શિક્ષણવડે પ્રાપ્ત થયું હતું વારૂ? શર્યાતિ રાજાની કન્યા સુકન્યાએ પોતાના એકના અપરાધને લીધે સમસ્ત પ્રજાનો નાશ થાય છે એવું જોઇને અંધ ચ્યવન મુનિની સાથે વિવાહ કરવાને તૈયાર થઇને અતુલ કષ્ટ, સહિષ્ણુતા, સ્વાર્થત્યાગ ને આત્મસંયમ બતાવીને પોતાના પતિને દિવ્ય તારૂણ્ય તથા દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત કરી લીધી. અને ઈંદ્રને પણ પરાજીત કર્યો; એ શિક્ષણ સુકન્યાને કયાં મળ્યું હતું? એજ પ્રમાણે દ્રૌપદીની સાસુ કુંતિ અને **ગાંધારી;**—એમનું શિક્ષણ શું સામાન્ય હતું? સૌંદર્યનીજ જાણે ખાણ એવી ગાંધારી, પોતાનો પતિ ધૃતરાષ્ટ્ર અંધ છે—તેનાથી દ્રષ્ટિસુખ લઇ શકાતું નથી—તેથી પોતાની આંખોએ વસ્ત્રના પાટા બાંધીને આજન્મ દ્રષ્ટિ અંધ કરી લે છે—દ્રષ્ટિ સુખનો આ જન્મ ત્યાગ કરવાને તૈયાર થાય છે—એ કયા શિક્ષણને લીધે? ક્રોધાવિષ્ટ દુર્વાસા મુનિની મરજી સંભાળનારી અલ્પવયી કુંતિ

"હું મનમાં આવશે ત્યારે પાછો જઈશ ને ઇચ્છા થશે એ વખતે ગમે ત્યારે પાછો આવીશ, મારી ઇચ્છા પ્રમાણે મને ભોજન મળવું જોઈએ; અને મારી મરજી વિરૂદ્ધ જરાપણ વર્તેલું મારાથી સહન થશે નહીં." આમ ગર્જના કરીને કહેનારા તપોનિષ્ટ દુર્વાસા મહામુનિને પોતાના સેવાધર્મથી, સચ્છીલ આચરણથી અને પાકક્રિયામાંની નિપુણતાથી પ્રસન્ન કરીને દુર્લભ એવા વરદાનની પ્રાપ્તિ કરી લેનાર બાલિકા કુંતિ–એને કુંતિભોજે કયા વિદ્યાપીઠમાં મોકલી હતી?

**"न ह्यतुष्टो जनोऽस्तीह पुरे चान्तःपुरे च त। सम्यग्वृत्त्यानवद्याङ्गि तव भृत्यजनेष्वपि॥...तेन तेनासि संपन्ना समुपेता च भाविनि"**

"પૃથા! તારી સારી વર્તણુકને લીધે આ નગરમાં, અંતઃપુરમાં અને સેવક લોકમાં પણ તારી બાબતમાં કોઈએ અસંતુષ્ટ નથી. અને તેથીજ તું મોટી સારી આશા કરવા યોગ્ય છોકરી છે."

એ વખતમાં સ્ત્રીઓને બહુવિધ શિક્ષણ અપાતું હતું. લડાઈના મેદાનનું એ શિક્ષણ અપાતું હતું. દેવદૈત્યોના મહાયુદ્ધમાં, ઇંદ્રે પોતાની સહાયતા સારૂ દશરથને બોલાવ્યા પછી, દૈત્યગુરૂએ દશરથના રથની ધરી ભાંગી નાંખી; ત્યારે કૈકેયીએ રથની ધરી ભાંગી ગએલી જોતાંજ રણાંગણમાં દોડી જઈ તે ધરીની જગોએ પોતાનો હાથ ધાલીને રથને જેમની તેમ રાખ્યો હતો. દશરથ રાજાને જય પ્રાપ્તિ થયા પછી જ્યારે આ રથની ધરીની બીના જાણવામાં આવી ત્યારે દશરથ રાજાએ કહ્યું કે આ યુદ્ધમાં કૈકેયીએજ પોતાના અદભુત પરાક્રમવડે વિજય મેળવ્યો છે." કૈકેયીનું આ પરાક્રમ એ યુદ્ધ શિક્ષણનું નિઃસંશય નિદર્શક છે. પરંતુ સાવિત્રીને જે શિક્ષણ આપવામાં આવ્યું હતું એમાં આ બધા શિક્ષણનો સમાવેશ થયો હતો. ઉપરાંત બીજું પણ તેને જે શિક્ષણ આપવામાં આવ્યું હતું તે સુદ્ધાં બહુજ ઉચ્ચ પ્રકારનું હતું.

---

## સાવિત્રીનું શિક્ષણ (ઉત્તરાર્ધ)



(૧૪)



ગયા પ્રકરણની છેવટે મેં "સાવિત્રીનું શિક્ષણ ઉચ્ચ પ્રકારનું હતું" એમ કહ્યું. પૌરાણિક સ્ત્રીઓના શિક્ષણની જેટલી કંઇ કલ્પના કરી શકાય તેટલી બધી કરીને તેના શિક્ષણની સાથે સાવિત્રીના શિક્ષણની તુલના કરી જોઇ; ને કહ્યું કે સાવિત્રીનું શિક્ષણ એ બધાના કરતાં ઉચ્ચ હતું. તે કેવી રીતનું ઉચ્ચ હતું? મારૂં કંઇ સમાધાન થયું નહીં. તેથી આ બાબતમાં બીજી થોડીએક નિરાળી દ્રષ્ટિથી વિચાર કરીને આ પ્રકરણ પૂરૂં કરવાનો મારો વિચાર છે

જગતમાં સ્ત્રીઓને સાધન શું? કેટલીએ બાબતોનો વિચાર કરીએ તો પણ છેવટે "સ્ત્રીઓને પતિ એજ સાધન" ઠરે છે. **સ્ત્રીઓને જગતમાં પતિ સિવાય અન્ય સાધન નથી.** પરંતુ આ વાત બહુજ થોડા માબાપને સમજાય છે. જેમનાથી આ વાત સમજાય છે તેમની આગળ છોકરીઓને કેવું શિક્ષણ આપવું આ પ્રશ્નજ આવતો નથી. આ દ્રષ્ટિએ આપણે અશ્વપતિની ભૂમિકા તરફ જોવું જોઇએ. અશ્વપતિએ જો મનમાં આણ્યું હોત તો તેને શું અશકય હતું? એ પોતાની પુત્રીને ગમે તે નમુનાની બનાવી શકયો હોત. વૈયક્તિક ધ્યેય શ્રેષ્ટ કે સામાજીક ધ્યેય શ્રેષ્ટ, એનો વિચાર કરીને તેણે વૈયક્તિક ધ્યેય શ્રેષ્ટ એમ કહ્યું હોત. પરંતુ એ વખતમાં કન્યાઓ મહાન હતી. એનો અર્થ તેમની માતા અને તેમના પિતા એ સુદ્ધાં મહાન હતા. પુરાણકાલીન ગમે તે ગ્રંથ લઇએ તો તેમાં એવું એકેય પતિનું, એકેય કન્યાનું ઉદાહરણ મળતું નથી

તેની મહાનતા વ્યક્ત થવા સાથે તેના પિતાનું મહાનપણું અવ્યકત રહ્યું હોય. એવું ઉદાહરણ નથીજ. કિંબહુના એવુંજ જણાઇ આવે છે કે, કન્યા જેટલી પરાક્રમી નીવડી હોય તેના કરતાં તેનો બાપ સોગણો પરાક્રમી હોય. કન્યામાં જેટલા મહાન ગુણ, તેનાથી તેના પિતામાં અસંખ્ય ગણા મહાન ગુણ. તે જેટલી સત્યનિષ્ઠ તેના કરતાં સોગણો તેનો પિતા સત્યનિષ્ઠ. ઉદાહરણાર્થ, શકુંતલાનો પાલનકર્તા લ્યો, સીતાનો-દ્રૌપદીનો પિતા લ્યો, દમયંતિનો પિતા લ્યો, તે પોતાની કન્યાના કરતાં શ્રેષ્ટજ છે. કિંબહુના તેમનામાં જે તપશ્ચર્યા હતી, જે સદ્ગુણ હતા, જે મહાશક્તિ હતી એનો બહુજ થોડો અંશ તેમની કન્યાઓમાં ઉતર્યો છે. અને એજ દ્રષ્ટિએ તેમણે પોતાની કન્યાઓને કેવું શિક્ષણ આપ્યું હશે એ ગૃહિત માનવું જોઇએ.

સાવિત્રીના શિક્ષણની બાબતમાં વિચાર કરતાં એવી જગો કયાં છે કે એ ઉપરથી તેને અમુકજ એક પ્રકારનું શિક્ષણ આપ્યુ હોય? સાવિત્રીના એકંદર ચરિત્ર ઉપરથી આપણે એ સાર કાઢી શકીએ છીએ. પરંતુ, તો પછી આ પ્રકરણનું પ્રયોજનજ શું? તો એવાં સ્થળો સાવિત્રીના ચરિત્રમાં અનેક ઠેકાણે છે. એ વખતની અંદર પ્રત્યક્ષ વ્યવહારમાં કેવું શિક્ષણ અપાતું હતું એનું ઉત્તરા સિવાય બીજું મોટું ઉદાહરણ નથી. તો પછી સાવિત્રીનું શિક્ષણ કેવી રીતે શોધી કાઢવું? કેવળ તર્ક અને અનુમાન નકામાં છે. આદર્શ શિક્ષણ કેવું હોવું જોઇએ એ બાબતમાં અનેક મોટા ગ્રંથો લખી શકાય; પણ પ્રત્યક્ષ છોકરીને કેવું શિક્ષણ આપવું એ પ્રશ્નનો ઉત્તર પિતાને એ પુસ્તકોમાંથી મળી શકતો નથી. ને એજ દ્રષ્ટિએ સાવિત્રીના ચરિત્રને તમામ સ્ત્રીઓના ચરિત્રના કરતાં વધુ મહત્ત્વ છે. બાકીની સ્ત્રીઓનાં ચરિત્ર જોઇએ તો તેમનું સર્વ આયુષ્ય ઘણે ભાગે ગરબડ અને લડાઇઓમાં ગયું છે. સિવાય સમાજ આગળ જે જે પ્રશ્ન ઉભા-રહે છે, કિંબહુના જે ઠેકાણે સમાજની વિચારશકિત અટકી પડે છે તે ઠેકાણે નિર્ણય આપનારા ગુણ તેમનામાં થોડા થોડા હતા; પ્રત્યેક સ્ત્રીમાં એક ગુણ હતો, તો બીજો નહોતો. પરન્તુ સાવિત્રીના

ચરિત્રમાં તેવું નથી. સાવિત્રીના ચરિત્રમાં બધા ગુણોનું એકી-કરણ થએલું છે. અને તેથીજ તેને એક ઠેકાણે '**सर्वगुणान्विताम्**' એટલે 'સર્વગુણસંપન્ન ભાર્યા' આમ કહ્યું છે, ને એના પૂર્વપક્ષ તરીકે નારદે એક ઠેકાણે કહ્યું છે કે, "**नान्यास्मिन्पुरुषे सन्ति ये सत्यवति वै गुणाः।**" સત્યવાનનામાં જે ગુણો છે તે બીજા પુરૂષો-નામાં નથી." પણ આ તો સત્યવાનની બાબતમાં થયું; સાવિત્રીની બાબતમાં શું? તો એનો પણ તેના ચરિત્રમાં જવાબ છે. પિતાએ જ્યારે તેને ભર્તા શોધી આવ એમ કહ્યું ત્યારે પિતાએ પોતાની પુત્રીને જે આજ્ઞાના શબ્દ કાઢયા છે તે મહત્વના છે. એમાંજ પહેલાંના પ્રશ્નનો ઉત્તર મળે છે. અશ્વપતિ કહે છે,—"**स्वयमन्विच्छ भर्तारं गुणैः सदृशमात्मनः॥**" "તસ્માત્ તું હવે પોતેજ તારા જેવો ગુણવાન ભર્તા શોધી કાઢ." અર્થાત્ 'સત્યવાનનામાં જે ગુણ છે તે બીજા પુરૂષોનામાં નથી અને તેજ સાવિત્રીને યોગ્ય પતિ છે' એમ નારદે કહ્યા પછી, અશ્વપતિનું વાકય વધુજ મહત્વનું ને આદરણીય ઠરે છે. "તારા ગુણ પ્રમાણે તું ભર્તા શોધી કાઢ." આમ પિતાએ કહેવું એમાં તેને તેના પિતાએ આપેલા ઉચ્ચ શિક્ષ-ણનોજ ધ્વનિ ઉઠે છે, પરંતુ એટલાથી કંઇ સિદ્ધ થતું નથી.

બીજો એક માર્ગ. તેના ચરિત્રમાં ઠેકઠેકાણે તેનામાં રહેલા નિરનિરાળા ગુણોની જે પ્રશંસા કરેલી છે, કિંવા સંબોધેલા છે, એ ઉપરથી તેને મળેલા શિક્ષણનો કયાસ કાઢી શકાય છે. ને તેજ અમારા આ પ્રકરણનો આધાર છે.

શિક્ષણની ઉચ્ચ–નીચતા એ, તે શિક્ષણ પ્રત્યક્ષ વ્યવહારમાં, કેવળ વ્યક્તિનેજ નહીં પણ સર્વ સમાજને તેમજ રાષ્ટ્રને કેટલા પ્રમાણમાં ઉપયોગી નીવડે છે એ ઉપરથીજ નક્કી થાય છે. ને તે ઉપયોગિતા જેમ જેમ વધુ સાબીત થાય એ પ્રમાણમાં એ શિક્ષણનો દરજ્જો પણ ઉંચો હોવો જોઇએ. આ ઉચ્ચનીચત્વની કસોટી પ્રથમ સમ-જાતિ નથી. પણ મનુષ્ય જ્યારે મોટો થઇને સંસારમાં પડે છે ને આચરણ કરવા લાગે છે ત્યારે કસોટીએ ચડે છે. એ વખતે તેને

પોતાના અધ્યયનના ગ્રંથ બાજુએ મૂકી નિરાળું ઉત્તર આપવું પડે છે! પરંતુ પૂર્વના કાળમાં એમ નહોતું. ને એજ આજકાલના શિક્ષણમાં તથા પૂર્વકાળના શિક્ષણમાં ફરક છે. પુરૂષોને તો તેવું શિક્ષણ નહોતુંજ; પણ સ્ત્રીઓને સુદ્ધાં તેવી રીતે પછવાડેથી નિરૂપયોગી નીવડે એવું શિક્ષણ નહોતું. ને એજ સાવિત્રીના શિક્ષણનો સબળ પુરાવો છે. પતિ શોકાકુલ થયા પછી સાવિત્રી પતિને કહે છે:—

"...यदि मोस्ति तपस्तप्तं यदि दत्तं हुतं यदि ॥
श्वश्रूश्वशुरभर्तृणां मम पुण्यास्तु शर्वरी ।
नस्मराम्युक्तपूर्वं वै स्वैरेष्वप्यनृतां गिरम् ॥
तेन सत्येन तावद्य ध्रियेतां श्वशुरौ मम ॥"

"મેં જો તપ કર્યું હોય, દાન દીધું હોય અને હવન કર્યા હોય, તો મારાં સાસુ, સસરો ને ભર્તા, એમને આ રાત્રી સુખાવહ થાઓ. વિનોદમાં પણ આજ પર્યંત અસત્ય ભાષણ કર્યાનું મને યાદ નથી. તો મારા એ સત્યથી તે ઉભય સાસુ સસરો આજ જીવતા રહો." આ તપ સાવિત્રીએ ક્યારે કર્યું? તે સત્ય તે ક્યારે શીખી? એના લગન પછી એક વર્ષની અંદર તેનાપર આ પ્રસંગ આવ્યો. તો એ શિક્ષણ તેણે પિતૃગૃહેજ મેળવ્યું નહીં હોય કે? પણ આ બધું એક વર્ષની છેવટે થયું; લગન થયા પછી તે સાસરે કેવી રીતે વર્તવા લાગી? તેની સાથે તેની દાસીઓ પણ ન હતી કે જે તેને સાસરે જઇને પ્રથમ કેવી રીતે વર્તવું એનો પાઠ આપે? એ વખતનું તેનું વર્તન, તેનું શિક્ષણ જોઇએ એટલે મન આશ્ચર્યમાં લીન થઈ જાય છે. સાવિત્રી એટલે રાજકુમારી; પણ તેણે કેવું વર્તન રાખ્યું જુઓ:—

"गते पितरि सर्वाणि संन्यस्याभरणानि सा ।
जगृहे वल्कलान्येव वस्त्रं काषायमेव च ॥
परिचारैर्गुणैश्चैव प्रश्रयेण दमेन च ।
सर्वकामक्रियाभिश्च सर्वेषां तुष्टिमादधे ॥

श्वश्रूं शरीरसत्कारैः सर्वैराच्छादनादिभिः।
श्वशुरं देव सत्कारैर्वाचःसंयमनेन च ॥
तथैव प्रियवादेन नैपुणेन शमेन च।
रहश्चैवोपचारेण भर्तारं पर्यतोषयत् ॥ "

"...પિતાના ગયા પછી એ સાવિત્રીએ તમામ ભૂષણો ઉતારી નાંખ્યા ને કાષાય વસ્ત્રો તથા વલ્કલો પરિધાન કર્યાં. શુશ્રૂષા, ગુણ, વિનય, ઇંદ્રિયદમન ને બધાની ઇચ્છા પ્રમાણે આચરણ વગેરેને લીધે તેણે સહુકોઇને સંતુષ્ટ કર્યાં. વસ્ત્રપ્રાવરણ વગેરે સર્વ શરીરસંબંધી સત્કારોવડે તેણે સાસુને સંતુષ્ટ રાખ્યાં; દેવપૂજા સંબંધી સત્કાર અને સહનશીલતાને યોગે, તેણે સાસરાને પ્રસન્ન રાખ્યા, અને પ્રિય ભાષણ, નિપુણતા, મનોનિગ્રહ અને એકાંતમાંની શુશ્રૂષાને યોગે તેણે પોતાના ભર્તાને આનંદિત રાખ્યો."

આજ જગતમાં આટલા આટલા નવીન શોધ થાય છે ને રોજ નવા થતા રહે છે; પરંતુ કોઇએ પણ પોતાના શોધવડે જુવાર કિંવા ઘઉંના કરતાં નિરાળું ધાન્ય નિર્માણ કર્યું નથી. એજ બીના સાવિત્રીના ગુણની બાબતમાં છે. આજ સ્ત્રીઓને કેવું શિક્ષણ આપવું જોઇએ એ વિષયમાં સ્ત્રી-જીવનવિષયક હજારો પ્રશ્ન સમાજની સમક્ષ રજુ કરીને તેનાપર ચર્ચા ચાલુ છે. પરંતુ, ઉપરોક્ત શિક્ષણ સિવાય નવીન શિક્ષણની રીત કોઇ શોધી કાઢનાર છે કે?

આ સિવાય સાવિત્રીને ધાર્મિક શિક્ષણ પ્રામુખ્યે આપવામાં આવ્યું હતું. અને એ શિક્ષણની તેજસ્વિતા કેવી હતી એ તેણે યમની સાથે જે સંવાદ કર્યો એ ઉપરથી દેખાઇ આવે એમ છે. એનું ધર્મનું જ્ઞાન તો બહુજ ઉંડુ હતું. જ્ઞાનવાળાઓની બુદ્ધિનેએ તે વિકસિત કરતી. સત્યની બાબતમાં તો અગાઉ કહેલુંજ છે. તેનું કર્માચરણ અત્યંત ઉદાત્ત હતું. પ્રમાણ અને અપ્રમાણ શું એ તે સમજતી હતી. ગૃહકૃત્યો તેમજ કષ્ટને તે જાણતી હતી. કન્યાધર્મ, સ્નુષાધર્મ-ગૃહિણી ધર્મ, વગેરે સર્વ ધર્મ તેને પૂર્ણપણે જ્ઞાત હતા. કુલપરંપરા તેને માહિત હતી; દયા, સમતાનું તેને પૂર્ણ જ્ઞાન હતું.

અશ્વપતિએ પોતાની કન્યાને જે ઉચ્ચ શિક્ષણ આપ્યું, તે આવા પ્રકારનું હતું. સ્ત્રીઓને શિક્ષણ કેવું હોવું જોઇએ ? તો જે શિક્ષણ તેના ભવિષ્યકાળમાં તેને પોતાને ઉપયોગી થાય, એની સાસુને ઉપયોગી થાય સસરો સંતુષ્ટ થાય, ને એ શિક્ષણનો પતિનેએ ઉપયોગ થાય. દિયરદેરાણી, જેઠજેઠાણી તેમજ કુટુંબના બીજા લોક,—નોકર ચાકર સુદ્ધાંને તે સંતુષ્ટ રાખનારૂં થાય. પુત્રવધુના શિક્ષણથી સાસુને આનંદ થવો જોઇએ, સસરાને આનંદ થવો જોઇએ, ને પતિનેએ આનંદ થવો જોઇએ.

એવા પ્રકારનું શિક્ષણ પૂર્વકાળમાં અપાતું હતું. ને તે શિક્ષણ લગ્ન પહેલાંજ ને ઘરેજ અપાતું હતું. શ્રી. ચિંતામણરાવ વૈદ્ય કહે છેઃ—છોકરીઓને કૌમારાવસ્થામાંજ શિક્ષણ આપવાનો એ કાળમાં પ્રઘાત હતો. કારણ, પછી તે તરતજ સંસારમાં પડતી.” આ વિધાનથી અમારા ઉપલા વિધાનને પુષ્ટીજ મળે છે. અને તેથીજ સાવિત્રીનું શિક્ષણ એ બીજી સ્ત્રીઓના શિક્ષણના કરતાં ઉચ્ચ હતું. કુટુંબને ઉપયોગી થઇ પડે એવું શિક્ષણ તેને આપવામાં આવ્યું હતું. ને જે શિક્ષણ કુટુંબને ઉપયોગી થાય છે તે રાષ્ટ્રને સુદ્ધાં ઉપયોગી થવુંજ જોઇએ.

આવી રીતે સાવિત્રીનું શિક્ષણ પૂરૂં થયું. ને એ શિક્ષણની સાથે સાથેજ તેની કૌમારદશા પણ પૂરી થઇ—સાવિત્રીએ યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો.

---

# સાવિત્રીનું સૌંદર્ય.



## ( ૧૫ )



**तां तु पद्मपलाशाक्षीं ज्वलन्तीमिव तेजसा।**
**न कश्चिद्वरयामास तेजसा प्रतिवारितः ॥**

સાવિત્રીના ચરિત્રમાં બધુંજ કંઇ અદ્ભૂત. સાવિત્રીનું શિક્ષણ પૂરૂં થયું ને તે યૌવનમાં આવી એમ મેં ઉપર જણાવ્યું છે. ચાતુર્ય સરોવરમાંની જાણે કે તે હંસણીજ બની. ચિત્રકલા શું, નૃત્યકલા શું, તત્ત્વજ્ઞાન શું કિંવા ગૃહશિક્ષણ શું, બધામાં તે નિપુણ બની; રેખાકલા, ઇતિહાસ, વાદન અને ગાયનકલાનું તેણે સંપૂર્ણ જ્ઞાન સંપાદન કર્યું. એવો એક પણ વિષય રાખ્યો નહીં કે જેનું તેને જ્ઞાન ન થયું હોય.

પરંતુ આટલાથી કંઇ સાવિત્રીના ચરિત્રમાંનું અદ્ભુતત્વ સિદ્ધ થતું નથી. તે પુષ્કળ શીખી હશે. એણે પુષ્કળ જ્ઞાન મેળવ્યું હશે, તેની બરોબરીનું જ્ઞાન પુષ્કળ રાજકન્યાઓએ સંપાદન કર્યું હતું. પરન્તુ બીજી રાજકન્યાઓમાં જે એક અદ્ભુત બાબત નહોતી તે સાવિત્રીનામાં હતી. તે અદ્ભૂત તત્વ તે તેનું રૂપ. તેનું રૂપ એ તેનો મોટો દોષ હતો. તે બહુ મોટો દોષ! તે દોષ ઇતર રાજકન્યાઓમાં નહોતો; **સુભદ્રાએ પોતાના રૂપથી અર્જુનને યતિ બનાવ્યો!** **સીતા**ના સ્વયંવર સારૂ રામલક્ષ્મણ જનકને ત્યાં ગયા; **દ્રૌપદી** અથવા **યાજ્ઞસેની**ના સ્વયંવરની વેળાએ પરાક્રમી પાંડવો દ્રુપદ રાજાની સભામાં બ્રાહ્મણવેષ લઇને હાજર રહ્યા; **દમયંતિ**ની વેળાએ સર્વ દેવોએ સ્વયંવરના મંડપ બહાર આસન જમાવ્યું!

**સુકન્યા**ની અંધ ચ્યવન મુનિએ માગણી કરી! **ઉર્વશીને** માટે પુરૂરવા દિવાનો બન્યો! દેવયાનીને માટે યયાતિને કુવાને કાંઠે બેસવું પડ્યું; આવી મોટા મોટા રાજાઓની અને પૃથ્વી જીતનારા તેમજ સ્વર્ગને બાણ મારી પગથીયાં ચડનારા યોદ્ધાઓની સ્થિતિ થઇ, પણ **સાવિત્રીની** વેળાએ શું થયું? સાવિત્રીના રૂપને જોઇ ભમરાઓની **જેમ** રાજાલોકના ટોળાં આવ્યાં નહીં કે? અશ્વપતિની પાસે પોતાના **ચિત્રો** મોકલીને **સાવિત્રીની** માગણી નહોતી કરી કે? **અશ્વપતિએ સાવિત્રીને** માટે કોઇ પણ પ્રકારનું 'પણ' કર્યું નહોતું. પરંતુ તેનું રૂપ જોઇને પૃથ્વીપરના રાજપુત્રોની સામે 'પણ....' ઉભું રહ્યું. રાજપુત્રોનેજ શરમ લાગવા માંડી કે એ રૂપવતીનું કેવી રીતે માગું કરવું?

**સ્ત્રીનું રૂપ** તે **ઇશ્વરનું શ્રેષ્ટ દાન.** પ્રજાજનોને એમ લાગવા માંડ્યુ કે, "આપણી રાજકન્યાનું લગ્ન હવે કેવી રીતે થશે? અરે! આ માનવી રૂપ નથી; એ દૈવીરૂપ છે. આ રૂપને અનુરૂપ રાજપુત્ર આ પૃથ્વીપર કોઇ હશે કે? **સ્ત્રીનું રૂપ એ ઇંદ્રધનુષ્યનેએ શરમાવનારૂં.** ઇંદ્રધનુષ્યની સાથે સાવિત્રીના રૂપની તુલના ક્યાંથી થાય? **સ્ત્રીનું રૂપ એ પૃથ્વીને અભિમાનથી માથું ઉંચું કરાવે છે;** ને પૃથ્વી, આની બરાબરીની તારે ત્યાં સ્વર્ગમાં કોઇ છે કે એમ કહી ગર્વસહિત સ્વર્ગને દ્વંદ્વને માટે આવ્હાન કરે છે! સાવિત્રીને આટલું શિક્ષણ મળ્યું પણ એના રૂપની બરોબર કોને આણવું? **સ્ત્રીઓનું રૂપ એટલે, તેના ચરણોમાં જગતમાંનું સર્વ સૌંદર્ય—સર્વ વિશ્વસૌંદર્ય નમસ્કાર કરતું આવવાનું;** પણ એ ઠેકાણે સાવિત્રીના હાથમાંની માળા પોતાના ગળામાં પાડી લઇ તેને શુશોભિત કરવા સારૂ કોઇજ કેમ આગળ આવતું નથી! **સ્ત્રીના રૂપ આગળ ભકિત ઘુંટણીએ પડે છે.** સાવિત્રીના રૂપ આગળ, જગતમાંના **સર્વ** સૌંદર્યનાં પુતળાંએ અભિમાન તજ્યું કે શું? આવા જાતના ઉદ્‌ગાર લોકો સાવિત્રીને જોઇને કાઢવા લાગ્યા.

સાવિત્રીનું રૂપ કિંવા સૌંદર્ય આવા પ્રકારનું હતું. તે ઉપમાથી બતાવી શકવા જેવું કે શબ્દોથી વર્ણવાય એમ નથી. જગત-

માંની ચિત્રકલા તેની આગળ શી વિશાતમાં! સાવિત્રી એટલે સાૈંદર્યનીજ સરિતા.

**જગતમાં સાૈંદર્ય હોય છે પણ તેમાં તેજ નથી હોતું.** સાવિત્રીના સાૈંદર્યથી નહીં પણ તેના તેજથી બધાના નેત્ર અંજાઇ જવા લાગ્યાં. સાવિત્રીનું સાૈંદર્ય એટલે જ્વાલા. એ જ્વાલાનું તેજ સામાન્ય નેત્રોથી સહન થાય એવું નહોતું. અને **એ તેજ સતિનામાંજ હોય છે. જેનું આચરણ સુંદર, જેનું શીલ શ્રેષ્ટ, જે દેહધર્મનું રક્ષણ કરે છે તેનામાં એવું તેજ ઉદ્‌ભુત થઇ શકે છે.** દમયંતિ જંગલમાં એકલી પડી હોવા છતાં કોઇ તેના કેશનેએ ધક્કો પહોંચાડી શક્યું નહીં.

**"न चैषा तेजसा शक्या कैश्चिद्धर्षयितूं पथि ।**
**यशस्विनी महाभागा मद्भक्तेयं पतिव्रता ॥**

આ પતિવ્રતા નિર્દોષ છે. કોઇ પુરૂષ એને સ્પર્શ નહીં કરી શકે. એના નેત્રનો અગ્નિ સ્પર્શ કરવા જનારને ભસ્મ કરશે. આમ નળે દમયંતિનો ત્યાગ કરતી વેળા કહ્યું છે. પછી સાવિત્રી તો એ વખતે કુમારી હતી. યાૈવનમાં તે પ્રવેશ કરતી હતી. એના તેજથી ભય પામીને કોઇ તેની માગણી ન કરતું હોય તો એમાં કંઇ નવલ નથી. અને સાવિત્રીના સાૈંદર્યમાં અને અન્ય સ્ત્રીઓના સાૈંદર્યમાંનું વિશેષત્વ એજ કે, સાવિત્રીનું લગ્ન થવામાં તેનું સાૈંદર્યજ આડે આવ્યું! સાૈંદર્યને લીધેજ તેનું લગ્ન ન થતુ; અન્ય સ્ત્રીઓનું તેમ નથી થયું.

લોક જ્યારે સાવિત્રીની બાબતમાં આમ બોલવા લાગ્યા, અને સાવિત્રી શિક્ષણ પૂરૂં કરી યાૈવનમાં આવી છતાં પણ પુષ્કળ પ્રયત્ન કરવા છતાંયે કોઇ પણ તેની માગણી કરતું નથી એ જ્યારે અશ્વપતિની જાણમાં આવ્યું ત્યારે તે બહુ દુઃખી થયો. તે ચિંતાગ્રસ્ત થયો. કન્યાનું સાૈંદર્ય તેના લગ્નની આડે આવે એ કેટલું આશ્ચર્ય! સાવિત્રીના ચરિત્રમાં એ એકજ વિશેષ શું, પણ આવી અનેક બાબતો સાવિત્રીના ચરિત્રમાં છે. અને તેથીજ બ્હેનો! તમે સાવધતા પૂર્વક લક્ષ આપો.

## પિતાની ચિંતા.



(૧૬)



સાવિત્રી શિક્ષણ લઇને મોટી થઈ. પણ છોકરીનું મોટપણ પિતાને ચિંતાનું કારણ થઇ પડે છે. પિતા પોતે પુત્રીના કેટલાય લાડ કરે, એને કેટલુંય શિક્ષણ આપે, પણ જ્યારે તે બાલ્ય અને તારૂણ્યની મધ્યરેષાપર આરૂઢ થાય છે ત્યારે પિતાનું મન ચિંતામાં પડ્યા-વિના રહેતું નથી. એ વખતે કન્યા પિતાની પરવા કરતી નથી; તે પિતાને ચિંતામાં હડસેલી મૂકે છે. વર્ષામાં જ્યારે નદીને મહાપૂર આવે છે ત્યારે તે કિનારાની પરવા કરે છે શું ? તેવુંજ કન્યાની તારૂણ્યાવસ્થાનું પણ છે. આકાશમાં વાદળાં થવા લાગે એટલે પૃથ્વીપર અંધારૂં છવાય છે; તેવુંજ કન્યાના તારૂણ્યકાળે, પિતાનું હૃદય ચિન્તાથી ગ્રસ્ત થાય છે. અને સાવિત્રીની બાબતમાં તો કહેવુંજ શું ? તે કેવળ સુવર્ણની પૂતળી; તે માનવકન્યા ખરી; પરંતુ દેવકન્યા; દેવોના જેવું તેનું રૂપ, તેના વિવાહની બાબતમાં અશ્વપતિને ચિન્તા થઇ રહી હોય તો એમાં કંઇજ નવલ નથી. "એના જેવો સર્વોપરિ ગુણવાન પતિ તેને કેવી રીતે મળશે ? એની બ્રહ્મદેવે કોની સાથે ગાંઠ મારી હશે ? વિધિલિખિત શું હશે ?" આવા વિચાર તેના મનમાં અહર્નિશ ઘોળાયા કરતા.



**અશ્વપતિ:**—બેટા, તારા વિવાહનો કાળ આવેલો છે; પરંતુ હજી તારી કોઈએ માગણી કરતું નથી. [ પૃ. ૭૧

આવી રીતે રાજા કન્યાની ચિંતામાં હતો એ વખતે એકવાર એક મહાપર્વ આવ્યું; એ દિવસે સાવિત્રીએ ઉપવાસ રાખી મસ્તકપરથી સ્નાન કર્યું; અને દેવને નમસ્કાર કરવા સારૂ તે રાજસ્ત્રીઓની સાથે દેવમંદિર ગઇ. ત્યાં તેણે દેવને ભક્તિપૂર્વક વંદન કર્યું; ઇષ્ટ દેવતાનું ધ્યાન કર્યું; બ્રાહ્મણોના તેણે આશીર્વાદ લીધા; અને પ્રસાદ તરીકે, બ્રાહ્મણોએ આપેલાં પુષ્પો લઇને દેવોનો એ પ્રસાદ આપવા સારૂ તે પિતાની પાસે રાજમહેલમાં આવી. પિતા આગળ તેણે તે પુષ્પો મૂક્યાં અને તેને અભિવંદન કરીને તે તેની સામે ઉભી રહી.

સાવિત્રીના આયુષ્યમાં એ પ્રસંગ પહેલોજ હતો શું? અત્યાર અગાઉ સાવિત્રી જ્યારે નાની હતી, શિશુ અવસ્થામાં હતી, ત્યારે તે પિતા સામે અનેકવાર આવી હતી. પિતાને તેણે અનેકવાર અભિવંદન કર્યું હતું; પરંતુ એ તેનો શૈશવકાળ હતો–બાલ્યકાળ હતો. આજ તે શિશુ કયાં હતી? આજ તેણે કૌમાર દશાનેયે ઓળંગી યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો હતો; તે આજ વધુની અવસ્થામાં હતી; તે આજ લગ્નને યોગ્ય થઇ હતી.

એ અવસ્થા કન્યાઓને બહુ કઠીણ. પછી તે રાજકન્યા હો કે ગરીબની છોકરી હો. એમાંય ઉપવર થવું અને કોઇએ પણ માગું ન કરવું, એટલે પિતાને એના જેવી દુઃખદ બીજી વાત નહીં. એવીજ અવસ્થા એ વખતે અશ્વપતિની થઇ હતી. "પોતાની દીકરી મોટી થઇ છે. ને કોઇ પણ રાજપુત્ર હજી તેનું માગું કરતો નથી." એવું મનમાં આવતાં તેને બહુજ દુઃખ થતું. સાવિત્રીને એવી સ્થિતિમાં ઉભી રહેલી જોઇને રાજાએ કહ્યું;—"બેટા, કન્યાને યોગ્ય એવા લજ્જા, વિનયાદિ ગુણો તારામાં છે. તારી નમ્રતા જોઇને મને અત્યંત આનંદ થાય છે. બેટા, તારા વિવાહનો કાળ આવેલો છે; પરંતુ હજી તારી કોઇએ માગણી કરતું નથી! એ જોઇને મને અત્યંત દુઃખ થાય છે. આજ પર્યંત તું કન્યાધર્મ પાળતી આવી છે. કન્યાધર્મને દૂષણ આવે એવું કંઇ પણ વર્તન તેં કર્યું નથી;

કન્યાધર્મનું તેં સંરક્ષણ જ કર્યું છે. સાવિત્રી! તું હવે વયમાં આવી છે. ઉપવર થઇ છે. તારૂં હજી લગ્ન થતું નથી એથી મારા મનમાં ચિંતા ઉત્પન્ન થઇ છે. રાતનેદિવસ એ ચિંતા મારા હૃદયને વીંધી નાંખે છે. મેં તને આવડી મોટી કરી, તને સર્વ કલાઓનું શિક્ષણ આપ્યું; તને વિદ્યા ભણાવી, પણ એકલી વિદ્યા શાખીને સ્ત્રીઓને શો ઉપયોગ? જે છોકરીને વિદ્યા છે પણ જેવું લગ્ન થતું નથી તે સમાજમાં અધિકારિણી મનાતી નથી. સમાજ તેના તરફ નિરાળીજ દ્રષ્ટિથી જુએ છે. સમાજમાં તે ગણાતી નથી. જે સ્ત્રી લગ્ન ન કરતાં તપજ કરતી રહે છે, માત્ર વિદ્યાજ સંપાદન કરતી રહે છે, એ વિદ્યાથી કિંવા તપથી તેને કદિપણ ફળપ્રાપ્તિ થતી નથી. ને તેવુ એક પણ ઉદાહરણ આજ પર્યંત થએલું નથી! સાવિત્રી, તારા મનમાં શું છે, કહેને!"

સાવિત્રી કંઇજ બોલી નહીં; એણે શરમને લીધે મસ્તક વધારે નીચું નમાવ્યું; આથી પિતાએ તેને ફરીથી કહ્યું:—

"સાવિત્રી! તારા વિવાહને માટે મેં કેટલા પ્રયત્ન કર્યાં તે તું જાણે છે; તારા રૂપને યોગ્ય એવો કુલીન રાજપુત્ર જોવા સારૂ દેશદેશમાં મેં દૂત મોકલ્યા. પણ સાવિત્રી, આજપર્યન્ત જગતમાં જે વાત બની નથી તેવી વાત થાય છે. તારી સાથે લગ્ન કરવાને એક પણ રાજપુત્ર તૈયાર નથી! તારી વિદ્યાને દોષ દઇને કોઇએ લગ્ન ન કર્યું હોત તો મને ખરાબ ન લાગ્યું હોત. હું તને જન્મ-પર્યંત વિદ્યાજ ભણાવ્યા કરત. પણ જે જે રાજા તને જુએ છે તે કહે છે કે, "સાવિત્રી આ લોકમાંની માનવી નથી, તે દેવતા—તે દેવકન્યા; તેના રૂપને યોગ્ય એવું માનવરૂપ કયાંથી આણવું? અમારા પોતાના પુત્રોને ને રાજકન્યાઓને, સાવિત્રીના નખનુંએ રૂપ નથી, એ રાજપુત્રોને માટે અમે સાવિત્રીની માગણી કેવી રીતે કરીએ?" સાવિત્રી, તારા આ રૂપે મને મોટો દોષ આણવાનો પ્રસંગ આણ્યો છે. તારૂં રૂપ વિકસતું જાય છે. તારી વિદ્યાએ મને ચિંતા ઉત્પન્ન કરી નહીં, તારા શાળે મને ચિન્તા ઉપ્તન્ન કરી નહીં,

કિંવા કન્યાધર્મે પણ તેં મને ચિંતામાં ધકેલ્યો નથી. રાજકન્યાને ઉચિત એવીજ રીતે તું રહી છે. પણ હમણાં, તું યૌવનદશામાં આવી છે.

"સાવિત્રી! તું બધું સમજે છે, તું સુજાણ છે; તો મારૂં કહેવું ધ્યાનમાં લે. તું ઉપવર થયા છતાં જે અર્થે તારી માગણી કોઇ કરતું નથી, કિંવા તારી બાબતમાં કોઇ કંઇ બોલતું એ નથી, તે અર્થે તું પોતેજ જઇને પૃથ્વી શોધ; અને તારે યોગ્ય પુરૂષ તું શોધી કાઢ. તું તારા પોતાના નેત્રવડે તેને જોઇ આવ. એની પરીક્ષા કરી આવ. તારા મનને જે કોઇ ગમશે, જે તને પસંદ પડશે તે મને પણ પસંદ છે. તેની સાથે હું તારાં લગ્ન કરી દઇશ. આ કર્તવ્યની જવાબદારી તારાપર નાંખતી વેળા તું આપણા કુલની મોટાઇ, યોગ્યતા ભૂલી જવાની નથી કિંબહુના બધાનેજ તારો તે પતિ પસંદ પડે એવોજ તું પસંદ કરશે એનો મને ખાત્રી છે. તને સ્વાતંત્ર્ય તો પહેલેથીજ છે પણ આ લગ્નનું સ્વાતંત્ર્ય આજ હું તને આપું છું. એનો તું ઉત્તમ ઉપયોગ કર. તું તારા જેવોજ ગુણવાન વર શોધી કાઢ. સાવિત્રી! તે તારો ભર્તા કુલવાન છે એવું જોઇને પ્રજાજનોએ, કુલગુરૂએ, અને જગતે પણ તારી પ્રશંસાજ કરવી જોઇએ. સાવિત્રી! કન્યાનું જલદીથી દાન ન કરનારો પિતા, જન-નિંદાને પાત્ર થાય છે;-લોક તેને બદનામ કરે છે. અને તું તો, એક સાર્વભૌમ રાજાની કન્યા;-તારા વર્તન પ્રત્યે,-બધાનું લક્ષ. તું મારી કન્યા કેવળ સુખવિલાસને માટે જન્મેલી નથી, દેહના લાડ પુરા કરવાને પણ જન્મેલી નથી; કિંવા સામાન્ય રાજપુત્રને માટેય તું જન્મેલી નથી. તારૂં એવું કંઇ પણ શ્રેષ્ટ કર્તવ્ય છે તેથીજ તું આ જગતમાં જન્મેલી છે. દેવી સાવિત્રીએ પણ મને એમજ કહ્યું છે. સાવિત્રી! તારા તરફ જગતમાંની સર્વ રૂપસંપન્ન રાજકન્યાઓ તેમજ મોટા મોટા સમ્રાટોની કન્યાઓ મીટ માંડીને બેઠી છે. તને આટલું શિક્ષણ આપ્યું છે તે તને અધઃપાત તરફ લઇ જશે એમ તે અને તેમના પિતાઓ કહે છે. પણ સાવિત્રી! ઉચ્ચ શિક્ષણ તને

ઉચ્ચજ બનાવશે; તે તને તેજસ્વી કર્યા સિવાય રહેશે નહીં. ચંદ્દનમાં એકવાર દુર્ગન્ધી સંભવી શકે, પણ મારી કન્યાનું શિક્ષણ એ સુશિક્ષણજ રહેશે. મને પુત્ર હોત અને તેને તારો પતિ શોધી કાઢવાનું જે કામ કહ્યું હોત તેજ કામ હું આજ તને જ કહું છું. તું મને સો પુત્રને ઠેકાણે છે. તો તને વધારે શું કહેવું ? તારા યોગ્ય ભર્તા જોઇને એને સ્વાધીન તને કરવી એ મારૂં પિતૃધર્માનુસાર કર્તવ્ય છે–તું યોગ્ય પતિ શોધી કાઢીને તારા પિતાને એ કર્તવ્યમાંથી મુકત કર ! કારણ તારા સારૂ યોગ્ય વર જોવાના તારા પિતાએ બની શકયા તેટલા પ્રયત્ન કર્યા; અને છેવટે એ કામ તને સોંપવું પડે છે–તને આજ્ઞા કરવી પડે છે.

"પાસે દ્રવ્ય ન હોવાથી કોઇનું અડી રહેતું હશે, કન્યા સારી ન હોવાથી કોઇનું અડી રહેતું હશે, કિંવા કોઇનું કુલ–શીલ વિના અડી રહેતું હશે; પણ કન્યાને રૂપ હોવા છતાં વર મળતો નથી એવી વાત તો ન જ બને. પણ કન્યાને રૂપ હોવાછતાં જેની કન્યાનું લગ્ન થતું નથી, એવો અભાગી પિતા આ જગતમાં હું એકલોજ હોઇશ. કિંવા હુંજ એક છું. અને તેથીજ તારો પિતા તે કર્તવ્ય—યોગ્ય પતિ શોધી કાઢવાનું કર્તવ્ય—તારે માથે નાખીને જગતને પહેલું ઉદાહરણ ઘાલી બતાવે છે. ભાવી જગતને–ભાવી સુસંસ્કૃત કહેવડાવનાર જગતને–તારૂં ઉદાહરણ આદર્શ ઉદાહરણ થાય. પોતાના મન પ્રમાણે પતિ શોધી કાઢવાનો તને હવે હક્કજ પ્રાપ્ત થયો છે. પણ બેટા ! આ હક્કનો તું દુરૂપયોગ ન કરતી. કારણ, દુનિયા પછવાડેથી કહેશે કે, " અશ્વપતિએ પોતાની કન્યાને તેનો પતિ શોધી કાઢવાને કહ્યું; આજ અમે પણ એમજ કરશું. સાવિત્રીએ પોતાનો પતિ પોતેજ ન શોધી કાઢયો કે ? તો પછી અમને શી હરકત છે ? સાવિત્રીની પેઠે અમે પણ રૂપસંપન્ન છીએ, વિદ્યાસંપન્ન છીએ, ધનસંપન્ન છીએ. અમે રાજકન્યા નહીં પણ સામાન્ય જનની કન્યાઓ હોઇએ–તે પણ આ હક્ક અમોને જોઇએજ !" આમ એ કહેવા લાગશે. અને તેથીજ સાવિત્રી ! પતાની સામેનો આ કઠીણ પ્રશ્ન ઉકેલીને તું

જગતમાંની વધુઓની માર્ગદર્શિની થા. પિતા પોતાની કન્યાને યોગ્ય પતિ ન શોધી શકયાથી કન્યાને પતિ શોધવાને કહેવું એ તેણે પોતાની કન્યાને આપેલા શિક્ષણની, જગત આગળ પોતે પરીક્ષાજ આપવા જેવું છે. આજ પર્યંત પિતાએ પુત્રીઓને પરીક્ષામાં બેસાડી હશે; પણ પુત્રીએ પિતાને પરીક્ષામાં બેસાડ્યાનું આ પહેલુંજ ઉદાહરણ છે. તને પતિ શોધી કાઢવાનું કહી હું જગતની પરીક્ષામાં બેસું છું.–મને ઉત્તીર્ણ–પાસ કર! તું મારી એકની એક દીકરી;–તારો ક્ષણભરનોએ વિયોગ મને અસહ્ય થાય છે: પછી કોણ જાણે તને પાછા આવવાને કેટલો કાળ લાગશે! તને મન ગમતો પતિ મળશે કે નહીં, એ હું શું કહું? તારા પ્રયાણની બધી તૈયારી કરવાની વ્યવસ્થા હું કરું છું. તને કંઇ પણ કમી પડશે નહીં. તું કુલપુરોહિતને સાથે લઇ જા; ઉપમાતાને સાથે લે, તારી માનીતી સખીઓને સાથે લે; મારો અનુભવિક વૃદ્ધ મંત્રી પણ તારી સાથે આવશે. તે તને નિરનિરાળા દેશમાં લઇ જશે. પ્રત્યેક દેશના રાજપુત્રોની તને તે માહિતી કરી આપશે. અનેક રાજપુત્રને તું જોશે એમાંથી જે રાજપુત્ર તારા મનમાં વસે તે તું મને આવીને કહેજે, એટલે તેની સાથે હું તારો વિવાહ કરી દઇશ. એનેજ હું તારું દાન કરીશ!" આમ કહેતાં કહેતાં તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. સાવિત્રી કંઇ બોલી નહીં, તે અત્યંત લજ્જિત થઇ. તેણે નતમસ્તક થઇને પિતાના ચરણમાં અભિવાદન કર્યું. એ વખતે તેનાંય નેત્રોમાંથી પાણી આવ્યાં સિવાય રહ્યાં નહીં.

———

# પિત્રાજ્ઞાનું પાલન.



(૧૭)



પિતાની આજ્ઞાને જ્યારે સાવિત્રીએ લક્ષમાં લીધી ત્યારે તે અત્યંત લજ્જિત થઈ ગઈ; પરંતુ તેણે કશીજ આનાકાની કરી નહીં. તેણે પિતાના ચરણમાં વંદન કર્યું; માતાની રજા લીધી; અને તે પોતાના સ્વજનોસહ નગરમાંથી બહાર પડી તે એક સુવર્ણ રથમાં આરૂઢ થઈ. તેની સાથે તેની માનીતી સખીઓ હતી. વૃદ્ધમંત્રી હતા. ઉપમાતાઓ હતી. દાસદાસીઓની તો કંઈ ગણનાજ નહોતી. સાથે મોટું સૈન્ય હતું. હાથી શું, ઘોડા શું, રથ શું, પાલખીઓ શું,—અશ્વપતિએ કશાનીએ કમતરતા રહેવા દીધી નહોતી! નગરમાંથી તે જ્યારે બહાર પડી ત્યારે તેના તરફ જોઈને પ્રજાજનોની આંખમાં આંસુ આવ્યાં,—સાવિત્રી એટલે પૃથ્વીપરના રાજમંદીરોની મૂર્તિમંત દેવતા! તે આજ નગરમાંથી બહાર જતાં કોને ખરાબ ન લાગે? સાવિત્રી વિદાય થઈ; તેનો સુવર્ણરથ વિદ્યુતગતિથી ચાલવા લાગ્યો. એ વખતે ધરતી માતાને કેટલો આનંદ! ઠેકઠેકાણે સાવિત્રીનું રાજાઓ તરફથી, સમ્રાટો તરફથી સ્વાગત થવા લાગ્યું. તેણે પોતાના દેશનું દર્શન અત્યાર અગાઉ અનેક વેળા કર્યું હતુ પરંતુ આવું દેશદર્શન તેને કયારેય પણ થયું નહોતું! અને આ વેળાએ તેનો ઉદ્દેશ પણ જુદોજ હતો. તેણે નિરનિરાળા દેશ જોયા, અનેક તીર્થોમાં ફરી; દ્વિજશ્રેષ્ઠોને દાન દીધાં; માન્ય વૃદ્ધોનું પાદાભિવંદન કર્યું. અનેક દેશોના ઇતિહાસ સાંભળ્યા; અનેક રાજપુત્રોનાં વર્ણનો સાંભળ્યાં અને અનેકને સ્વદૃષ્ટિએ જોયા; પણ તેને કોઇજ પસંદ પડયો નહીં. અહો! સાવિત્રી, તું વરની પરીક્ષા જાણતી હતી કે?

તને આટલા રાજપુત્ર નજરે પડ્યા છતાં તને કોઇજ પસંદ પડ્યો નહીં કે? કોઈના વૈભવને, કોઇના પરાક્રમને, કોઇના રૂપને, કોઇના ગુણને તું લુબ્ધ થઇ નહીં કે? તારા મનને કેમ કોઇજ પસંદ પડ્યો નહીં વારૂ? સાવિત્રીની સખીઓ નિરાશ થઈ: મંત્રીજન નિરાશ થયા. સખીઓએ તેને કહ્યું:—"સાવિત્રી! છપ્પન દેશ ફરી, પણ હજી સુદ્ધાં તને કોઇજ રાજપુત્ર કેમ પસંદ પડતો નથી? સર્વગુણ-સંપન્ન રાજપુત્ર, આ જગતમાં ક્યાંથી મળશે? તારી બરોબરીનો રાજપુત્ર, આ દુનિયામાં કોણ મળશે? સાવિત્રી! હવે બીજે ક્યાં જવું છે?"

વૃદ્ધ સચિવ બોલ્યો,—"સાવિત્રી! આ પૃથ્વીપર જોવા જેવો હવે એક પણ દેશ રહ્યો નથી. પ્રત્યેક દેશમાં આપણે જઇ આવ્યા. સુંદર સુંદર રાજ્યો જોયાં, સુન્દર રાજપુત્રો જોયા; પણ હજી તને કોઇજ પસંદ પડતો નથી, હવે ક્યાં જવું?"—

સાવિત્રી બોલી, "સખીઓ અને મંત્રીજનહો! મારા રૂપને યોગ્ય એવો એક પણ વર મને દેખાઇ આવ્યો નહીં; તો હું એમને એમજ કેવી રીતે પાછી ફરૂં? પિતાની આજ્ઞાનું મારે પાલન કરવુંજ જોઇએ. તમે કહો છો, મેં સુંદર રાજપુત્ર જોયા; પણ મારા મનમાં તે આવ્યા નહિં. મારા મનમાં આવ્યા સિવાય એટલે કે મને ગમ્યા સિવાય, ગમે તેને હું કેવી રીતે પસંદ કરૂં? મારે કેવળ નક્ષત્રો લઇને શું કરવાં છે? મને ચંદ્ર જોઇએ. મારે એકલા ધૂપ—વૃક્ષ લઇને પણ શું કરવા છે? મને ચંદનવૃક્ષ જોઇએ. હું શોભાયમાન સુંદર પુષ્પ લઇને શું કરૂં? મને તો નવરાજીવ જોઇએ. એકલા પત્થરને લઇ મારે શું કરવા છે? મને તો પારસમણિ જોઇએ છે. મને ચન્દ્ર બતાવો, મને એ ચંદનવૃક્ષ બતાવો, મને તે રાજીવ બતાવો, મને પારસમણિ બતાવો. મારા રૂપને, ગુણને, મારા કુળને યોગ્ય હોવા સિવાય હું કોઇનેએ વરવાની નથી. સખીઓ! હું કોની સાથે લગ્ન કરૂં? મને એકલી છીપો નથી જોઇતી, મને મૌક્તિક જોઇએ છે. એ મૌક્તિકને હું શોધું છું. કમળ સારૂ હું શોધું છું.

હું ભ્રંગી હોઉં, તો મને નવરાજીવ નહીં જોઇએ કે? હું કવિતા હોઉં, તો મને રસિક નહીં જોઇએ કે? મેં ઉપવર થઇને પિતાને ચિંતાતુર કર્યાં. હું યોગ્ય વર પામું તોજ પિતાની તે ચિંતા દૂર થાય તેમ છે. એવો પતિ પસંદ પડતાં સુધી હું રાજ્યમાં પાછી ફરવાની નથી. આપણે અનેક દેશ જોયા; અનેક રાજ્યો જોયાં, પણ હજી આપણે તપોવનો જોયાં નથી. રાજર્ષિઓના આશ્રમ જોયાં નથી. મને એ તપોવનમાં લઈ ચાલો, મને એ રાજર્ષિઓના આશ્રમમાં લઈ ચાલો. એ ઠેકાણે જો મારી નિરાશા થશે તો હું તમારા કહેવા પ્રમાણે પાછી ફરીશ. પણ ત્યાં સુધી હું પાછી ફરવાની નથી. મારો સુવર્ણ રથ, હવે ત્યાં લઇ જવો જોઇએ. મને તમે ત્યાં લઇ જાઓ !"

રાજકન્યાની આજ્ઞા માનવાની તેના મંત્રીજનોને ફરજ પડી. અનેક દેશો જોયા પછી તેના રથને તપોવન તરફ લઇ ગયા. અનેક આશ્રમોનાં તેને દર્શન કરાવ્યાં પણ ક્યાંઇ સુદ્ધાં તેને મન ગમતો પતિ નજરે પડયો નહીં. આખરે પર્યટણની છેવટે છેવટે તે એક મહારણ્ય નજીક આવી. એ ઠેકાણે તેનું લક્ષ એક તપોવન તરફ આકર્ષાયું.

———



# સાવિત્રીના મનનું શુદ્ધત્વ.



(૧૮)



જે તપોવન તરફ સાવિત્રીનું મન આકર્ષાયું એમ કહ્યુ, તે તપોવન બહુજ રમણીય હતું. એ તપોવનમાં **દ્યુમત્સેન** સિવાય **ગૌતમ, દાલભ્ય, સુવર્ચા, આપસ્તંબ** વગેરે ઋષિ મુનિ અને દ્વિજ પણ રહેતા હતા. એ તપોવનમાં મૂર્તિમંત ધર્મજ વાસ કરતો હતો.

પણ મનને એમ લાગે છે કે રાજકન્યા સાવિત્રીને તપોવન તરફ જવાનો પ્રસંગ શા સારૂ આવ્યો ? તે જે જે દેશમાં ફરી, એ દેશમાં તેને તેના મનજોગો પતિ કેમ ન મળ્યો ? એવો પતિ તેને કેમ ન મળે ? છપન દેશ ફરીને ને છત્રીશ કુળના રાજકુમાર જોઇનેએ સાવિત્રીને એક પણ વર પસંદ ન પડે એ મહાન આશ્ચર્ય નહીં કે ? સાવિત્રીને આવો પોતાના જેવો વર તે કેવો જોઇતો હતો ? તેને યોગ્ય એવો રાજપુત્ર તેમનામાં કોઇજ નહોતો શું ? સાવિત્રી ! તારૂં આમ કરવું અમને આશ્ચર્યજનક લાગે છે; ને સાથે ચમત્કારિક પણ લાગે છે ! દમયંતિએ શું કર્યું એ તને માહિત નહોતું ! નળના રૂપની પ્રશંસા જ્યારે તેણે હંસના મ્હોંયે સાંભળી ત્યારે તે તાબડતોબ નળને વરવાને તૈયાર થઇ ! હંસે તેને કહ્યું,—"તારો નળ બહુજ સુંદર છે, તે અશ્વિનિકુમારના જેવો છે; મનુષ્યમાં એના રૂપની બરોબર કોઇનુંજ રૂપ નથી; એની તું ભાર્યા થશે, એને તું વરશે,

તો તારો જન્મ સફળ થશે;—તારા રૂપનું સાફલ્ય થશે ( '**तस्य वै यदि भार्यात्वं भवेथा वरवर्णिनि । सफलं ते भवेज्जन्म रूपं चेदं सुमध्यमे !**' ॥ ); આટલું સાંભળતાંજ તેણે પોતાના ભર્તા તરીકે નળને પસંદ કર્યો. નળ વિના તેને બીજું કંઇ સૂચતું નહીં. " નળ ! નળ !! " કહીને તેણે સુખોપભોગોનો ત્યાગ કર્યો; નળને સારૂ તે સુકાઇ ગઇ; તે નિસ્તેજ ને ' વિવર્ણવદના ' બની ! સાવિત્રી, તું એવા હંસની પાછળ કેમ ન લાગી વારૂ? સાવિત્રી ! તું આટલી સુવિદ્ય હોવાછતાં, માબાપને ખબર ન પડવા દેતાં તેં કોઇના ઉપર પ્રેમપત્રિકા મોકલી નહીં. તારા મહેલમાં પત્ર પહોંચાડનારા શું બ્રાહ્મણ નહોતા? રૂક્મિણીનું ચાતુર્ય, તને માહિત નહોતુ કે ? તેણે શ્રીકૃષ્ણને એક પત્ર લખીને પોતાને લઇ જવા સંબધે લખ્યું ? પોતાની પ્રણયપત્રિકામાં તે લખે છે:—" **तन्मे भवान् खलु वृतः पतिरंग जायामात्मार्पितश्च भवतोऽत्र विभो विधेहि ।** " પરન્તુ પત્ર લખીનેજ તે અટકી નહીં. પણ પોતાને કેવી રીતે લઇ જઇ શકાશે એ સુદ્ધાં તેણે સૂચવ્યું:—" **पूर्वेद्युरस्ति महती कुलदेव यात्रा । यस्यां बहिर्नववधूर्गिरिजामुपेयात् ॥** " સાવિત્રી ! આવા પત્ર તેં કોઇના લખ્યા નહીં. અથવા પત્રમાં મેં તનમનથી તનેજ વરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે તો હે યદુરાયા હવે વિધિવિવાહ કરવોજ બાકી છે. આમ તેં કહ્યું નહીં. તારા લગ્નની આડે આવવાને તને રૂક્મિ જેવો ભાઇ પણ નહોતો;—કે જે, તારે શ્રીકૃષ્ણને વરવું નહીં; તારે અમુકની સાથેજ લગ્ન કરવું જોઇએ, એમ તને હઠથી કહે ! એજ પ્રમાણે તું પર્વતશ્રૃંગપર કોઇ યતિની સેવામાં રહીને તેની ભાર્યા થઇ નહીં ! કિંવા શકુંતલાની પેઠે, કોઇ સાર્વભૌમ રાજા પોતાને ઘેર આવતાં, ને તેણે " મારૂં આખું રાજ્ય તને આપું છું તું મારી ભાર્યા થા. ( '**सर्वं राज्यं तवाद्यास्तु भार्या मे भव शोभने !**' ) ગાંધર્વવિવાહ એજ સૌથી શ્રેષ્ટ વિવાહ છે; એમ કહેતાંજ તું ભોળવાઇ જઇને પિતાને આવવાની સુદ્ધાં વાટ ન જોતાં, એને સ્વદેહ અર્પણ કરીને એની પાસેથી નિશાનીની અંગુઠી

પણ માગી લીધી નહીં ! તો પછી ભાવી પુત્રને યુવરાજપદ માગવાનું તો દૂરજ ! તું ચિત્રકલામાં આટલી નિપુણ હોવા છતાં, ઉષાની પેઠે તારાં પોતાનાં ચિત્રો કોઇ અનિરૂદ્ધને મોકલાવ્યાં નહીં ! અથવા બાણની કાદંબરીની પેઠે, ચંદ્રાપીડને પાનનું બીડું આપતાં આપતાં 'બીડાંની સાથે મારૂં જીવિત પણ તમારા હાથમાં હું અર્પણ કરૂં છું !' આમ તું બોલી નહીં; કિંવા દેવયાનીની પેઠે, પોતાના પિતાનાજ શિષ્યની સાથે લગ્ન કરવાને તું તૈયાર થઇ નહીં ! આમાંના કોઇ પણ માર્ગનો અવલંબ તેં કેમ ન કર્યો વારૂ ? દ્રૌપદીની પેઠે કિંવા સીતાની પેઠે તારા પિતાએ 'પણ' કર્યું હોત તો પતિના તમામ ગુણોની પરીક્ષા થઇ નહોત, એમજ શું તારૂં કહેવું છે ? 'પણ'થી પતિના એકજ ગુણની બહુ તો પરીક્ષા થાય છે, બીજા ગુણોની નહીં, એમજ તને લાગ્યું કે ? તારા વિવાહપૂર્વ કાળમાં ઉન્હાં આંસુ નથી; વિરહના નિશ્વાસ નથી; કે પ્રણયવેદનાનું રૂદન નથી ! તારા વિવાહપૂર્વ કાળમાં, કોઇનાપર તારો પ્રેમ નથી, કોઇની બરાબર નાશી જવાનું નથી, કોઇની સાથે તારો સંકેત નથી, કોઇને બે લીટીની સુદ્ધાં પ્રેમપત્રિકા નથી. કે તારી પાસે કોઇની નિશાનીની અંગુઠી નથી ! કિંવા લગ્નની પહેલાં કોઇની મૂર્તિ તેં તારા હૃદયમાં સ્થાપી નથી. પ્રિયારાધન એટલે શું, એ તને માહિતજ નહોતું. સાવિત્રી ! તારા આ ગુણો જોઇને અમારા હૃદયને કેટલો આનંદ થાય છે. બીજી રાજકન્યાઓની પેઠે તેં કોઇના ગળામાં એકદમ માળા આરોપી નથી; કોઇના રૂપથી તું મોહિત થઇ નથી. લગ્ન પહેલાં કોઇનીએ સંપત્તિને તું લોભાણી નથી, કે કોઇને હૃદયદાન પણ કર્યું નથી; ઉલટું તું રાજ્યો છોડીને, વિલાસમંદિરો છોડીને, તપોવન તરફ, વનતરફ, આશ્રમોતરફ વળી છે ! એ ઠેકાણેજ તેં પોતાનો પતિ પસંદ કર્યો;—એનું શું કારણ હતું વારૂ ?

— —

## દ્યુમત્સેનના આશ્રમમાં.



( ૧૯ )



સાવિત્રી પિતાની આજ્ઞા લઇ અનેક દેશનું પર્યટન કરીને છેવટે એક તપોવન નિકટ આવી એમ ઉપર જણાવ્યું છે. તેવીજ રીતે તેના મનનું શુદ્ધત્વ કેવું હતું એ સુદ્ધાં ઉપર નિવેદન કર્યું છે. સાવિત્રી જેવી વયે પ્રૌઢ થએલી હતી તેવીજ તે જ્ઞાનથી પણ પ્રૌઢ બની હતી. જ્ઞાનમાં જો તે પ્રૌઢ ન હોત તો એકાદા રાજકુમારને વરીને તે કયારનીએ પાછી ફરી હોત. પરંતુ એમ નથી થયું. ઉપર જણાવેલી અન્ય કન્યાઓની પેઠે અનુચિત કર્મ,–કન્યાધર્મને અનુચિત એવું કર્મ તેના હાથે બન્યું નથી. વિવાહપૂર્વ કાયિક અને માનસિક પાવિત્ર્ય કન્યાઓએ જે પાળવું જોઇએ, તે તેણે પૂર્ણપણે પાળ્યું હતું. અકસ્માત—દ્રષ્ટાદ્રષ્ટ થતાંજ, એનું કોઇનાએ ઉપર મન ચોંટયું નહીં. પિતાએ અને માતાએ કુલાચારનું જે શિક્ષણ આપ્યું હતું, એ શિક્ષણમાંથી તે રતિમાત્ર પણ ડગી નહીં. સાવિત્રીએ પોતાના ઉપર એક મોટા કર્તવ્યની જવાબદારી લીધી હતી. તે કર્તવ્ય યોગ્ય રીતે કેવી રીતે પાર પડશે એનીજ તેને રાતદિવસ ચિંતા લાગી રહી હતી. ને એ દ્રષ્ટિએ તે પતિનો શોધ કરતી હતી. પોતાને મનગમતો પતિ મળે, એ તો બીજી કન્યાઓની પેઠે તેનો પણ પ્રમુખ ઉદ્દેશ હતોજ; પરંતુ તે બીજાઓનેએ અમાન્ય ન થાય, એવી પણ તેની ઇચ્છા હતી. પતિ અને પોતે એટલીજ તેની દ્રષ્ટિ નહોતી. પણ એ દ્રષ્ટિની પછવાડે વિશ્વ, માનવ સમાજ, કુટુંબ, પિતામાતા ને જાનપદ એની તેને વિસ્મૃતિ થઇ નહોતી. એ વિસ્મૃતિ થઇ હોત, તો સાવિત્રી અને અન્ય વધુઓ વચ્ચે કંઇજ ફરક રહ્યો નહોત. સ્વસુખ–અભિલાષ એજ જો તેનું મુખ્ય ધ્યેય હોત, તો તેનું તે ધ્યેય, એ વખતે

સાધ્ય પણ થયું હોત. એની સામે દાસ થઈને રહેનારો પતિ તેને મળ્યો હોત; તેને રાજ્ય અર્પણ કરનારો પતિ મળ્યો હોત, માત્ર સુવિદ્યજ પતિ જોઈતો હોત તો તેવો પણ પતિ તેને મળ્યો હોત, કેવળ અશ્વિનીકુમાર જેવો સુંદરજ પતિ જોઈતો હોત તો તેવો સુદ્ધાં મળ્યો હોત; પણ એ પૈકી, કોઈનેએ તે વરી નહીં ! તો પછી એને એવો તે કેવો પતિ જોઈતો હતો ?

સાવિત્રીનો રથ જ્યારે એ તપોવનની નિકટ આવ્યો ત્યારે એક અદ્ભુત બનાવ બન્યો. તપોવનમાં મોટી ગરબડ મચી રહી. તપોવનમાં જે ઋષિપત્નીઓ હતી, ઋષિકન્યાઓ હતી, જે ઋષિ મુનિ હતા, એમનું લક્ષ એ રાજકન્યા તરફ ખેંચાયું. એનું એ ઐશ્વર્ય, દાસદાસી, વૃદ્ધ મંત્રીજન ને લવાજમ જોઈને તેમને મોટું આશ્ચર્ય થયું. આશ્ચર્યજ થયું એમ નહીં પણ કુતુહલ લાગ્યું ! તપોવનમાં બેસીને જે ઐશ્વર્ય તેમના સ્વપ્નમાં પણ નહીં આવ્યું હોય, તે સાક્ષાત,—દૃષ્ટિ સામે દેખતાંજ, કેમ વારૂ આશ્ચર્ય ન થાય ? બીજી બાજુ સાવિત્રીની સુદ્ધાં તેવી સ્થિતિ થઈ. ઐશ્વર્યના શિખરપર રહેનારી સવિત્રી, એની દૃષ્ટિએ એ તપોવન પડતાંજ તેને એક નવીનજ સૃષ્ટિમાં પોતે આવી હોવાનું લાગ્યું. તપોવનની આસપાસનાં તે અરણ્યો, તપોવનમાંના તે ગગનચુંબિત વૃક્ષો, તપોવનમાં નિર્ભયપણે ફરતાં તે રૂપાળાં હરિણ અને હરિણ શાવકો નાળિએરીનાં ઝાડને હચમચાવી નાળિએર પાડતા વાંદરો, ગાયોના ટોળાં, જળથી ભરેલા સરોવરો, મોરોના યુથ, શુકસારિકાનો કલકલાટ, સરિતાના કિનારા, ઋષિકન્યાઓનો તે અદ્ભુત વેષ;—પ્રત્યેક બાબતે સાવિત્રીના મનનું આકર્ષણ કરી લીધું ! સાવિત્રી બોલી, “ આ આશ્રમ કોનો છે ? આ આશ્રમમાં કોણ તપસ્વી રહે છે ? ”

મંત્રીજનોએ કહ્યું; “ સાવિત્રી ! આ ઠેકાણે ગૌતમ, દાલભ્ય વગેરે મહાન મુનિઓ વાસ કરે છે. વળી આ તપોવનમાં દ્યુમત્સેન નામનો એક રાજ્યહત-અંધ રાજર્ષિ પણ રહે છે. ”

સાવિત્રીએ પૂછ્યું, "શું, આ તપોવનમાં તાપસોની સાથે રાજર્ષિ પણ રહે છે! આ રાજર્ષિનો આશ્રમ છે? દ્યુમત્સેન કોણ વારુ–?"

સાવિત્રી પોતાના મંત્રીજનોની પાસે આવી રીતે એ તપોવન સંબંધી પૂછપરછ કરે છે એટલામાં અનેક ઋષિઓ તેની સનિદ્ધ આવ્યા. તેઓ તેને મંગળ આશીર્વાદ આપીને આદરપૂર્વક આશ્રમમાં લઇ ગયા.

એ તપોવનનો વૈભવ બહુજ શ્રેષ્ટ હતો. ત્યાં હોમના ધુમાડામાંજ મલીનતા હતી. પોપટના મુખપરજ માત્ર લાલી હતી; ત્યાં ક્રોધ નહોતો, આસકિત નહોતી–ત્યાગ એજ ત્યાં વૈભવ હતો. ત્યાંના વૃક્ષો ફલભારથી નમેલા હતા. દ્રાક્ષલતા શું, દાડમ શું, એમાંથી અમૃતરસનો પ્રવાહ વહેતો હતો. સરોવરમાં સુવર્ણપંખના રાજહંસો ક્રીડા કરતા હતા. શતદલ કમળો શું, સહસ્રદલ કમળો શું–કમળોએ સરોવર ને તળાવો ઢાંકી નાખ્યા હતા. કેતકીવનનો સુગંધ આખા તપોવનમાં મઘમઘી રહ્યો હતો. સુવર્ણપંચક માલતી બકુલની તો ત્યાં નરી વિપુલતાજ હતી. એમના પરાગે તપોવનનો સર્વ ભૂમિપ્રદેશ આચ્છાદી કાઢયો હતો. કયાંઇ વૃક્ષ સોટા જેવા સીધા હતાં તો કયાંઇ વાંકાં ચુંકાં વધ્યા હતાં; કયાંઇ તે શાખાવિહીન હતા, તો કયાંઇ ગોળ એવા દેખાતા હતા. કોઇ સ્થળે લતાઓએ વૃક્ષને પ્રેમથી વીંટી લીધા હતા. કયાંઇ ઉંચા ઉંચા વૃક્ષપર, વનદેવતાઓએ પોતાને બેસવા સારૂ ને હીંચકા ખાવા સારૂ વેલીઓના હીંચકા કરેલા દેખાતા હતા. ચંદનવૃક્ષની તો ત્યાં રાંગો લાગી રહી હતી. પિંપળા શું, અશોક શું, વડ શું, બિલ્વવૃક્ષ શું, દેવદારૂ શું,–પ્રત્યેક દેવના પ્રિય વૃક્ષ ત્યાં આગળ હતાં. તપોવનમાં અનેક જાતનાં પશુ પક્ષી પણ હતાં. તપોવનના આસમંતાત ભાગમાં પર્વત શિખરોપરથી સુંદર જળના પ્રવાહ વહેતા હતા. એનું પાણી અમૃતના કરતાંય મીઠું હતું! જલપ્રવાહ



તેણે પોતાની સખીને કહ્યું,—" બ્હેન આજપર્યન્ત આપણે આટલા આશ્રમ જોયા, પણ આવું પાવિત્ર્ય, તેં ક્યાંઇ જોયું છે ?

[ પૃ. ૮૫

આગળ સ્તિમિત દ્રષ્ટિએ હરિણો ઉભાં હતાં ! ગિરિગુહા, ગુહા ને નદીઓ વડે તપોવનની આસપાસનો ભાગ વ્યાપ્ત થએલો હતો. આશ્રમમાંની શોભા પણ અપૂર્વ હતી. વેદોએ રહેવાને જે સ્થાન પસંદ કર્યું, એ આશ્રમનું શું વર્ણન કરવું ? તે અપૂર્વ વનશ્રી અને તાપસોના વૈભવનું ક્ષણમાત્ર દર્શન થતાંજ, સાવિત્રી અને તેની સખીઓ અને મંત્રીજન, એમનું દેહભાન ખોવાઇ ગયું ! સાવિત્રીએ જે ક્ષણે એ વનમાં પગલું મૂકયું એજ ક્ષણથી તેનામાં ફેરફાર થયો હતો. તે બોલી,—“ ઐશ્વર્ય સુખમાં ઉછરનારી હું રાજકન્યાઓ કયાં, અને આ તપોવનમાં રહેનારી આ વિનયશીલ તાપસકન્યાઓ કયાં ! આ તાપસકન્યાઓનું તેજ, મારા મનને મોહમુગ્ધ કરે છે ! મને આંજી નાંખે છે ! ખરેખર આ આશ્રમમાં જે કોઇ રહેતું હશે તે મહાભાગ્યવાન હોવું જોઇએ. જેને સ્વર્ગ સુખ કહે છે તે આ આશ્રમમાંજ છે શું ?...” આવા વિચાર તેના મનમાં આવવા લાગ્યા. તેણે સખીઓને કહ્યું, “સખી આજ પર્યંત આપણે આટલા આશ્રમ જોયાં, પણ આવું પાવિત્ર્ય, તેં કયાંઈ જોયું કે ? ખરેખર આ તપોવનમાં આવ્યા ક્ષણથી હું મારૂં દેહભાન ભૂલી ગઇ છું. આ કન્યાજનોનો આદર ને આતિથ્ય, મને લજવાવે છે. આ કન્યાજનોને આટલું સ્વાતંત્ર્ય હોવા છતાં તેમનામાં જરા જેટલો પણ અવિનય દેખાય છે કે ? તેવાજ આ કુમારો તો જો, તેમની દ્રષ્ટિમાં કેવું પાવિત્ર્ય ભર્યું છે ! એમની પાસે વૈભવ નથી, ધન નથી, સુંદર વસ્ત્રો નથી; ઝાડની છાલો તેમણે પરિધાન કરી છે ! પણ એમની ભ્રૂકુટીમાં કેટલું સામર્થ્ય દેખાય છે ! ”

એટલામાં ગૌતમ મુનિ ત્યાં આવ્યા. તેમણે તેને વૃદ્ધ અમાત્ય સહ પોતાની પર્ણકુટીમાં લઇ જઇને તેનો યોગ્ય આતિથ્યસત્કાર કર્યો. તેમણે કહ્યું, “ રાજકન્યા ! તારા પિતાનો હેતુ અમે જાણીએ છીએ; પિતાએ જે કાર્યને સારૂ તને મોકલી છે તે કાર્ય જલદીથીજ સફળ થશે ! ” સાવિત્રી બોલી, “ મહર્ષિ સિવાય બીજું કોણ કોણ આ આશ્રમમાં રહે છે ? એમનાં પણ મને દર્શન થશે કે ? ” ઋષિએ

કહ્યું, "આ તપોવનમાં **રાજર્ષિ દ્યુમત્સેન** નામનો એક મહા પુણ્યવાન રાજા રહે છે. એનેજ લીધે આ તપોવનની શોભા છે. એનું તમામ આન્હિક કર્મ થયું હશે, તો તને તેનું દર્શન થશે; ચાલ અમારી સાથે!"

સાવિત્રીએ એ તપોવનનું પુનઃ અવલોકન કર્યું; અને તે જે ઠેકાણે **રાજર્ષિ દ્યુમત્સેન** રહેતા હતા, એ સુંદર અને પવિત્ર પર્ણકુટીમાં ગઇ.

---



# તેના ( સાવિત્રીના ) મનનું દાન.





( ૨૦ )

વધૂએ વરને ઘરે જઇને વરની તપાસ કરવી એ કેટલું આશ્ચર્ય ! આ બીના એ સત્યકાળનેજ યોગ્ય ! આટલી પ્રૌઢ, આટલી ભણેલી, એવી વધુ આજ હોય ને તે સસરાને ત્યાં ગઇ હોય; તો સાસરાએ તેને ક્ષણભર સુદ્ધાં ઘરમાં ઉભી કરી નહોત; પછી લગ્નની વાત તો દુરજ ! પરંતુ સાવિત્રી આવતાંજ દ્યુમત્સેનને અત્યંત હર્ષ થયોજ; પણ તેણે આજ પર્યંત તેના ગુણોની જે કીર્તિ સાંભળી હતી, તે રાજકન્યા પોતાને ત્યાં આતિથ્ય સારૂ આવી, એ જોઇને તેનો હર્ષ શતગુણિત થયો ! તે બોલ્યો, " રાજા અશ્વપતિની કન્યા, આજ મારે ઘેર આવે છે એ જોઇને, મારૂં તપોવન આજ પાવન થાય છે ! રાજકન્યાના સ્વાગતને અનુરૂપ એવું આ ઠેકાણે કંઇ નથી. મારો પુત્ર અરણ્યમાં સમિધા આણવા સારૂ ગયો છે, તે હમણાં આવશે. મારી દ્રષ્ટિ અંધ થએલી છે. મહારાણી તારૂં સ્વાગત કરશે. " આમ કહીને દ્યુમત્સેને મહારાણીને તેનું સ્વાગત કરવાને કહ્યું. મહારાણી બોલી; " મારો દીકરો સમિધા અને ફળફુલ આણવાને ગયો છે તે હમણાં આવશે. તે આવ્યા પછી તારૂં વધુ સ્વાગત કરશે. અમારી વૃદ્ધાવસ્થામાં એના સિવાય અમારો બીજો કોઇ તારક નથી; અમારૂં ભરણપોષણ ને રક્ષણ કરનારો એજ છે." આમ કહે છે એટલામાં સત્યવાન ખભાપર લાકડાંની ભારી લઇને, અને દર્ભ સમિધા તેમજ ફળફુલ લઇને એ ઠેકાણે આવ્યો ! એ ક્ષણે સર્વ ઋષિઓ **સત્યવાનને**, બેટા,

તારું સો વર્ષનું આયુષ્ય હો ! એવો હાથ ઉંચા કરીને આશીર્વાદ દીધો ! પરંતુ એટલા વખતમાં સાવિત્રીના મનની સ્થિતિ કેવા થઇ ગઇ ?–" એક રાજપુત્ર, અને તે ખભાપર લાકડાંની ભારી આણે છે " એ બનાવે તેને મહદાશ્ચર્યમાં ઘેરેલી; એનું ભાન નષ્ટ થયું ! આજ-પર્યંત એણે પુષ્કળ રાજપુત્ર જોયા હતા પણ આવો રાજપુત્ર તેની નજરે પડયો નહોતો ! એના બ્રહ્મચર્યના તેજે તો એની આંખો આંજીજ નાંખી ! અને જ્યારે તે ફળો આપવા સારૂ આવ્યો, ત્યારે સાવિત્રીએ પોતાની નજર પણ ઉંચી કરી નહીં,–તે અત્યંત લજ્જિત થઇ ! તે બોલી, "આ રાજપુત્રનું તેજ મારા નેત્રથી સહન થતું નથી ! આ રાજપુત્ર જાણે કે વિજળીના પાંજરામાં છે, સૂર્યમંડળમાં ઉભો છે કે દીપોની તેજોરાશી જેવી એની દેહકાંતિ છે. આવું રૂપ આજ પર્યંત એક પણ રાજપુત્રનું મેં જોયું નથી." એ વખતે સત્યવાને કહ્યું, " રાજપુત્રી ! મારો પિતા અંધ છે. અમે દારિદ્ર્યમાં દિવસો કાઢીએ છીએ- અમારૂં ધન હવે 'તપ' એજ છે. અમારૂં રાજમંદિર તે આ પર્ણકુટિકા. અને મારો પિતા પ્રજાપરના પ્રેમ તરીકે તે પ્રેમ આ દર્ભ ને સમિધાપર કરે છે," સાવિત્રીએ કંઇજ પ્રત્યુત્તર ન આપતાં કહ્યું, " રાજકુમાર ! અશ્વપતિની કન્યા આપના આતિથ્યનો સત્કાર કરે છે." પરંતુ આમ બોલતી વેળા તેનાથી નેત્ર ઉંચા કરીને સત્યવાનની સામે જોઇ શકાયું નહીં કે વધુ કંઇ બોલાયું પણ નહીં ! તે મનમાંજ બોલી,—" રાજકુમારના આ સૌંદર્યસમુદ્રનું તેજ ઇંદ્રના સહસ્ત્ર નેત્રોથીએ મપાય એવું નથી ! તો મારી બે આંખોવડે તે હું કેવી રીતે જોઉં ?...કુમાર ! તમારી આગળ અશ્વિનાકુમાર, કેવળ ખદ્યોત ! હું તમારામાં ઇશ્વરી અંશ જોઉં છું; તમે ઇશ્વરના અંશ છો. તમારામાં જે પાવિત્ર્ય મને દેખાય છે તે દુનિયામાં મેં ક્યાંઇએ જોયું નથી–તેવું પાવિત્ર્ય અખિલ વિશ્વમાં મને જણાયું નથ ! કુમારિકાને પાવિત્ર્ય ન દેખાઇ આવે તો તે કુમારિકાજ નથી ! મને પાવિત્ર્ય જોઇતું હતું, તે તમારી પાસે છે !" એટલામાં દ્યુમત્સેને સાવિત્રીને કહ્યું," રાજકન્યા ! મારો સત્યવાન હજી બાળક છે તે નગ-

રમાં જન્મેલો હોય ( '**પુરેજાતઃ**' ) તો પણ તપોવનમાં ઉછરેલો છે. તારા જેવી રાજકન્યાનું આતિથ્ય કરવામાં, એને હાથે ભૂલ થાય, તો મારા નિર્દોષ બાળકને તું દોષ ન દેતી ! સિવાય, આ ઋષિજનો પણ તારા આતિથ્યમાં મારા તરફથી તને કંઇએ ઊણું પડવા દેશે નહીં. તારે જેટલા દિવસ આ ઠેકાણે રહેવું હોય તેટલા દિવસ તું રહે ! " સાવિત્રીએ ધીટપણે કહ્યું, "**દ્યુમત્સેનનો** આ પ્રેમ **દ્યુમત્સેનની** કીર્તિને શોભે એવોજ છે. મારા પિતાને જ્યારે હું આ હકીકત કહીશ ત્યારે તેઓ એ જાણીને આનંદિત થયા સિવાય રહેશે નહીં; તપસ્વી જનોએ રાજકન્યાનું આથી બીજી કઇ રીતે સ્વાગત કરવું જોઇએ ? " ત્યાર પછી તેણે પોતાની જગોપરથી ઉઠીને પુનઃ દ્યુમત્સેનને, તેમજ સર્વ ઋષિમુનિને નમ્રપણે અભિવાદન કર્યું. પરંતુ એ વખતે તેણે સત્યવાનને અભિવાદન કર્યું નહીં ! તે ઉઠીને સખીઓ સહ સત્યવાનની માતાપાસે ગઇ; સત્યવા-વાનની મા પાસેથી તેણે અનેક વાતો શ્રવણ કરી, ને તે કેટલાક દિવસ એ તપોવનમાં રહી.

તપોવનમાં રહીને તેણે અનેક બાબતોનું નિરીક્ષણ કર્યું; **સત્યવાનની** માતૃ–પિતૃભક્તિ જોઇ ને તેના ઉપરનો માતાપિતાનો આત્યંતિક પ્રેમ પણ જોયો. જેમ જેમ તેના જવાના દિવસ નજીક આવ્યા તેમ તેમ તેને એમ લાગવા માંડ્યું કે, 'આ આશ્રમ છોડીને જવુંજ નહીં !' પણ બીજીજ ક્ષણે તે મનમાં બોલી, " રાજકન્યાને આ આશ્રમ કેટલા પ્રમાણમાં યોગ્ય છે વારૂ ? રાજકન્યાને આ આશ્રમ બીલકુલજ યોગ્ય નથી !–રાજકન્યાએ આવા આ તપોવનમાં અને આશ્રમોમાં ક્ષણભર સુદ્ધાં રહેવું નહીં ! જે 'રાજકુમારને' તેણે આજ પર્યન્ત હૃદયમાં રાખેલો હોય એનેજ તેણે બની શકે તેટલો જલદી દેહ સમર્પણ કરવો ! આવો તારો રાજકુમાર કોણ છે કહે જોઇએ ? કોને તું આ દેહ અર્પણ કરવાની છે ?–તને નીકળતાં વખતે કેવો પતિ જોઇતો હતો ? તેં કહ્યું હતું 'હું મારા ગુણોના જેવો પતિ શોધી કાઢીશ; અને પિતાને મારી ચિન્તામાંથી મુક્ત કરીશ.' તું કેવા

ગુણોવાળો પતિ શોધવાની હતી ? તેં કહ્યું હતું,–' મને અસત્યવાદી નહીં જોઇએ, સત્યવાદી જોઇએ. ઉન્મત્ત નહીં પણ નમ્ર જોઇએ, બ્રાહ્મણોને, ગુરૂને, વૃદ્ધોને માન દેનારો જોઇએ; રૂપવાન જોઇએ, કુરૂપ નહીં; ઉદાર જોઇએ કદર્ય કિંવા કૃપણ નહીં. આલ્હાદકારક મુદ્રાવાળો જોઇએ, ઉદાસી મ્હોંનો નહીં, એનામાં ત્યાગ જોઇએ. ઈંદ્રિયાધીન નહીં પણ મનોનિગ્રહી જોઇએ; સૌમ્ય જોઇએ, રાક્ષસ–ક્રુદ્ધ નહીં ! શુરવીર જોઇએ, બ્હીકણુ નહીં; મત્સરી ને દ્વેશીલો નહીં પણ બધાનીપર પ્રેમ કરનારો જોઇએ; અમર્યાદ નહીં, વિનયશીલ જોઇએ; કુટિલ નીતિનો નહીં પણ સરળ વૃત્તિનો જોઇએ; તત્વવેત્તા નહીં, આચાર સંપન્ન જોઇએ ! માતાપિતાની અવહેલના કરનારો નહીં પણ માતૃપિતૃભક્ત જોઇએ. એ તીક્ષ્ણ બુદ્ધિનો જોઇએ. નિસ્તેજ નહીં પણ બ્રહ્મચર્યના તેજથી યુક્ત જોઇએ. તે નીચ કુળનો નહીં પણ અભિજાત કુળનો હોવો જોઇએ. તું એવાજ પતિને મનમાં ચિંતવતી નહોતી કે ? 'આવો પતિ શોધી કાઢું તો જ તે મારી માને ગમશે; પિતાને ગમશે; અને મને પણ તે ગમશેજ ગમશે !' આમ તું મનમાં બોલી નહોતી કે ? પ્રૌઢ થઇનેએ જો તું આવો પતિ ન શોધી કાઢે તો તારૂં પ્રૌઢત્વ શા કામનું ? તારૂં તે જ્ઞાન શાનું ? પછી તને કોઇજ પ્રૌઢ કહેશે નહીં ! તને કોઇજ જ્ઞાની કહેશે નહીં. અને તું નિશ્ચયી મનવાળી છે એમ આખું જગત કહે છે ! તો શું તને કોઇ તપસ્વી જોઇએ છે ? તે સુદ્ધાં તને નથી જોઇતો. તને શું એકલો રાજપુત્ર જોઇએ ? તે સુદ્ધાં તને પસંદ નથી. તો પછી તને વર તે કેવો જોઇએ છે ?–"

એના અંતઃકરણે જવાબ આપ્યો,–" જે નગરમાં જન્મેલો છે ને તપોવનમાં ઉછરેલો છે, જેનામાં ભોગની સાથે સાથે ત્યાગ પણ છે.' તે મને જોઇએ ! એને હું 'પતિ' તરીકે વરવાને તૈયાર છું. અને એમાં તે રાજપુત્ર હોય તો દૂધમાં સાકર પડવા જેવુંજ છે !" વળી તે પોતાથી બોલી,–" તું હજી વિચાર કર ! તું રાજકન્યા છે; તું આ સત્યવાનને વરશે તો તને જોઇએ તેટલા વૈભવ ઉપભોગવાને

મળશે નહીં! બેસવાને પાલખી નહીં મળે, ખાવાને પંચ પકવાન્નો નહીં મળે, રહેવાને રાજમહેલ નથી, પહેરવાને જરીનાં વસ્ત્રો નથી? ક્ષીરોદક જેવું એક પણ વસ્ત્ર તને નહીં મળે! અલંકારનું તો નામજ છોડી દે, સ્ત્રીજન્મ એ સુખને માટે છે. સત્યવાનને પરણીને તને શું સુખ મળવાનું છે?—સ્ત્રીઓનું લક્ષ ધન તરફ હોવું જોઇએ; ગુણો તરફ તેણે વિશેષ લક્ષ આપવું નહીં! તુંજ જો, આવડી મોટી ગંગા, શંકરે એને મસ્તકપર ધારણ કરી: પણ તે રત્નાકરને જઇ મળી! કારણ, શંકર ધનહીન!! આ તપોવનના વૈભવ તને કેમ આકર્ષણ કરે છે? અન્ય રાજપુત્રોના મહેલમાં જે સુખ છે એનાથી સો શું હજાર અંશે પણ આ તપોવનમાં સુખ નથી! તો તું અવિચાર છોડી દે, અને બીજા રાજ્યમાં ચાલ!—જે રાજપુત્ર, તું મનમાં ઇચ્છે તે ઇચ્છા પુરી કરે તેને જ તું પરણ!"

સાવિત્રીએ કહ્યું," તે બનવાનું નથી; દારિદ્ર શું, તે આવે છે ને જાય છે; મહિનામાં જેમ શુકલપક્ષ આવે છે તેમ કૃષ્ણપક્ષ પણ આવે છે, તે પ્રમાણે વૈભવની વાત છે–તેને અનુકૂળ કાળ આવ્યો તો તે પોતાનો ગએલો વૈભવ દ્વિગુણિત મેળવશે! અનુકૂળ કાળ પ્રાપ્ત થતાં તે સ્વરાજ્ય પણ મેળવશે: અને પિતાને લઇ જઇને સિંહાસનપર બેસાડશે. ને પછી 'હું યુવરાણી થઇશ.' પણ તેના પરાક્રમ અને તેજની બરોબર જે અનેક અન્ય ગુણો છે તે બીજા રાજપુત્રોનામાં છે કે? એમ હોત તો સત્યવાનને છોડીને હું તમનેજ વરી હોત; પરંતુ આજપર્યન્ત હું જે ગુણોનું અભિમાન રાખતી આવી, એ ગુણોનો આણે આજ પોતાના અંગના ગુણોથી પરાભવ કર્યો! મને તેણે જીતી લીધી, એની હું દાસી ન થઉં તો શું કરૂં? આ બહુમોલ દેહ કોને અર્પણ કરવો? તારો દેહ, તારૂં મન એ રાજકન્યાનું છે. કમળ અર્પણ કરાય છે તે પ્રમાણે તારે તારો દેહ કોઇના પણ ચરણે અર્પણ કરવાનો છે; 'કમલને અર્પણ કરવા સારૂ કયું રૂપ યોગ્ય છે વારૂ?—તું જ એનો વિચાર કર, અને પછી નક્કી કર!"

પણ એ વખતે તેનું મન ઉદાસ થઇ ગયું; તે બોલી, "હું આ કરૂં છું તે યોગ્ય છે કે? પ્રભુ! અમે કન્યાઓ; બધાની ઇચ્છા કરનારી; અમને રૂપ જોઇએ. યૌવન જોઇએ, પતિનો વૈભવ જોઇએ, અને ગુણ પણ જોઇએ. અમને એનામાં સોળેસોળઆના ગુણ દેખાતા હોય તો સાડાસોળઆના ગુણ હોવા જોઇએ; એ જો હોય તો અમે અમારો દેહ અર્પણ કરીએ! કારણ, અમે દેહ અર્પણ કરવા સારૂજ આ જગતમાં આવ્યા છીએ. **પરમેશ્વર! તારી પાસે આવી પહોંચવાને અમો સ્ત્રીઓને પતિ એજ સાધન છે.** તે સાવિત્રીને મેળવવાનું છે. પ્રભુ! તુ જે કહેશે તેજ કરીશ. અને તારૂં સ્વરૂપ એનામાં કલ્પીને એને હું મારૂં માનસ કમળ છેવટે અર્પણ કરીશ. કહે પ્રભુ! તું આમ મને ભ્રમણામાં ન નાંખતો!'

મનમાંના પરમેશ્વરે કહ્યું, "એનો તુંજ વિચાર કર, તારી બુદ્ધિ જે નિર્ણય આપે, તેજ તું છેવટના નિર્ણય તરીકે માન્ય કર. હુંજ તારી બુદ્ધિને ઠેકાણે છું. મનને તું ચંચળ થવા દેતો નહીં." સાવિત્રીએ પુનઃ પુનઃ વિચાર કર્યો; અને છેવટે તે બોલી, "જે અર્થે આ રાજપુત્રમાં દારિદ્ર સિવાય બીજો કોઇ પણ દોષ મને દેખાતો નથી, તે અર્થે આ મારૂં મન, આ મારો દેહ ને આ મારા પંચપ્રાણ પણ હું કુમારને અર્પણ કરૂં છુ. પ્રભુ તુ એનો સાક્ષી છે." આમ કહેતાં તેની વિચાર સમાધિ ઉતરી ગઇ; તેને પ્રસન્નતા આવી. એનું મુખ પ્રફુલ્લિત થયું. સત્યવાનની મૂર્તિ પ્રત્યક્ષ તેમ નેત્ર સામે આવતાંજ તેના મનને આનંદ થવા લાગ્યો. એણે એ તપોવનમાં ત્યાર પછી પણ કેટલાક દિવસ મુકામ કર્યો ને એક દિવસે તેણે એ તાપસ જનોની રજા લીધી! તે નીકળી ત્યારે તેણે દ્યુમત્સેનને બહુજ નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા! ગૌતમ ઋષિને ચરણે તેણે મસ્તક મૂકયું ને સાસુને અભિવાદન કર્યું! ત્યારે મહારાણી શૈબ્યા બોલી, "રાજપુત્રી! તને આ તપોવન છોડીને જતાં જોઇ મને અત્યંત દુઃખ થાય છે! પરંતુ તારૂં કર્તવ્ય તારી સામે છે; તારો મનગમતે રાજપુત્ર તને જલદીથી પ્રાપ્ત થઇને તેની સાથે તારૂં જલદીથી લગ્ન

થાય, એ વિના હે રાજપુત્રી ! હું તને બીજો કયો આશીર્વાદ દઉં ? તારૂં જલદીથી લગ્ન થાઓ !" સાવિત્રીએ એ વખતે નમ્રહાસ્ય કર્યું પણ કંઇ બોલી નહીં ! પરંતુ જ્યારે તે સત્યવાનને નમસ્કાર કરવા ગઇ એ વખતે તેનું તે હાસ્ય ક્યાંઇનું ક્યાંઇ આથમી ગયું, તેનું મુખકમળ કર્ણમૂલાગ્ર પર્યંત, એ ક્ષણે આરક્ત થઇ ગયું ! એનો તે કોમળ દેહ, પરસ્વેદથી પાણી પાણી થઇ ગયો ! એના મને કહ્યું; "સત્યવાનના રૂપનું આ ક્ષણે તું પોતાના નેત્રથી પ્રાશન કરી લે; પુનઃ આવું રૂપ તું ક્યારે જોશે !" પરંતુ નેત્રો બોલ્યાં, "સત્યવાનને જોવા સારૂ અમે પાપણો પણ ઉંચી કરવાના નથી ! આંખો મીચીનેજ તારાથી કંઇ જોઇ શકાતું હોય તો જો !!" પરંતુ છેવટે મનનોજ વિજય થયો ! સાવિત્રીએ ઉંચી નજર કરીને સત્યવાનના ભણી જોયું ! એ વખતે એ ઉભયની દ્રષ્ટિનું મિલન થયું ! પણ સત્યવાનનામાં કંઇએ અસ્થિરતા તેને દેખાઇ આવી નહીં. એ વખતે સાવિત્રીને કેટલો આનંદ ! એ આનંદનું શું વર્ણન કરવું ? મનમાં યોજેલા પતિને જોઇને કઇ કુમારિકાને એવો આનંદ ન થાય ? તેમાંય જે પ્રૌઢ તેનો આનંદ પણ અધિક ! દેવના દર્શનના કરતાંએ તે ભાવી પતિનું દર્શ તેને વધુ પવિત્ર ! ચતુર્થીના ચંદ્રના કરતાં પણ તે કુમારિકાને અધિક પવિત્ર ! સાવિત્રી બોલી, "**અમો સ્ત્રીઓનું રૂપ તે જ્ઞાનને સુદ્ધાં ઉન્માદ આણે છે.**" પણ આ રૂપવતી રાજકન્યા સાવિત્રીને જોઇને, આનું મન યત્કિંચિત પણ ચંચળ થયું નહીં ! કુમાર, તમે બ્રહ્મચર્યના અલંકાર ! મુર્તિમંત ધર્મ ! સર્વ વિદ્યાના તમે પતિ ! તમારા ગુણોની ગણના કરવાને સંખ્યા પણ અપૂર્ણ; તમારા ગુણોનું વર્ણન સરસ્વતિથી સુદ્ધાં થઇ શકવાનું નથી...!

છેવટે તેણે બધાઓની આજ્ઞા લીધી. એણે વૃક્ષવેલાઓ તરફ જોયું; મુખમાં ચારો લઇને જાણે કે તેને રજા આપે છે એવા મૃગ શાવકો તરફ તેણે જોયું ! સરોવરમાંના હંસોની સાથે તે ચાલી ! લતાઓએ તેનાપર પોતાના ફુલનો વર્ષાવ કર્યો ! તપોવનમાંના

મહાવૃક્ષોએ પોતાની પર્ણરૂપી નાનકડી આંગળીઓ હલાવીને, તેને 'આવજે' એમ કહ્યું ! હરિણોએ તેને 'આવજે' એમ કહ્યું, હંસોએ તેની સાથે સાથે ચાલીને કહ્યું, "**સાવિત્રી**! અમે તને પહોંચાડવા આવીએ છીએ; તું જલદીથી પાછી અમારા સાનિધ્યમાં આવ" કમળોપરના ભૃંગ બોલ્યા, "આજ અમને ભૂલ્યા ભૂલ્યા જેવું થાય છે ! આજ આ કમળ ક્યાં જાય છે? "પર્વતો બોલ્યા, "અમે તને ગમ્યા છીએ ! તું જલદીથી પાછી આવજે !" નદી બોલી, "હું હવે તું પાછી આવે ત્યાં સુધી કોની સાથે બોલતી રહું ?" તપોવનમાંની તાપસ કન્યાઓ તેના પ્રત્યે બોલી, "સાવિત્રી ! તું અમારી મૈત્રિણ ક્યારે થશે? તાપસવેષ અને રાજકન્યાના રૂપનું એકરૂપત્વ બહુજ મધુર દેખાય છે ! તું વહેલી વહેલી પાછી આવજે હો !"

આ પ્રમાણે એ ચરાચર સૃષ્ટિએ સાવિત્રીને મોટા પ્રેમથી રજા આપી; અને સાવિત્રી પુનરપિ રથમાં બેસીને, સહર્ષ પિતાના રાજ્ય તરફ પાછી ફરી ! એ વેળાએ તેના રથના ઘોડા દ્વિગુણિત ઉત્સાહથી, રાજ્યકન્યાને લઇને રાજધાની તરફ જતા હતા ! સાવિત્રીના મનને પણ એ વખતે જે હર્ષ થયો હતો એ હર્ષ વધૂ-હૃદયજ સમજી શકે !

---



## આનંદના બે પ્રસંગ.



(૨૧)

સાવિત્રીને લગ્ન યોગ્ય થએલી જોઇને ને તેનું કોઇનાએ તરફથી માગું થતું નથી એ જોઇને તેના માતાપિતાએ તેને પોતાનેજ પતિ શોધી આવવાની આજ્ઞા કરી, ને તે પ્રમાણે તે એક તપોવનમાં ગઇ એ હકીકત ઉપર આવીજ ગઇ છે. "રાજ્યકન્યા પતિ શોધનાર્થ ગઇ, તેને કેટલાક મહિના વીતી ગયા પણ હજી તે પાછી ન આવી" એ જોઇને અશ્વપતિ તથા દેવી માલવીને અતિશય ચિંતા થઇ પડી. તેઓ હમેશા તેની વાટ જોતા હતા. દેવી માલવીના મનની અવસ્થા તો બહુજ કઠીણ થઇ ગઇ. રાજકન્યા તે તેનો બીજો પ્રાણ! એ પ્રાણને તે કેવી રીતે દૂર રાખી શકે? તે તેની એકની એક લાડકી કન્યા! તે પ્રૌઢ થએલી; 'રૂપમાં તથા ગુણમાં જેની બરોબર કોઇ ન આવે'—એવી એ કન્યાનો વિરહ તેનાથી કેવી રીતે સહન થાય? પરન્તુ એને એ એકજ ચિન્તા ન હોતી, બીજી ચિન્તા 'તેનો વિવાહ ક્યાંઇ થશે કે નહીં? કે તે એમજ પાછી આવશે?' આવો વિચાર તેના મનમાં આવીને તે વધારેજ ઉદ્વિગ્ન થઇ જતી હતી! ખરેખર આવી જવાબદારી કઇ માતાએ પોતાની કન્યાપર આજપર્યંત નાંખી હતી? સાવિત્રીને યૌવન, સાવિત્રીને રૂપ; અને તેણે 'પોતે પતિને શોધવો,' આ કેટલી મોટી જવાબદારી! એની સાથે વૃદ્ધ મંત્રી હતા, સખીઓ હતી અને રાજપરિવાર પણ સાથે હતો; પણ 'સાવિત્રી કેવા વરને વરીને આવશે, કોણ જાણે?' આમ માલવીના મનમાં એક સરખી ગડમથલ ચાલુ હતી! પોતાની કન્યા પોતાના કુલશીલને યોગ્ય એવોજ પતિ શોધીને આવશે, એની તેને ખાત્રી હતી; પણ માતાનું હૃદય કંઇ જુદુંજ! કન્યાની ચિંતાએ સમ્રાજ્ઞીને ઘેલી કરી મૂકી! સાવિત્રીનો તે એક સરખો ધ્યાસ લઇને બેઠી; તે તેના ઉદ્યાનમાં જતી, તેના શયન ગૃહમાં જતી, તેને ગમતી હતી તે ચીજોને તે ફરી ફરીને જોતી; તેના રૂપનું સ્મરણ કરતી, તેના ગુણ ગાતી અને નિસાસા મૂકીને તે પોતાને સ્થાને પાછી આવતી!

રાજાને પણ તેમજ થતુ. રાજા કહેતો, "સાવિત્રીને મેં વરની તપાસને માટે મોકલી ખરી પણ એની ચિંતાએ મારા મનને જકડી લીધું છે,–તે હવે ક્યારે પાછી આવશે?" દેવી માલવી કહેતી, "ખરેખર, છોકરીઓએ જન્મજ ન લેવો! એ માતા પિતાને ચિંતામાં નાંખે છે! અને એને મનગમતો પતિ ન મળે તો તે જન્મભર દુ:ખી!! ક્યારે મારી દીકરી પાછી આવશે?" રાજા બોલ્યો, "આપણી સાવિત્રીનું એમ થવાનું નથી; તે ગુણવાન પતિનેજ પસંદ કરીને આવશે? એને આખું જગ 'ચાતુર્યની ખાણ' કહે છે!" દેવી માલવી કહેતી, "પરંતુ કન્યાની બુદ્ધિ સ્થિર નથી હોતી. મારી કન્યા મનથી સ્થિર છે, જ્ઞાનથી ગંભીર છે, પરંતુ તે રાજકન્યા છે. રાજકન્યાને યોગ્ય એવું એણે વર્તવું નહીં જોઇએ કે? સ્ત્રીઓનું ચરિત્ર અને પુરૂષોનું ભાગ્ય, એ કોઇનાથી કહી શકાય છે કે? રાજકન્યા જલદીથી પાછી આવો, એજ મારી કુળદેવતા આગળ પુન: પુન: પ્રાર્થના છે!"

છેવટે તે આનંદનો દિવસ, ઉગ્યો! એ દિવસે રાજજ્યોતિષીઓએ ભવિષ્યો કર્યાં! રાજા રાણીને શુભ શુકન થવા લાગ્યાં. દેવી માલવીના વામનેત્ર એ દિવસે ત્રણ ત્રણ વાર સ્ફુરવા લાગ્યાં. તેવીજ રીતે રાજાના જમણાં નેત્રોનું પણ થયું! તે સુપ્રભાત બહુ આનંદદાયક હતી. રાજા અને સમ્રાજ્ઞી રાજસભામાં હતા એ વખતે દાસીએ વાર્તાહર આવ્યાની ખબર દીધી! એ વખતે સાવિત્રી કેટલે બધે દૂર હતી! પરંતુ રાજાને ને રાણીને લાગ્યું કે, "હવે તે આવીજ! હવે તેને કેટલી વાર લાગવાની છે?" પ્રજાજનોમાં આનંદ આનંદ થઇ રહ્યો! સુવાસિનીઓએ સાવિત્રીને પંચારતીવડે ઓવાળવાની તૈયારી કરી; એની દ્રષ્ટિ ઉતારવાને ઠેકઠેકાણે દાસીઓની યોજના થઇ.

પોતાનું રાજ્ય છોડીને ગયે સાવિત્રીને કેટલોય વખત થયો હતો. પ્રજાજનોને તેની અતિશય ઉત્સુકતા લાગી રહી હતી. પોતાની રાજકન્યાએ કયો વર વર્યો હશે એ જાણવાની તેમને બહુજ ઉત્કંઠા હતી. માલવી તો "સાવિત્રી ક્યાં ક્યાં ગઇ હશે? તેણે કયા કયા રાજકુમાર જોયા હશે? કયા કયા દેશમાં તે ફરી આવી હશે? આટલા

દિવસના પ્રવાસથી: તેનામાં કેવો ફરક પડયો હશે; તેનું દેહ સ્વાસ્થ્ય સારૂં હશે ને?" આવા એક બે નહીં, હજારો પ્રશ્ન પોતાના મનને પૂછતી હતી? પ્રજાજન બોલ્યા, "અમારી રાજકન્યાની બરોબરીનું આ જગતમાં કોણ છે? સાવિત્રીદેવીએ દીધેલી તે કન્યા છે! એના જેવો વર ક્યાંથી મળે!" કોઇ બોલ્યું, 'તે ઇંદ્રને શોધી આવશે! તે તારાપતિને શોધી આવશે!–રતિપતિને શોધી આવશે!" તો કોઇએ કહ્યું, "સાવિત્રીના રૂપની બરોબરનો ને ગુણોમાં સમાન, એવો પતિજ મળવાનો નથી!"

સ્ત્રીઓની ઉત્સુકતા તો પુરૂષોના કરતાં વધુજ! "રાજકન્યા આટલી મોટી થએલી; એણે કયા પતિને વર્યો હશે? તે કેવો હશે? સાવિત્રીને શોભવા જેવો હશે કે નહિં? અશ્વપતિને ને દેવી માલવીને તે ગમશે કે? તેની પસંદગી કેવી હશે?" આવા વિચાર તેમના મનમાં આવીને તેઓ સુદ્ધાં અધીર થઇ હતી. એ દિવસે એમ લાગતું હતું કે, મૂર્તિમંત લાવણ્યજ, સર્વ નગરમાં પસરાયું છે. એ વખતે વધૂને તો કેટલો આનંદ!

એટલામાં સાવિત્રી આવ્યાની ખબર પડી! તાબડતોબ શહેરમાં હાથીપર સાકર વહેંચવામાં આવી, ગરીબગરબાંને દાન મળ્યાં. દેવાલયોમાં દેવોને અભિષેક શરૂ થયા. સર્વ નાગરીકો તેની સામે ગયા. પ્રથમ તેની સાથે ગએલા હાથી આવ્યા, ઉંટ આવ્યા, પાયદળ આવ્યું! પછી દાસ આવ્યા, પરિચારિકાઓ આવી, તેની માનીતી સખીઓ આવી; વૃદ્ધ મંત્રી આવ્યા! પછી તે આવી! એ વખતે તેના સુવર્ણ રથપર દેવોએ પુષ્પવૃષ્ટિ કરી! ત્યાર પછી તેણે નગરમાં પ્રવેશ કર્યો.

એટલામાં રાજાની જાણમાં આવ્યું કે, 'મહામુનિ નારદની સ્વારી, રાજાની મુલાકાતે આવી છે! સાવિત્રી રથમાંથી ઉતરીને પ્રથમ તેની મા પાસે ગઇ; રાજા રાજસભામાં ગયો!

એ દિવસે રાજાનેએ કેટલા આનંદના બે પ્રસંગ! એક કન્યાનું આગમન; અને બીજું દેવર્ષિનું આગમન. મહામુનિને જોતાંજ રાજાએ તેમના ચરણમાં અનેકવાર સાષ્ટાંગ નમસ્કાર કર્યા!

# બ્રહ્મલિખિત.



## ( ૨૨ )



મહામુનિ નારદ એ શું સામાન્ય ઋષિ? એ દેવર્ષિ; એને ભૂત, ભવિષ્ય, વર્તમાન બધું માહિત! ત્રિભુવનમાં તેનો સંચાર! ઇશ્વર સુદ્ધાં પોતાના અવગુણ તેમની આગળ છુપાવી શકે નહીં. જે શંકરને શિક્ષા કરે છે; શ્રીવિષ્ણુનેએ શિક્ષા કરે છે; એવા એ ઋષિ! તે આવતાંજ રાજાએ તેમને કનકાસનપર બેસાડ્યા; ષોડશોપચારે તેમની પૂજા કરી; રત્નોનો ને મૌક્તિકોનો તેમનાપર અભિષેક કર્યો! અને નમ્રપણે તે તેમનાજ પાસે સિંહાસનપર બેઠો.

એટલામાં સાવિત્રી પિતાને વંદન કરવા સારૂ મહાસભામાં આવી. એણે જોયું તો પિતાસન્નિધ દેવર્ષિ; દેવર્ષિ પિતાની સાથે વાતો કરવામાં નિમગ્ન!—એમનું તેણીના તરફ બીલકુલજ લક્ષ ન હોતું! તેને મોટો પ્રશ્ન થઇ પડ્યો:—'આગળ કેવી રીતે જવું?' વિનય અને લજ્જાવડેજ કુમારિકા શોભે છે; એમાંય સાવિત્રી ઉપવર! તેને બહુજ લાજ આવી! એણે પ્રથમ દેવર્ષિના ચરણોમાં વંદન કરીને પછી પિતાના ચરણે વંદન કર્યું; ને પછી તે પિતાની પાસે, નીચું માથું કરીને ઉભી રહી. ત્યાં સુધી દેવર્ષિને સાવિત્રી આવ્યાનું ભાન સુદ્ધાં નહોતું! એમની દ્રષ્ટિ મહાન આશ્ચર્યથી એકદમ સાવિત્રીનાપર ચોંટી રહીં! દેવર્ષિએ હાસ્યમુદ્રાથી રાજાને કહ્યું, "રાજા! આ તારી કન્યા?—આ તારી કન્યા?—અરે એ ક્યાં ગઇ હતી? અને ક્યાંથી આવી?—સાસરેથી તેં એને તેડાવી! ખરેખર તારી આ કન્યા,—લક્ષ્મી છે!—મૂર્તિમંત સિન્ધુતનયા છે; વિષ્ણુની લક્ષ્મીનું રૂપ, હું એનામાં જોઉં છું! રાજા

તારી કન્યાનું આ રૂપ જોઇને મારા નેત્રો અંજાઇ ગયાં છે! એને ક્યાં આપી છે? અરે એવો જમાઇ તે તેં કોણ શોધ્યો છે? અમને એના લગ્નની ખબર સુદ્ધાં નહીં, કેવું આશ્ચર્ય! સાવિત્રી! તું અક્ષત-પુત્રા સૌભાગ્યવતી થા! હું તને આશીર્વાદ આપું છું!"

રાજાએ કહ્યું, "દેવર્ષિ! હજી આ કન્યાનો વિવાહ થવાનો છે;—

"શું! આનો વિવાહ હજી થવાનો છે?...આટલી પ્રૌઢ થવા છતાં એનો વિવાહ નહીં? મને લાગ્યું, કે એનો વિવાહ થઇ ગયો છે; અને એ સાસરેથી આવી છે! અરે રાજા! તું આટલો સર્વજ્ઞ, અને તારી કન્યા પ્રૌઢાવસ્થામાં આવ્યા છતાં હજી એનો વિવાહ કરવાનો રહ્યો છે? એ બહુ આશ્ચર્ય! આ કન્યાનું લગ્ન હજી સુધી તેં કેમ કર્યું નથી? લગ્નને કેટલું આ મોડું? અને તારા મંત્રીઓએ પણ તેની આ દાનોચિતતા તને કેમ જણાવી નહીં? મહારાણીને આ કેમ પસંદ પડ્યું? રાજા! તારી કન્યા આટલી મોટી થઈ ને તેનો વિવાહ નહીં?"

"હા, અને એટલા સારૂજ, મેં તેને દેશભ્રમણ કરવાને મોકલી હતી. અત્યારેજ તે આવે છે. એણે કયા વરને શોધી કાઢયો છે એ હજી હું પણ જાણતો નથી. તે પોતેજ હવે દેવર્ષિ સન્મુખ વિદિત કરશે. કહે બેટા, તેં કયા વરને પસંદ કર્યો છે? તારૂં બોલવું સાંભળીને દેવર્ષિને તેમજ બીજા સહુને સંતોષ થવા દે! દેવર્ષિ તારે મુખે તારા પતિનો વૃત્તાંત સાંભળવાને ઉત્સુક છે. બેટા, સાવિત્રી! તું લજ્જિત ન થતી. તું કયાં કયાં ગઈ હતી, ને કયા વરને વર્યો, તે બધું સવિસ્તર કહે! તે વરેલા પતિનું નામ સાંભળીને આ દેવર્ષિએ તને ધન્ય ધન્ય કહેવું જોઇએ!

પતિનું માત્ર નામ લેવામાંજ સ્ત્રીઓને કેટલી લજ્જા! પછી વૃત્તાન્ત તો કયાં રહ્યો? પણ સાવિત્રી લાજી નહીં, તે અત્યંત ધીર ગંભીર બની. એમાંય એ બીજા કોઇની આજ્ઞા હતી શું?—તે પિતાની આજ્ઞા; કેટલી પ્રેમભરી! એ આજ્ઞાને સાવિત્રીએ તાત્કાળ માન

દીધું; ને તે અત્યંત મધુરસ્વરે બોલી, "દેવર્ષિ, શાલ્વ દેશમાં એક કાળે દ્યુમત્સેન નામનો એક રાજા હતો. તે અત્યંત પરાક્રમી અને ધાર્મિક રાજા હતો. દૈવવશાત્ તેની દૃષ્ટિ ગઈ. અને તે આંધળો થયો. નજીકના પહેલાંના શત્રુએ તે તક સાધીને તેને રાજભ્રષ્ટ કર્યો અને રાજા તથા રાણીને વનમાં કાઢી મૂકયાં. એ વખતે તેમને એક અત્યંત રૂપવાન પુત્ર હતો! આજ દ્યુમત્સેન તપોવનમાં વાસ કરીને, ટાઢ તડકો વેઠીને રાજ્યને માટે મહા તપ કરે છે; એનો તે બાળ રાજકુમાર–નગરમાં જન્મેલો, અને તપોવનમાં મહાન ઋષિ-ઓની સાન્નિધ્યમાં ઉછરેલો, એને–મેં અનુરૂપ સમજીને 'પતિ' તરીકે મનથી વર્યો છે; એ રાજપુત્રનું નામ '**સત્યવાન**' છે."

"રાજા...? નારદે આશ્ચર્ય બતાવીને કહ્યું, "આને હાથે બહુજ મોટી ભૂલ થઇ! આણે કોને વર્યો? અરે–આને કંઇપણ માહિતી ન હોવાને લીધે અજ્ઞાનથી એણે તેને વર્યો છે. નહીં તો, આ તેને વરતજ નહીં! સાવિત્રી, તેં એ રાજપુત્રને વરવામાં બહુજ મોટી ભૂલ કરી! એના સિવાય પૃથ્વીપર શું બીજા થોડા રાજપુત્ર હતા?... બહુ બહુ મોટી ભૂલ!"

"શું! સાવિત્રી ભૂલી? અયોગ્ય વરને તેણે વર્યો?" અશ્વપતિએ આશ્ચર્યથી મહર્ષિને પૂછયું.

"હા! એણે બહુજ અનર્થની વાત કરી! કેવડો-અનર્થ! રાજા! એ અનર્થની કલ્પના આવી કે વીરપુરૂષોનું ચિત્ત પણ ચીરાઇ જાય છે. આણે પોતાને માથે ખેંચી લીધેલો અનર્થ જ્યારે હું કહીશ ત્યારે તે સાંભળીને પગ નીચેની પૃથ્વી બાજુમાં સરકી જશે, ચન્દ્ર અગ્નિ–વર્ષાવ કરશે; વજ્રનું પતન પણ તેની પાસે કંઇજ હિસાબમાં નથી! રાજા આણે બહુજ મોટો અનર્થ કર્યો!—

"એને હાથે શી ભૂલ થઇ વારૂ? મારી કન્યાને હાથે ભૂલ? એ સાંભળીને મારા પ્રાણ વ્યાકૂળ થાય છે. મહર્ષિ! એને હાથે શી ભૂલ થઇ? તે પતિ કઇ રીતે સાવિત્રીને અયોગ્ય છે?"

"સાવિત્રીએ પસંદ કરેલો પતિ એને બીલકુલજ અયોગ્ય

નથી! હું તો કહું છું કે એણે પતિ શોધી કાઢવામાં દેવકન્યાઓના કરતાંય વધારે ચાતુર્ય બતાવ્યું છે. એની બુદ્ધિમત્તાની ને તેં આપેલા શિક્ષણની એના ઉપરથી ખાત્રી થાય છે. પણ...!"

"પણ શું મહર્ષિ? આપનું આ વાક્ય સાંભળ્યું છે ત્યારથી મારૂં મન ચિન્તાથી વ્યાપ્ત થયું છે! આ મારી કન્યા સાવિત્રી, નીચું માથું કરીને આપનું કહેવું સાંભળવાને ઉત્સુક છે. બેટા, સાવિત્રી! દેવર્ષિના મુખમાંથી આ શાં વાકય નીકળે છે?"

પરંતુ સાવિત્રીએ એ વખતે પિતાના પ્રશ્નને કંઇજ જવાબ આપ્યો નહીં; તે અચળ ઉભી રહી. આથી રાજાએ મહર્ષિનેજ પૂછવાના હેતુથી કહ્યું, "મારી કન્યાએ જે પતિને વર્યો છે તે શૂરવીર, પિતૃવત્સલ, તેજસ્વી, બુદ્ધિમાન અને ક્ષમાશીલ છે ને?"

"અરે! એ રાજપુત્ર સૂર્યના જેવો તેજસ્વી છે. બૃહસ્પતિના જેવો બુદ્ધિમાન છે! અને મહેન્દ્રના જેવો સામર્થ્યવાન છે; ક્ષમાશીલતા તો પૃથ્વીના જેટલી છે!"

"તો પછી એનામાં શો દોષ છે વારૂ?-તે બ્રાહ્મણોને માન દેનારો નથી? તે રૂપવાન નથી? એનામાં ઔદાર્ય નથી? કે એની મુદ્રા આલ્હાદકારક નથી?"

"છે! છે! એની મુદ્રા શરદ ઋતુમાંના ચન્દ્રપ્રમાણે આલ્હાદકારક છે. એને જોતાંજ કોઇપણ કુમારીકાને તેને વરવાની ઇચ્છા થાય! યયાતિની પેઠે તે ઉદાર છે, તે સાક્ષાત્ અશ્વિનીકુમાર છે; સત્યવાદી અને વૃદ્ધજનોને માન આપનારો છે; પણ—"

"તો શું તે મનોનિગ્રહી નથી? મહર્ષિ! આપના બોલવામાં તો તેનામાં કોઇ પણ પ્રકારનો દોષ દેખાઇ આવતો નથી!"

"તે સત્યવાન બ્રહ્મચારી; તેનું તેજ શુક્રને સુદ્ધાં નથી. એના જેવો મનોનિગ્રહ, આશિષ્ટ, દ્રઢિષ્ટ, બલિષ્ટ કુમાર, આ માનવ લોકમાં તો શું, પણ દેવલોકમાં સુદ્ધાં મળવો દુર્લભ! એનું આચરણ અત્યંત શુદ્ધ, એના આચરણની મોટામોટા તપસ્વી જનો પણ પ્રશંસા કરે છે. તેનુંજ આચરણ, નિશ્ચિત એમ માનવામાં આવે છે."

"તો પછી આટલા બધા ગુણુ હોવા છતાં એનામાં શો દોષ છે વારુ? મારી કન્યાએ ખરેખર બહુજ યોગ્ય એવો પતિ પસંદ કર્યો છે. તે આજ દરિદ્રી હશે, પણ કાલે તે પોતાના પરાક્રમવડે પોતાનું રાજ્ય પાછું મેળવશે. અને જો તે તેને ન મળ્યું તો મારું રાજ્ય હું તેને અર્પણ કરીશ! મારી કન્યાએ રાજપુત્ર વર્યો,-પોતાના કુળ-શીલને, રાજકન્યાને યોગ્ય એવોજ રાજપુત્ર વર્યો-એ કંઇ થોડા અભિમાનની વાત નથી! માતાને ઉદરે જન્મીને એણે પોતાની માતાને ધન્ય કરી;-પિતાને યશ આપ્યો! બેટા! તેં જે વરને પસંદ કર્યો છે એમાં હું કોઇ પણ પ્રકારનું દૂષણ દેવાનો નથી. હું તને એમજ કહું છું કે તું એનેજ પરણ."

"રાજા?" નારદે કહ્યું, "હં, થોભી જા! તું કન્યાને એમ ન કહે; પાછળથી તને પશ્ચાતાપ થશે. મારું કહેવું સાંભળી લીધા પછી કોઇ પણ પિતા પોતાની કન્યાને એમ નહીંજ કહે.-સાંભળ! તારી કન્યાનું રૂપ, તારી કન્યાનું આ યૌવન, એનો વૈભવ અને સુંદર આચરણ એ બધું જોઇને આટલા વખત સુધી તેને એ મહત્ દોષ કહેવાનું મને યોગ્ય ન લાગ્યું; પણ હવે એ કહું છું. એ દોષ મારા સિવાય બીજા કોઇની જાણમાં નથી! બધા ગુણોપર પાણી ફેરવનારો, એવો એક મહાન દોષ તેનામાં છે; જે પતિને સાવિત્રીએ મનથી વર્યો છે તે અલ્પાયુ છે,-વિધાતાએ, એ સત્યવાન રાજપુત્રને નશીબે આજથી બરાબર એક વર્ષે મૃત્યુ લખેલું છે!"

---



# " દાન એકજવાર થાય છે. "





( ૨૩ )

'સત્યવાનના નશીબમાં વિધાતાએ એકજ વર્ષમાં મૃત્યુ લખેલું છે' આ નારદનું વાકય રાજાના શ્રવણપથપર પડતાંજ રાજાને પોતાનાપર વજ્રાઘાત થયા જેવું લાગ્યું ! પોતાની કન્યાએ આવો સુંદર ભર્તા શોધી કાઢવો ને તેનામાં આ અનુલ્લંઘનીય દોષ, એ જોઇને રાજાનું મન એકદમ ખિન્ન થઇ ગયું ! સત્યવાનના ગુણ ઉપર જે ક્ષણ પહેલાં લુબ્ધ થયો હતો ને પોતાની ' કન્યાએ બહુ ઉત્તમ પસંદગી કરી ' એમ જાણીને જે કન્યાના ભાવી સુખોની બાબતમાં આનંદિત થયો હતો. એ રાજાનું મન, સત્યવાનના ઉપરથી પાછું ફર્યું ! તેણે સાવિત્રીને કહ્યું, " બેટા, તેં તારા સારૂ બહુજ સારો પતિ શોધી કાઢયો; પણ તેનામાં જે દૈવદોષ છે, તે આપણ કોઇનાથીએ ઉલ્લંઘી શકાય એમ નથી ! તો તું સત્યવાન જેવોજ, બીજો પતિ શોધી કાઢ,—અને તેને વર ! "

સાવિત્રીએ દુઃખી થઇને કહ્યું, " એના જેવો બીજો પતિ, આ જગતમાં કયાં મળે એમ છે ? અને હવે હું બીજા પતિને કેવી રીતે વરૂં ? એકવાર હું સત્યવાનને વર્યા પછી, મારાથી બીજો પતિ કેવી રીતે કરી શકાય ?—એકવાર એક પતિને વર્યા પછી, કુલીન કન્યાથી બીજા પતિને વરી શકાય કે ? "

"હા; વરી શકાય છે !" મહર્ષિએ કહ્યું; "તારા પિતા જે કહે છે તે યોગ્ય જ છે; પિતૃવાક્ય તું સાંભળ;—પિતૃવાક્યને માન દે. દેવયાનીએ શુક્રાચાર્યના કહેવા ઉપરથી યયાતિને વર્યો છે; તેણે યયાતિને પોતાનું બીજીવાર દાન કર્યું !"

"શું? 'દાન' બેવાર થઇ શકે છે? સ્ત્રીનું બેવાર દાન કરી શકાય છે! અને તેને 'દાન' જ કહે છે શું? અશ્વપતિની કન્યા **પતિવ્રતા સાવિત્રી**, તેને દાન કહેતી નથી. દાન એકજવાર થઇ શકે છે. 'દાન' બેવાર કરી શકાતું નથી, **સતી જે દાન કરે છે તે એકવાર કરે છે;—દેવને ચીઠ્ઠી નાંખે છે તે એકવાર નાંખે છે. દાવમાંના પાશા એકવાર નાંખીને તેનું જે ફળ આવે તેજ પ્રમાણ માનવામાં આવે છે. કન્યાનું દાન કરી શકાય છે પણ તે એકજવાર !** "આપ્યું" કિંવા 'આપું છું' એમ એકવારજ કહી શકાય છે, અને 'દાયવિભાગ' પણ એકજવાર થાય છે; આ બધી બાબતો ફરીફરીથી થતી નથી. તેવીજ રીતે સાવિત્રીથી સુદ્ધાં બીજો પતિ ફરીથી વરી શકાતો નથી, સ્ત્રી પતિને જે દઇ નાંખે છે તે વિચાર કરીને, એકવારજ આપી નાંખે છે, ફરી ફરી તેનો વિચાર થતો નથી. સ્ત્રી **પોતાના પતિને વરતી વખતે તેને એ ઘડી પુરતો, એક દિવસને માટે, એક વર્ષને માટે કિંવા સો વર્ષને માટે અથવા એકજ જન્મ પુરતો કહીને તે વરતી નથી;** પણ સ્ત્રી પોતે પતિને જન્મજન્માંતરને માટે વરે છે. ને પિતા પણ તેજપ્રમાણે સમજે છે. સ્ત્રી **જે દાન કરે છે તે જગતમાંના તમામ દાનોના કરતાં** શ્રેષ્ટ દાન છે. **એના દાનની બરોબરી દુનિયામાં કોઇજ કરી શકતું નથી. સ્ત્રી પોતે એક ક્ષણમાં પોતાના જીવિતમાંની મોટી આશા, પોતાનું સર્વ ભવિષ્ય, હૃદયસર્વસ્વ, પોતાની જન્મની સ્વતંત્રતા, જન્મનું સુખ, જન્મમાંનું સમાધાન, શાંતિ, મોક્ષ અને ધર્મ એટલુંજ શું પણ જન્મ,-પરલોક,-જન્મજન્માંતર પણ,** તે **પોતાના પતિને એકદમ અર્પણ કરી દે છે;**

સ્ત્રીસિવાય આટલું મોટું દાન દુનિયામાં કોણ કરે છે? સાવિત્રીને જ્યારે તમે 'વર વરી આવ' એમ કહીને મોકલી એજ વેળાએ તમારી આજ્ઞાથી સાવિત્રીએ સત્યવાનને વર્યો છે; અને તે જન્મ-જન્માંતરને માટે, વર્યો છે;—એક જન્મપુરતો પણ નહીં! પિતાએ કરેલું કન્યાનું દાન પિતાથી કેવી રીતે પાછું લઇ શકાય? જો પાછું લઇ શકાય છે તે 'દાન' કહેવાય ખરૂં કે? પિતા કન્યાનું આપેલુ દાન પાછું લે છે કે? સ્ત્રી પોતાનું દાન પાછું લે તો તે સ્ત્રીનું સતિત્વ શું રહ્યું? સ્ત્રીઓ પોતાનું **સતિત્વ** કાયિકજ **સમજતી** હોય છે કે? કાયિક, વાચિક ને માનસિક એવું ત્રીવિધ સતિત્વ જ્યારે સતિ પામે છે ત્યારેજ તે સતિ થાય છે, ત્યારેજ તે કુલીન પતિવ્રતા બને છે. સાવિત્રીએ સત્યવાનને કાયાવાચા ને મનથી વર્યો છે. **પ્રથમ બુદ્ધિથી વિચાર કિંવા નિશ્ચય થઈને તે વાચા વડે વ્યક્ત કરવામાં આવે** છે ને **પછી ક્રિયા બને** છે;—સાવિત્રીએ સત્યવાનને વરતી વેળા વિચાર કરીને વર્યો છે;—અવિચારથી નહીં! અને હવે, 'તું બીજો પતિ કરીને સતિત્વનો ત્યાગ કર.' આમ કહો છો એ શું? તમારી કન્યાએ સતિત્વનો ત્યાગ કરવો? **સતિત્વ એજ સતિનો ધર્મ** છે. સાવિત્રી સતિ છે, સાવિત્રી પવિત્ર છે, કુલિન પતિવ્રતા છે. **પતિ એ સતિનો ધર્મ નહીં પણ 'સતિત્વ' એજ સતિનો ધર્મ** છે. તે ધર્મનું સાવિત્રીએ રક્ષણ કરવાનું છે. એ ધર્મનું રક્ષણ કરતાં વૈધવ્ય આવે તોપણ સાવિત્રીને તેની પરવાહ નથી. સતિત્વ રાખીને વૈધવ્યનો સ્વીકાર કરવા સાવિત્રી તૈયાર છે; પરન્તુ 'સતિત્વ ગુમાવીને' સાવિત્રી સૌભાગ્યની ઇચ્છા કરતી નથી! મારાપર વૈધવ્યનો પ્રસંગ આવશે એ જાણીને આપનું અંતઃકરણ જેટલું અને જેવું દગ્ધ થાય છે એનાથી હજાર ગણું વધુ, તમે મને 'બીજો પતિ કર' આમ કહેતી વેળા મારા મનને દુઃખ કરો છો! બચપણથી તમે મને 'કુલીન કન્યાને યોગ્ય' એવું શિક્ષણ આપ્યું. બચપણથી હું સતિધર્મ પાળતી આવી છું;—તો પછી હવે, તે ધર્મને છોડી દઈ

હું બીજો પતિ કેવી રીતે કરૂં ? અને તમે પણ મને કેવી રીતે કહો છો ? સતિત્વ એ પૃથ્વીનું અભિમાન, પૃથ્વીનો ગર્વ, તે સતિત્વ હું નષ્ટ કરવા લાગું તો પૃથ્વીનું અભિમાન કયાં રહ્યું ? ઉધરતી વહુઓ કહેશે, "સાવિત્રીએ બીજો પતિ કર્યો અમે પણ તેમજ કરશું ! પિતાની આજ્ઞા, એજ અમને અમારા સતિત્વના કરતાં વધુ પ્રમાણ છે ! અમે એક પતિને મનોભાવે વરેલો હોવા છતાં-'બીજા પતિને પરણ' એમ કહીને અમારા પિતા માતા આપ્ત સ્વજન-કિંવા બીજી કોઇ પણ પૂજ્ય વ્યક્તિ કહેતી હોય, તો અમે તેમને માટે એક પતિનો ત્યાગ કરી બીજા પતિને પણ વરીએ ! કારણ સાવિત્રીએ એમજ કર્યું; સાવિત્રીએ પણ પિતાના ને મહર્ષિના કહેવા ઉપરથી બીજો પતિ કર્યો ! 'સાવિત્રીએ જે આચરણ કર્યું તેવું આચરણ કરવાને અમને શી હરકત છે ?" પરંતુ સાવિત્રી પોતે કુલીન સ્ત્રીઓને માટે,-કુલીન સ્ત્રીઓના ધર્મરક્ષણને માટેજ બોલે છે. 'પાતિવ્રત્ય' શબ્દનો અર્થ જે હજારો વર્ષ પહેલાં હતો, આજે છે ને ભવિષ્યમાં પણ રહેશે, તેજ અર્થને માટે સાવિત્રી તમારી સામે બોલે છે. જગતમાંના સર્વ શબ્દોના અર્થ બદલાતા હશે, કિંવા તમે બદલી શકતા હશો; પણ જે શબ્દનો અર્થ તમારાથી ફેરવી શકાતો નથી,-કોઈ પણ કાળમાં, કોઇ પણ પ્રસંગે, કોઈ પણ પરિસ્થિતિમાં ફેરવી શકાતો નથી એવો આ એકજ શબ્દ છે. સાવિત્રીને 'બીજો પતિ કર' એમ કહેતી વેળા તમારે તેનો અર્થ બદલવો પડશે. સાવિત્રી પોતે કુલીનની કન્યા છે. દૈત્યગુરૂની-શુક્રાચાર્યની-કન્યા નથી ! કુલીન સ્ત્રીથી એક પતિ વર્યા પછી તેનાથી બીજો પતિ આ જન્મમાં તો શું પણ કોઇ પણ જન્મમાં વરી શકાતો નથી ! સાવિત્રીનું મન સત્યવાન પ્રત્યે ગયું છે તે પાછું ફરવાનું નથી. સમુદ્રને મળનારી નદીને પાછી વાળવી જેટલું અશકય છે તેટલુંજ સાવિત્રીનું મન તેણે વરેલા પતિમાંથી પાછું વાળવું અશકય છે."

"પરંતુ તે મૃત્યુ પામ્યા પછી તું શું કરશે ? નારદ પૂછ્યું."

સાવિત્રી બોલી, " મહર્ષિ ! આ પ્રશ્નથી તમે એક સતિના મનની પરીક્ષાજ લ્યો છો. પણ સાવિત્રી એ જાણે છે કે, આ પ્રસંગે સર્વ સૃષ્ટિ સાવિત્રીની વિરૂદ્ધ બોલશે. એક રાજકન્યાએ પિતાનો કુબેરતુલ્ય વૈભવ હોવા છતાં અને સર્વ ઐશ્વર્ય અનુકૂળ હોવા છતાં જાણી જોઇને વૈધવ્યનો ભયંકર પ્રસંગ વ્યર્થ ખેંચી લેવો એ ઉચિત નથી, એમજ સહુકોઇ કહેશે. પરંતુ સાવિત્રીનું મન એ અકુલીન નારીનું નથી. જે અર્થે મેં સત્યવાનને માટે જ જન્મ લીધેલો છે તે અર્થે તેના મૃત્યુની બરોબર મારૂં પણ મૃત્યુ એ નિશ્ચિતજ છે. પરંતુ હું એમ કહું છું કે, સત્યવાનને મારા પહેલાં મૃત્યુ આવશેજ નહીં; ખરી પતિવ્રતા મૃત્યુને સુદ્ધાં જીતી શકે છે. હું ખરી પતિવ્રતા હઇશ તો હું સત્યવાનને બચાવીશ; ને એજ મારા પતિવ્રતની તેમજ કુલીનત્વની ખરી પરીક્ષા છે. પુરૂષ પોતાના ધર્મનું આચરણ કરે તો તે મૃત્યુને જીતી શકે છે. તેમ સતિ સુદ્ધાં પોતાના આચરણથી મૃત્યુને જીતી શકે છે. અને તમે શું કહો છો ?—"બીજા પતિને વર્યા પછી, સો વર્ષનું સૌભાગ્ય મળે છે ! " પણ સાવિત્રી એમ પુછે છે કે, બીજો પતિ કર્યાં પછી જો સાવિત્રીના નશીબમાં અક્ષય સૌભાગ્ય હશે તો તે એકજ પતિને વર્યા પછી કેવી રીતે નષ્ટ થાય એમ છે ? અદષ્ટમાં શું અનેકવાર લખવામાં આવે છે ? અને જો તેમ, તમારા કહેવા પ્રમાણે—'અદષ્ટ એ કદિ પણ બદલાતું નથી.' તો સાવિત્રીએ જન્મ લેતી વેળાએ સાવિત્રીના નશીબમાં જે કંઇ લખ્યું હશે તે સુદ્ધાં બદલાવાનું નથી ! સાવિત્રીના કપાળે જો અક્ષય સૌભાગ્ય હશે; તો તે કયારેય ક્ષય પામવાનું નથી. કિંવા મૃત્યુથી સુદ્ધાં તે છીનવી લઇ શકાશે નહીં. કહો, સાવિત્રીના કપાળે વૈધવ્ય છે કે સૌભાગ્ય છે ? અને જો તમારાથી તે કહી શકાતું ન હોય તો તમારી બુદ્ધિ ખોટી છે; તમારામાં બુદ્ધિનો નિશ્ચય નથી.

સાવિત્રી પુનઃ કહે છે:—

दिर्घायुरथवाऽल्पायुः सगुणो निर्गुणोऽपि वा ।
सकृद्‌वृतो मया भर्ता न द्वितीयं वृणोम्यहम् ॥

**મારો પતિ દીર્ઘાયુ હો કિંવા અલ્પાયુ હો; ગુણવાન હો કિંવા ગુણહીન હો;—સાવિત્રી બીજો પતિ વરવાની નથી !"**

રાજા બોલ્યો, "સાવિત્રી ! મ્હારી વ્હાલી દીકરી ! તારો આ નિશ્ચય અને તારૂં આ જ્ઞાન જોઇને હું પણ તને એમજ કહું છું કે, 'તું સત્યવાનનેજ વર.'

મહર્ષિએ કહ્યું,—"રાજા ! તારી આ કન્યા સ્થિર બુદ્ધિ છે; તે કહે છે તેજ સત્ય અને પ્રમાણ છે; તેણે સત્યવાનનેજ પરણવું. સત્યવાનના જેવો રૂપવાન અને ગુણવાન રાજપુત્ર આખી પૃથ્વી શોધીનેએ તમને મળવાનો નથી. તું તારી કન્યા સત્યવાનનેજ દે. સાવિત્રી ! આજ તારા બોલવાથી મારી બુદ્ધિપર સારો પ્રકાશ પડયો છે.—હું તને સૌભાગ્યનો આશીર્વાદ આપું છું ! બેટા ! તું ચિંતા ન કરતી. માનવ અને મૃત્યુના સંગ્રામમાં સતિનોજ જય થશે. તારા સકળ કલ્યાણનો કર્તા હવે પછી હું છું. રાજા ! તું તારી કન્યાનો—સાર્વભૌમ રાજાને ઉચિત એવો જ વિવાહ કર. એને તું સત્યવાનનેજ દે. સાવિત્રી ! હું એકજ શું પણ સર્વ ત્રૈલોક્ય, એ વખતે તારા રક્ષણને માટે ઉભું રહેશે ! રાજા ! તું હવે કોઇ પણ પ્રકારની ગડમથલ કરીશ નહીં; દ્યુમત્સેનને સાવિત્રી એજ સ્નુષા યોગ્ય છે—હું હવે રજા લઉં છું !"

રાજાએ કહ્યું,—'મહર્ષિ ! આપ મારા ગુરૂ છો, આપનું 'વાક્ય' એ સત્ય વાક્ય છે; તે અનુલ્લંઘનીય છે. હું આપના કહેવા પ્રમાણેજ કરીશઃ—"

નારદ ઋષિએ કહ્યું, "રાજા ! તારા કન્યાદાનમાં કશું જ વિઘ્ન ન આવો એવો હું તને આશીર્વાદ આપું છું. સાવિત્રી ! તારૂં મંગલ હો" આમ કહીને મહર્ષિએ જ્યારે પોતાની વીણા—સખીને કક્ષ–પુટમાં લીધી ત્યારે સાવિત્રીએ અને અશ્વપતિએ એ મહાન ઋષિના ચરણમાં અભિવાદન કર્યું. એ ઉભયના અભિવાદન પછી નારદ ઋષિ અત્યંત આનંદ પુર્વક ત્યાંથી સ્વર્ગતરફ ચાલ્યા ગયા.



મારો પતિ દીર્ઘાયુ હો કિંવા અલ્પાયુ હો; ગુણવાન હો કિંવા ગુણહીન હો; સાવિત્રી બીજો પતિ વરવાની નથી !"

[ પૃ. ૧૦૮

એ વખતે સાવિત્રીને કેટલો આનંદ ! પિતાએ કન્યાનું પ્રિય કર્યા પછી કઇ કન્યાને આનંદ ન થાય ? અને એમાંય, મન ગમતો પતિ મળ્યા પછી, એ વધૂને આનંદની સીમા રહે કે? વધૂની એ ઇચ્છાના જેટલી, વધૂના જીવનમાં બીજી કઇ મહદ ઇચ્છા હોય છે ? —'**મન ગમતો પતિ**' એજ, એજ—એક વધૂની ઇચ્છા ! સાવિત્રીને તો એમ થઇ ગયું કે, આ જગતમાં 'મારા જેટલી ભાગ્યવાન' કોણ છે ?

સાવિત્રી ! તારો ગર્વ બીલકુલજ અસ્થાને નથી ! અમે પણ એમજ કહીએ છીએ; "તારા જેટલી ભાગ્યવાન વધૂ" કોણ છે ? ત્યાર પછી સાવિત્રીનું સત્યવાનની સાથે સગપણ કરી લેવાની વિનંતી કરવા સારૂ, દ્યુમત્સેનની પાસે જવાનો મનમાં નિશ્ચય કરીને રાજાએ એવી તૈયારી કરવાની બાબતમાં મંત્રીઓને આજ્ઞા કરી.

———



## વાગ્દાન.

—:o:—

### ( ૨૪ )



નિકોને ઘેર જઇને કન્યાનો પિતા તેના પગે પડે છે ને પોતાની કન્યાનો સ્વીકાર કરવાને તેને આર્જવ કરે છે. પરન્તુ, દરિદ્રીને ઘેર જઈને પોતાની કન્યા સ્વીકારી લેવા તેના ચરણોમાં મસ્તક નમાવનારો, **રાજા અશ્વપતિ** એકજ ! એની તોલે આવે એવો સવાલાખ મહાભારતમાં અને શતકોટી રામાયણમાં કોઇજ રાજા નથી ! હે વ્યાસ ! મહાભારતની અંદર એટલી કન્યાઓના સ્વયંવર કરતી વેળા સત્યવાન જેવો અન્ય દરિદ્રી નાયક તમે નિર્માણ કર્યો નથી એનું અમને રહી રહીને ગુઢ લાગે છે. તમામ કન્યાઓના પતિ ઐશ્વર્યના શિખરપર ! દારિદ્રના પંકમાં ખુંચેલો અને ખભાપર લાકડાંની ભારી આણનારો–વનમાં અને પર્વત પહાડોની ખીણોમાં ને કોતરોમાં વિચરનારો, ને પોતાનું ગતરાજ્ય પાછું મેળવવાની મહત્ત્વાકાંક્ષાથી કેવળ જીવ ધારણ કરનારો,–નિઃશસ્ત્ર, એકપણ રાજપુત્ર કોઇપણ રાજકન્યાને પરણ્યો નથી; નહોતોજ તો કયાંથી પરણે ! રાજપુત્ર સત્યવાનનું જીવન જેટલું સાદું, તેટલુંજ સાવિત્રીનું સુદ્ધાં. અને તેથીજ સાવિત્રી ! અન્ય રાજકન્યાઓને છોડી અમે તારૂં પુનઃ પુનઃ કૌતુક કરીએ છીએ ! તારો ત્યાગ, તારી સાદાઇ, તારામાં રહેલી નમ્રતા, તારી આજ્ઞાધારકતા, મનની ઉચ્ચતા એ ગુણ અમને મોહિત કરે છે.

કન્યાનો નિશ્ચય જોઇને રાજા અશ્વપતિએ દ્યુમત્સેનની પાસે જવાની તૈયારી કરી. એક શુભમુહૂર્તમાં ઋત્વિજોસહ અને કુલપુરોહિતો સહ રાજા અશ્વપતિ નગરમાંથી બહાર પડયો, ને કેટલાક

દિવસના પ્રવાસ પછી દ્યુમત્સેનના તપોવનની નિકટ આવી પહોંચ્યો. રાજા દ્યુમત્સેનની સ્થિતિ કેવી હતી એ પોતાની કન્યાને મુખે તેમજ નારદ મુનિને મુખે તેને પ્રથમથીજ જાણવામાં આવ્યું હતું. આથી પોતાનો સર્વ પરિવાર તપોવનની સમીપમાંજ રાખીને અશ્વપતિ રાજા પોતાના વૃદ્ધ મંત્રીઓ અને ઋત્વિજોને સાથે લઇ પગે ચાલતાંજ દ્યુમત્સેનની પર્ણકુટી પાસે ગયો. એ વખતે અશ્વપતિએ શું જોયું ? સિંહાસન-પર બેસનારો રાજા દર્ભના આસનપર બેઠો છે, રાજદંડને બદલે હાથમાં દર્ભ; સુવર્ણ કળશને બદલે પાસે પડેલું કમંડલું; અને રાજવસ્ત્રા-ભરણોને બદલે શરીરપર વલ્કલો ! એ વેળાએ રાજા અશ્વપતિને શું લાગ્યું હશે ? રાજનષ્ટતાનું દુઃખ રાજાશિવાય બીજો કોણ સમજી શકે ? એ મનની યાતના, તે ક્લેશ, તે વૈભવનો ત્યાગ, તે મહત્તા, હાય ! તે એક રાજાજ જાણી શકે. પરંતુ અમે એવું જોયું છે કે, પાંડવોને રાજભ્રષ્ટ થઇને વનમાં જઇ રહેવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેઓ સુદ્ધાં દ્યુમત્સેનની પેઠેજ ધર્મવૃત્તિથી રહ્યા હતા. તેમને પણ દ્યુમત્સેનના જેવીજ યાતનાઓ હતી. પરંતુ અહીંયા એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, પાંડવોનો રાજત્યાગ એ અમુક મર્યાદિત કાળ પુરતોજ હતો; તેમને તે કાળ પૂરો થતાંજ સ્વરાજ્યની આશા હતી. આજીવિત હદપાર થએલા દ્યુમત્સેનને કઇ આશા હતી ? સિવાય પાંડવો એકના કરતાં એક બલવાન હતા. ને તેમની સંખ્યા પણ અધીક હતી; પરંતુ દ્યુમત્સેન,-પોતે અંધ, સાથે રાણી અને અલ્પ-વયી યુવરાજ, એમની સાથે તેને કાળ વીતાવવાનો હતો. તે કાળ તે કેવી રીતે વીતાવતો હશે ? રાજા અશ્વપતિએ જ્યારે તે સ્થિતિ જોઇ ત્યારે તેની આંખોમાં અશ્રુ ઉભાં રહ્યાં. તે બોલ્યો, "દૈવગતિ કેટલી ઘોર છે. આટલો પ્રતાપી દ્યુમત્સેન પણ દૈવે તેની આ કેવી સ્થિતિ કરી મૂકી ?" પરંતુ તે કર્તવ્યનું સ્મરણ કરીને દ્યુમત્સેન પ્રત્યે બોલ્યો, "હે રાજર્ષિ દ્યુમત્સેન મહારાજ ! અશ્વપતિ આજ આ તપોવનમાં અતિથી તરીકે આવેલો છે; તે પોતાના વૃદ્ધ મંત્રી-ઓસહ દ્યુમત્સેનના ચરણમાં વંદન કરે છે !" આમ કહી તેણે

પોતાના આગમનની રાજાને જાણ કરી દીધી.

દ્યુમત્સેન હર્ષાવેશથી બોલ્યો, "કોણ રાજા અશ્વપતિ !–અને તે અતિથી તરીકે આવ્યો છે? આવ રાજા ! તને મને બાથ ભરીને ભેટવા દે !" આમ કહી દ્યુમત્સેને પોતાના આસન ઉપરથી ઉઠીને સજળ નેત્રે અશ્વપતિને ભેટ આપી. એ વખતે એ ઉભય રાજાને કેટલો આનંદ ! એક તરફથી ઐશ્વર્ય ભેટતું હતું, તો બીજી તરફથી ત્યાગ ભેટતો હતો ! ઐશ્વર્ય અને ત્યાગ, શ્રીમંતાઇ ને ગરીબાઇ, સત્તા અને સત્ય, વૈરાગ્ય અને વૈભવ, એમનીજ જાણે એ મુલાકાત હતી ! દ્યુમત્સેન બોલ્યો, "રાજા ! તું મારા તપોવનમાં આવ્યો છે એથી મારે તારૂં પૂજન કરવું જોઇએ. તું અતિથી !–આ દરિદ્રીની પર્ણકુટીમાં આવ્યો છે ! અરે ! રાજમહેલ છોડીને તું આ પર્ણકુ-ટીમાં આટલું કષ્ટ વેઠીને શા સારૂ આવ્યો? બેસ, આસન ગ્રહણ કર." આમ કહી તેણે તેને આસન આપવાને કહ્યું; અર્ધ્ય દેવાને કહ્યું ને એક સુંદર ગાય પણ તેને આપી. ને પુનઃ કહ્યું,–"રાજા ! તું શા સારૂ આવ્યો છે? તારી કન્યા, મહારાણી કુશળ છે ને? તારી પ્રજા સુખમાં છે ને?

અશ્વપતિએ કહ્યું, "મહારાજા ! મારી પ્રજા તથા હું સર્વ કુશળ છીએ. પરંતુ કંઇ મહત્કાર્યને નિમિત્તે આપના ચરણ પાસે આવવાનું કર્યું છે."

"અરે રાજા !..." દ્યુમત્સેને ગળગળા થઇ જઇ કહ્યું, "કેટલી આ તારી નમ્રતા !...મારા જેવા હતભાગી રાજા સાથે શાનું મહ-ત્કાર્ય ?...અરે ! મારી પાસે મનુષ્યબળ નથી, ધનબળ નથી, તો મારી પાસે તું કઇ ઇચ્છા કરીને આવ્યો છે?"

અશ્વપતિએ નમ્રતાથી જવાબ આપ્યો, "મહારાજા ! આપે જે બળ—જે તપોબળ મેળવ્યું છે, એની આગળ મનુષ્યબળ અને ધન-બલની શી કિંમત ? દેવોને જીતવા જેવું આપે તપોબળ મેળવ્યું છે; તો પછી ઐહિક બળની તે શી કથા ! સર્વ મહાન્ મહાન્ ઋષિ આપના આચરણની આજ પ્રશંસા કરે છે. આ સામર્થ્ય શું થોડું

છે? પણ હું એને માટે આવ્યો નથી; મને ધન નથી જોઇતું, તેમ મને મનુષ્યબળ પણ નથી જોઇતું. મને બીજુંજ કંઇ જોઇએ છે,–હું અતિથી થઇને આપને ત્યાં આવ્યો છું. આ અતિથીની માગણી બહુ મોટી છે!...તે આપે પૂરી પાડવી જોઇએ!"

"રાજા?..." દ્યુમત્સેને આશ્ચર્યથી કહ્યું; "તું એકેક જે બોલે છે એ તો મને ગુંચમાંજ નાંખે છે! અરે હું દરિદ્રી;—ફળફુલ ખાઇને દિવસ ગુજારનારો,–મારૂં તું કયું 'સત્વહરણ' કરવાનો છે! તું કયો પવિત્ર હેતુ મનમાં ધારણ કરીને આવ્યો છે? અરે! હું તને શું આપવાનો હતો? મારે ત્યાં આટલા અતિથી આવે છે પણ તું અતિથી, કંઇ વિલક્ષણ જ!"

"હા," અશ્વપતિએ કહ્યું, 'વિલક્ષણ તેથીજ' તો કહેવાને અતિથીને આટલો વખત લાગે છે; આપ, મારો હેતુ પૂર્ણ કરીશ એવું મને વચન આપો એટલે હું કહું!—"

"રાજા! કેવું એકેક આશ્ચર્ય! હેતુપૂર્તતા સારૂ, વચન?... અરે આ શું બીજો યુગ છે?...કહે, તારે મારી પાસેનું જે કંઇ માગવું હોય તે મજેથી માગ, આપવાને હું તૈયાર છું અરે! આ જગતમાં હવે અમે માત્ર ત્રણ પ્રાણ રહ્યા છીએ!"

"તો તેમાંથી એક;—" અશ્વપતિએ નમ્રતાથી કહ્યું, "એકજ પ્રાણ હું માગવાને આવ્યો છું! એના વિના મારો જીવ જીવવાનો નથી! મારી દીકરીને આપે સ્નુષા તરીકે સ્વીકારી લેવી! એનું કહેવું છે કે, 'દ્યુમત્સેનજ મને શ્વશુર તરીકે માન્ય છે!' બીજો કોઇ શ્વશુર માન્ય નથી!"

"શું!" એકદમ આશ્ચર્ય પ્રગટ કરીને દ્યુમત્સેને કહ્યું— "સત્યવાનને સાવિત્રી? સાવિત્રીને સારૂ સત્યવાન? અરે આ ભલતુંજ શું માગે છે! ક્યાં રાજકન્યા, અને ક્યાં દરિદ્રી રાજકુમાર! અરે અમારી સ્થિતિ તું જાણતો નથી કે? શત્રુએ આખું રાજ્ય હરણ કરી લીધું છે, અમે વનવાસી બન્યા! કેટલા કષ્ટમાં અમે દિવસ કાઢીએ છીએ; અને તું પોતાની કન્યા સત્યવાનને આપવાનું કહે

છે ? છટ્ ! છટ્ ! અરે તારી બરાબરીનો એકાદ રાજા મહારાજા જો, ચક્રવર્તિ જો; ને તેને ત્યાં તું તારી કન્યાને દે ! દરિદ્રીને ત્યાં રાજકન્યાનું ગરીબને તું હાથી દાનમાં દેશે, પણ તે ગરીબનાથી પોસાવો જોઇએ ને ? ના ના !! તું તારી કન્યાને બીજે સ્થળે દે; લોક ધનિકને ધનિક મળે એમ જુએ છે અને તારૂં આ બધું વર્તન જગતથી વિપરીતજ ! ગરીબને રાજકન્યા ? આ વિચાર પ્રથમ તું મનમાંથી કાઢી નાંખ ! અમે અહીં તપસ્વી થઇને રહ્યા છીએ, તારી કન્યા સત્યવાનને કેવી રીતે વરશે વારૂ ? અરે તે રાજકન્યા ! રાજકન્યા જને તે ?–"

"પણ...સત્યવાનને વરવાને તેનીજ,—રાજકન્યાનીજ ઇચ્છા છે !" અશ્વપતિએ નમ્રપણે કહ્યું.

"ખરેખર તારે મ્હોંઢે આજ એકેક આશ્ચર્યજ સાંભળું છું. રાજા !" દ્યુમત્સેને ફરી કહ્યું, "રાજકન્યાના મનમાં છે ? તારી કન્યા મારા સત્યવાનને વરશે ? અરે ! અમારીપાસે અહીંયા તેને શું સુખ છે ? શું સુખ મળવાનું છે ? આ આશ્રમમાંના કલેશ અને કષ્ટ સહન કરીને તે કેવી રીતે રહેશે વારૂ ? તે રાજકન્યા, રાજાના રાજમહેલમાં રહેવાની; લક્ષ્મીએ કમળ છોડીને એવાજ એકાદા ફુલ ઉપર ઉભા રહેવું કદી શોભે છે કે ? એને કમળજ જોઇએ ! તેવી તારી કન્યા !

"પણ આ તપોવનમાં કમળો શું થોડાં છે ? અશ્વપતિએ નમ્રપણે કહ્યું !

"રાજા !" દ્યુમત્સેન બોલ્યો,—"અરે ! તેં હવે ચારે તરફથી હદ કરી !....હવે હું શું કહું ? તારૂ શું કહેવું છે ?"

"સત્યવાનને માટે મારી કન્યાનો સ્વીકાર કરવો, રાજકન્યા અહીંનું સુખદુઃખ જાણે છે. મારી રાજકન્યા ગુણવાળી અને સત્યવાનના જેવીજ છે. તપોવનમાંનું દેહ કષ્ટ સહન કરી રહેવાને તે તૈયાર છે. આ તપોવન તેણે અત્યાર અગાઉ જોએલું હોઇ મનથી તેણે સત્યવાનને વરી લીધો છે. સત્યવાન સિવાય અન્ય ભર્તા મારી

કન્યા હવે વરવાની નથી. એણે નિશ્ચય કર્યો છે. તે આ તપોવનમાં આપની સેવામાં રહેવાને ઉત્સુક છે. ધનની તેને ઇચ્છા નથી, તેને સત્યવાનજ ભર્તા જોઇએ છે! આ હું એને માટે અત્યંત પ્રેમથી અને નમ્રતાથી જણાવું છું. મારી અને મારી કન્યાની આશાનો ભંગ કરશો નહીં! આપ કેટલુંએ કહેશો પણ તેનો હવે કંઇએ ઉપયોગ થવાનો નથી! આપની પુત્રવધુ થવાને મારી કન્યા યોગ્ય છે, આપનું ને મારૂં કુલશીલ, સરખુંજ છે. તો મારી કન્યાને 'પુત્રવધુ' તરીકે સ્વીકારીને આ 'અતિથી'ની ઇચ્છા પૂર્ણ કરો!"

દ્યુમત્સેને કહ્યું,—"રાજા! જ્યારે તું મને આટલા પ્રેમ અને નમ્રતાથી કહે છે તો, મારી પુત્રવધુ તરીકે હું તારી કન્યાનો સત્યવાનને માટે સ્વીકાર કરૂં છું. પુત્રવધુ તરીકે તારી કન્યાનો સ્વીકાર કરતાં મને તો એમ લાગે છે કે, અમારી ગએલી રાજ્યલક્ષ્મીજ એના રૂપે પુનઃ પોતાના ઘરે પાછી આવે છે! એ આવનારી લક્ષ્મીને હું કેવી રીતે ના કહું? સાવિત્રીના ને સત્યવાનના આ વિવાહને મારી સંમતિ છે."

દ્યુમત્સેને એવી રીતે અશ્વપતિની માગણી માન્ય કરતાંજ અશ્વપતિને અત્યંત આનંદ થયો ને એ દિવસે ત્યાંજ અનેક ઋષિઓની સામે, વિધિપૂર્વક તેણે સાવિત્રીનું '**વાગ્દાન**' કર્યું. ત્યારે બધા ઋષિઓએ એ ઉભય રાજાને કહ્યું,—"**एतद्वः सत्यमस्तु!**" આ તમો ઉભયનું બોલવું ખરૂં થાઓ!

---



# સાવિત્રીનો વિવાહ.



(૨૫)



એક તરફ વધૂ રાજકન્યા, અને એક તરફ વર રાજપુત્ર ખરો; પરંતુ તે વૈભવહીન;-એમનો વિવાહ તે જગતનું એક કુતૂહલ ! પરંતુ અશ્વપતિએ જો કોઇ પણ પહેલી બાબત જોઇ હોય, તો પોતે પોતાની કન્યાને માટે જે પતિ નિશ્ચિત કર્યો તેનું કુલશીલ શ્રેષ્ટ છે કિંવા નહીં ? તે શ્રેષ્ટ છે એવું જ્યારે તેને જણાઇ આવ્યું. ત્યારે તેણે વેવાઇના દારિદ્ર તરફ લક્ષ આપ્યું નહીં; સત્યવાનની સાથે જ સાવિત્રીનો વિવાહ નક્કી કર્યો. એ વેળાએ અશ્વપતિએ કહ્યું છે; "**अनुरूपोहि युक्तश्च त्वं ममाहं तवापि च।**" આપ મને અનુરૂપ છો અને હું પણ આપની સાથે સંબંધ કરવાને યોગ્ય છું." આ ઉપરથી અશ્વપતિની દ્રષ્ટિ કુળશીલ જોવા તરફ કેવી હતી એ આપણને દેખાઇ આવે છે. તેણે પોતાની કન્યાનો વિવાહ નક્કી કર્યો ત્યારે મનમાં કહ્યું કે, "સત્યવાન જેવા રાજકુમારને પોતાની કન્યા આપવી તો કન્યાની એક પણ હોંશ બાકી રહેવી કામનું નહીં ! મારે આ એકની એક દીકરી ! એને આ પ્રસંગે આપું તેટલું થોડુંજ છે ! તેના મનને જે આનંદ, તેજ મારા મનને પણ આનંદ. એને આનંદ થાય એવુંજ મેં અશ્વપતિએ કરવું જોઇએ !" ત્યારે કન્યાએ કહ્યું,-"રાજકન્યાને ઉચિત એવોજ તમે વિવાહ કરો; પરંતુ મારા પિતાના વૈભવને લીધે દ્યુમત્સેનને લાજ ન આવવી જોઇએ; તેમને દુઃખ ન થવું જોઇએ ! તેમને દુઃખ થાય તો મને પણ તે દુઃખજ !" પરંતુ માલવીએ કહ્યું, "તેં તારો પતિ કેટલો સુંદર શોધી કહાડયો છે તો

વિવાહ એ અમારા મન પ્રમાણેજ થવો જોઇએ ! તું અમારી એકની એક દીકરી, અમારી હોંશ કયારે પૂરી થાય બેટા ! અમારૂં કૌતુક શું પૂર્ણ નહીં થવું જોઇએ ? લગ્ન થતાંજ તું આ ઘર છોડીને જશે, પણ પછવાડેથી તારા લગ્નની બાબતોજ માત્ર અમારા જીવનું સમાધાન કરનારી બાબતો !

સાવિત્રીએ કંઇજ જવાબ આપ્યો નહીં; પિતા માતા જે પ્રમાણે કહે તે પ્રમાણેજ તે વરતી. એ પ્રસંગે એ પ્રમાણે વર્તવાનો તેને કેટલો ઉત્સાહ !—

રાજકન્યાનો–એમાંય સાવિત્રી જેવી રૂપ ગુણોથી યુક્ત—જેની તોલે આવે એવી બીજી રાજકન્યા નહીં; એવી રાજકન્યાનો તે વિવાહ;–પછી એનું શું વર્ણન કરવું ? રાજા અશ્વપતિએ સાવિત્રીના લગ્નમાં મનને કેટલુંય અટકાવ્યું, તો પણ વિવાહની બહુ સારી તૈયારી કરી ! **સાસરાનું ઉદારત્વ એ ઉત્તમ જમાઇના લાભ ઉપરજ અવલંબી રહેલું હોય છે ! જમાઇ જેટલો ઉત્તમ તેટલું સાસરાનું ઉદારત્વ અધિક !** એમાંય જો તે કન્યા તેની લાડકી હોય તો એની ઉદારતાને કંઇ સીમાજ રહેતી નથી ! અશ્વપતિએ પણ બીજુ શું કર્યું ? એણે ખૂબ મોટા પાયાવર લગ્નની તૈયારી આદરી. રાજાની આજ્ઞા થતાંજ લાખ લાખ દૂત કામપર દોડયા ! રાજા આવ્યા, સમ્રાટ આવ્યા, દેવી માલવીના સર્વ પિયરીયાં આવ્યાં ! રાજાના સગાવ્હાલાં, સુહૃજ્જન, આવ્યાં. પ્રજાનો ઉત્સાહ અને આદરસત્કાર તો, અવર્ણનીયજ ! એ વેળાએ રાજા અશ્વપતિને અને દેવી માલવીને એટલી ભેટ સોગાદો આવી કે એકવાર મેઘધારાઓ ગણી શકાય કિંવા નભોમંડળના તારાઓ ગણી શકાય પણ એ ભેટ સોગાદો ગણી ગણીને મૂકતાં કોશાધ્યક્ષની ત્રેધા ઉડી ! સાવિત્રીને રત્નાલંકાર એટલા આવ્યા કે, તે સોનું, રૂપું અને તે રત્નો જોઇને, કેટલાકની દ્રષ્ટિજ ગઇ ! સોનાથી લાદેલા હજારો હાથી દ્યુમત્સેનના તપોવન તરફ ગયા, બહુમૂલ વસ્ત્રાભરણોથી ભરેલા હજારો ઘોડા અને રથ, એના તપોવન તરફ રવાના થયા ! વાજાંવાળા શું

નૃત્યાંગના શું, દાસદાસી શું, એની તો ગણતરીજ નહીં! નૃત્યાંગનાઓ એવી કુશળ અને રૂપવાન કે, દેવાંગનાઓ પણ તેની સામે જોઇ રહેવા લાગી! રાજા લોક પોતે અગાઉથી જઇને મંડપના કામો કરવા લાગ્યા. આકાશસદ્દશ્ય મંડપ બાંધ્યો! લગ્નની વેળાએ યાચકોને તેમજ ગરીબગરબાંઓને એટલું દાન આપવામાં આવ્યું કે તેઓ જન્મભરના શ્રીમંત થયા! મળેલું ધન લઇ જતાં લઇ જતાં તેઓ મુંઝાઇ ગયા! ભોજનેચ્છુઓને, તો તેઓ જેની જેની ઇચ્છા કરે તેના તેના પર્વત તેમની આગળ રચવામા આવ્યા! 'ભાતના ચન્દ્રાચળ, મિષ્ટાન્નના કનકાચળ, માખણના હિમાચળ, અને શાકભાજીના દ્રોણાચળ!' ત્યાં આગળ રચી દેવામાં આવ્યા હતા. શર્કરા ને ધૃત પણ કેટલું! સાકરના રણમાં ઘીની નદીઓ ચાલી હતી! આ પ્રસંગે ભોજનપ્રિય દ્વિજોએ તૃપ્ત થઇને અશ્વપતિને તથા તેની કન્યાને આશીર્વાદજ આશીર્વાદ દીધા. અશ્વપતિના સત્કારથી ઋષિ, મુનિ તેમજ રાજાઓ અત્યંત આનંદિત થયા. તેઓએ કહ્યું, "અહો! કેવો આ સત્કાર! આ અશ્વપતિના આજ્ઞાધારકોએ, આતિથ્યમાં અમને ડુબાડી દેવાની માંહોમાંહે હરિફાઇ આદરેલી છે!" જ્યારે લગ્ન થયું ત્યારે મંગળ વાદ્યના કડકડાટનો તો સીમાજ રહી નહીં! ને સાવિત્રીનો વિવાહ થયો.

પરંતુ વિવાહની શોભા કેવી હતી ને વિવાહ કેવો થયો એ કહેવાનો અમારો મુખ્ય હેતુ નથી; સાવિત્રીનુ મનોબલ એ પ્રસંગે કેટલું શ્રેષ્ટ હતું એજ અમારે આ પ્રકરણમાં કસોટીએ ચડાવી જોવું છે. કવિકલ્પનાને, હોમની વેળાએ તેના નેત્રમાંથી પડનારાં અશ્રુ મૌક્તિક સમાન લાગ્યાં હશે; સાવિત્રીનાં લગ્ન કવિજનોને સ્ફૂર્તિને કારણ થયાં હશે; કિંવા સાવિત્રીનો વિવાહવિધિ, બહુજ દાદમાદથી થયો હશે; એ પૈકી કોઇ પણ બાબતમાં આશ્ચર્ય કરવા જેવું કંઇજ નથી. રાજકન્યાનો વિવાહ તેવો થાયજ, એ કંઇ સામાન્ય જનોનો વિવાહ નહોતો. પરંતુ જે વેળા એ સાવિત્રીને માયરામાં પધરાવી એ વેળાએ તેના મનની અવસ્થા કેવી થઇ હશે! પત્રિકામાં માત્ર

મંગળજ આવ્યો તો સાસરો પુનઃ એ જમાઇનું નામ સુદ્ધાં લેતો નથી; તો પછી જે વધૂને પતિના મરણનું ભવિષ્ય અચુક જાણવામાં આવ્યું છે તે માયરામાં કેવી રીતે આવે? પતિનું મૃત્યુ જાણવામાં આવ્યા પછી સૌભાગ્યાલંકાર ધારણ કરવાનું કંઇ વધૂમાં સામર્થ્ય છે? સાવિત્રી! તું આ દિવ્ય કરવાને જ્યારે ઉભી રહી ત્યારે અમને સીતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થાય છે; સીતાએ પાતિવ્રત્ય સિદ્ધ કરવા સારૂ અગ્નિદિવ્ય કર્યું; અને છેવટે તે ભૂમિમાં સમાઇ ગઇ. પણ સાવિત્રીએ વીરકન્યાને ઉચિત એવું એ વખતે જે વર્તન કર્યું તેનું અમને વધુ કૌતુક થાય છે અને સાવિત્રીના આયુષ્યનો, એ વખતે માત્ર આરંભજ હતો! **પોતાનું પાવિત્ર્ય જગતમાં જીવીનેજ સિદ્ધ કરવું જોઇએ; જગતની નજરેથી અદ્રશ્ય થઇને નહીં.** સાવિત્રીએ એમજ કર્યું.

સાવિત્રી જ્યારે માયરામાં આવી ત્યારે તેને પતિનું અમરત્વ દેખાયું; વાદ્યોના ધ્વનિમાં તેને અમરત્વ સાંભળવામાં આવ્યું. ઋત્વિજોએ જે જે મંત્રોચ્ચાર કર્યા તેમાં તેને 'અમરત્વજ' દેખાયું! "પતિ દીર્ઘાયુ છે, પતિ દીર્ઘાયુ છે." એજ એક ધ્વનિ તે સાંભળતી હતી! એના મનમાં કશી પણ અશુભ કલ્પના આવી નહીં, કિંવા તેણે મુદ્રાપર યત્કિંચિત વિષણ્ણતા અથવા ચિંતા, દેખાવા દીધી નહીં; એનો આનંદ ઉલટો વધારેજ. ભવિતવ્ય શું તેને હાથમાંનું રમકડું લાગ્યું કે? "અરે કઠોર મૃત્યુ! હું પતિની બાજુમાં ઉભેલી હોવા છતાં શું તું એક વર્ષને અંતે પતિને લઇ જશે કે? શું સતિનું તેજ એ કંઇજ નહીં કે? આમજ જાણે તે કહેતી હોયની! સાવિત્રીએ જે આ અસામાન્ય ધૈર્ય બતાવ્યુ છે તે મૃત્યુને ભેટવા કરતાંય વધુ છે. હસતાં હસતાં મૃત્યુને ભેટી શકાય છે, પણ હસીને તેની વિડંબણા કરવી એ વાત જુદી છે, પરંતુ સાવિત્રીનો પતિ સુદ્ધાં સામાન્ય નહોતો;-તેણે તેના ગળામાં મંગળસૂત્ર બાંધતી વેળા કહ્યું, "હે પતિવ્રતા! પતિનું એટલે મારા જીવનનું કારણ, એવું આ મંગળસૂત્ર, હું તારા ગળામાં બાંધું છું. તું મારીસાથે સો વર્ષ

સુખેથી રહે ! (...**कण्ठ बध्नामि सुभगे सा जीव शरदां शतम्**') આમ સત્યવાને કહ્યું. અરે સત્યવાન! વર્ષ પછી તારૂં મૃત્યુ સર્જેલું હોવાછતાં તું આ કેવી રીતે બોલે છે?–સત્યવાને આમ કેમ કહ્યું? પરંતુ સત્યવાનને તેનું અદૃષ્ટ જાણમાં નહોતું. પણ સત્યવાન ફરીથી બોલ્યો,—'**હે કન્યા ! તું મારૂં અધઃપાતમાંથી રક્ષણ કરવા સારૂં મારી આગળ, બે બાજુએ ને પછવાડે નિરંતર દૈવત-રૂપે રહે !**' (**कन्ये ममाग्रतो भूयाः कन्ये मे देवि पार्श्वयोः। कन्ये मे पृष्ठतो भूयास्त्वद्दानान्मोक्षमाप्नुयाम्॥**) આગળજતાં સાવિત્રીએ આ વચન પાળ્યું નથી કે? અને જ્યારે, ઋત્વિજે તેને પાષાણપર ઉભી કરીને ('અશ્મારોહણ') બોલ્યા કે, "**સાવિત્રી! તારા પગ નીચેના આ પત્થર જેવો ઘટ્ટ છે તેવી મનથી ઘટ્ટ —સ્થિર થા !** જે કોઈ તારૂં અહિત કરનારા હોય તેમને તું તારા પોતાના સદ્વર્તનથી વશ કર." આ પણ આજ્ઞા સાવિત્રીએ આગળ જતાં પાળી છે. અને જ્યારે તેણે સત્યવાનની બરોબરજ આકાશમાં અરૂંધતિનું તથા સપ્તર્ષિનું દર્શન લીધું ત્યારે તે બોલી,–" મારો પતિ શતાયુ થાય ને મને સંતતિ થાય એવું હું ઇચ્છું છું. ('**जीव पत्नी प्रजां विंदे...**)" સાવિત્રીનું આ વચન પણ બીલકુલજ ખોટું થયું નથી.

આવી રીતે સપ્તપદી સુદ્ધાં જે જે મંત્ર ઋત્વિજોએ તેને ત્યારે કહ્યા, તે તે તેણે અર્થ સમજીને સ્વમુખે ઉચ્ચાર્યા, તેજ પ્રમાણે સત્યવાને પણ કર્યું. સત્યવાને સુદ્ધાં, સાવિત્રીને 'પત્ની' તરીકે સ્વીકારી લેતાં એ મંત્રોનો અર્થ બરાબર ધ્યાનમાં લીધો. અને છેવટે તેનું પાણિગ્રહણ કરતી વેળા કહ્યું, "**હે સ્ત્રી! તું મને પતિ કરીને, મારી સોબતમાં રહીને વૃદ્ધાવસ્થા સંપાદન કરનાર છે; અને તેથીજ તને સૌભાગ્ય પ્રાપ્ત થવા સારૂં હું તારૂં પાણિગ્રહણ કરૂં છું.** ભગ, અર્યમા, સવિતા, ને પુષા આ ચાર દેવોએ, ગૃહસ્થાશ્રમમાંના સર્વ કર્મ ચલાવવા સારૂં તને મારે સ્વાધીન કરી છે."




ઋત્વિજ્ો તેને પાષાણુપર ઊભી કરીને બોલ્યા કે, " સાવિત્રી ! તારા પગ નીચેનો આ પત્થર જેવો દૃઢ છે તેવો તું મનથી દૃઢ–સ્થિર થા ! "

] પૃ. ૧૨૦

અને એજ દ્રષ્ટિએ સત્યવાને સાવિત્રીનું પાણિગ્રહણ કર્યું. એવું પાણિગ્રહણ થતી વેળા સાવિત્રીને જે આનંદ થયો છે એનું વર્ણન કરવાનું સામર્થ્ય અમારી લેખણીમાં નથી; એ પ્રસંગે બન્નેના નિરનિરાળા રહેલા આનંદ, જાણે કે એકરૂપ થયા! સાવિત્રીને પોતાનો પતિ શોધવામાં જે કષ્ટ થયું હતું, એનું જાણે કે તેને ફળજ મળ્યું! તે આનંદ અત્યંત પવિત્ર! તે પ્રથમજ કરસ્પર્શ અત્યંત પવિત્ર! એ સ્પર્શ પછી, ચતુર્ભુજ વિષ્ણુના હાથમાંના કમળનો સ્પર્શ પણ, પતિવ્રતાને અપવિત્ર! પતિવ્રતા સાવિત્રી તે વેળાએ તેવુંજ સમજી.



# કન્યાની વિદાય !



## ( ૨૬ )



**अर्थो हि कन्या परकीय एव ।** ' ' કન્યા એ બીજાની થાપણ છે. એ અશ્વપતિને કેટલુંએ સમજાયું હોય તો પણ તેના મનનું સમાધાન થયું નહીં. રાજાના ને માલવીના મનને જે દુઃખ આજપર્યંત જણાયું નહીં; તે દુઃખ સાવિત્રીને રજા દેતી વેળા-તેને વળાવતી વેળા-તેમને જણાયું ! બન્ને આજ સાવિત્રીને છોડીને જવાના હતા ! તે ' કન્યાવિયોગ ' તેમના મનમાં આવતાંજ, તેમની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. જે કન્યા રાજમંદિરમાં ન્હાનેથી મોટી થઇ, તેને આજ વનવાસમાં,-દુઃખી દરિદ્રીની પર્ણકુટીમાં મૂકીને જતી વેળા તેમને શું લાગ્યું હશે ! સત્યવાન ગુણી હતો;-કન્યાને જેવો પતિ જોઇતો હતો તેવો તે હતો; પરંતુ કન્યાનો પતિ કેટલોએ ગુણવાળો, ને દયાળુ હોય, તો પણ માતાનું હૃદય એ પ્રસંગે વેહલું થવાનુંજ ! દેવી માલવી બોલી,-" સાવિત્રી ! તું ન્હાની હતી ત્યારે એકાદ દાસીની પેઠે મેં તારી સેવા કરી ! તેં અમારા કુળમાં જન્મ લઇને અમને ધન્ય કર્યાં ! તું અમારા નેત્રની જ્યોતિ; તું અમારૂં પ્રાણ સર્વસ્વ, તારાપર અમો ઉભયનો સર્વ જીવ ! આજ તને અહીં છોડીને જતો વેળા અમારા મનની શી સ્થિતિ થાય છે ! સાવિત્રી ! આ વનવાસનાં કષ્ટ તારાથી કેવી રીતે સહન થશે વારૂ ? તારો અહીંયા વખત કેવી રીતે જશે ? તું પંચપકવાનો છોડી દઇને અહીંના વનફળો ખાશે ! તે તને કેમ ભાવશે ! તું રાજકન્યાએ કદી તડકો જાણ્યો નથી, પવન પાણી વેઠયાં નથી, આ બધું તારાથી અહીં કેવી રીતે સહન થશે ? અહીં ચાલતી વખતે તારા પગમાં કાંટા-કુંટી વાગી જ્યારે તે લોહીલોહાણ થશે, ત્યારે તારી પાસે કોણ દોડી આવશે ! સાવિત્રી ! મૃદુ શય્યાપર સુદ્ધાં તને નિદ્રા આવતી નહોતી, તે નિદ્રા હવે તને અહીં આ શિલાખંડપર અને દર્ભની ચટાઇપર

કેવી રીતે આવશે ? તારા શબ્દની બરાબર જે હજારો દાસીઓ હાથ જોડીને આજ્ઞાની વાટ જોતી ઉભી રહેતી, તે દાસીઓ હવે અહીંયા ક્યાંથી આવશે ? સાવિત્રી ! તને રત્નાલંકારની કેટલી હોંશ ! પણ હવે આ ઠેકાણે રાની ફુલ સિવાય તને બીજું શું મળનાર છે ? સાવિત્રી ! આ યાતના, આ કષ્ટ તું કેવી રીતે સહન કરશે ? અને એટલુંએ કરીને સાસુ સસરાને તું કેવી રીતે પ્રસન્ન રાખશે ? નદીપરથી પાણી આણવું, પૂજા સારૂ પુષ્પો વીણવાં, ખાવાપીવાની વ્યવસ્થા કરવી, જન્મમાં જે એક સુદ્ધાં બાબત કરી નથી, તે આટલી બાબતો તું એકદમ કેવી રીતે કરશે ? તું પગલે પગલે ભૂલ કરશે ત્યારે તને પ્રેમથી કોણ સમજાવશે ? સાવિત્રી ! તારા જેવી ગુણવાન છોકરી આ જગતમાં કોઇ મળવાની નથી; એ તને છોડીને જતી વેળા અમારાં હૃદય વલોવાઈ જાય છે ! સાવિત્રી ! તું કંઇ પણ કેમ બોલતી નથી ? તું બીલકુલ મુગ્ધ છે; નહીં તો તને જરા જેટલી કષ્ટની કલ્પના આવી, કે તારૂં મુખ લાલ થઇ જતું હતું ! આજ એ મુખ ઉપર તારામાં અદ્ભુત સંયમ; નિર્વિકાર શાંતતા; નિર્મળ પ્રેમ; આત્યંતિક ઉત્સાહ દેખાય છે. એનું અમને આશ્ચર્ય થાય છે !"

સાવિત્રીએ કહ્યું,—"મા ! તારૂં હૃદય એટલે ભક્તિની ધારા ! આનંદનું સ્થાન ! તારા નામમાં જે અમૃત છે, તે અમૃત ઈંદ્રના ભંડારમાં પણ નથી; હું તારો ઉપદેશ કદિ પણ વિસરવાની નથી ! તારી મૂર્તિ–તેં મને જે શિખામણો આપી છે તે શિખામણો, નજર સામે રાખીને હું હમેશાં વર્તીશ. તારો આશિર્વાદ તેમને તથા મને બન્નેને હોય એટલે મને કોઈ પણ જાતનું કષ્ટ જણાવાનું નથી; હું મોટા આનંદથી તે સહન કરીશ. હું રાજકન્યા છું એટલે શું થયું ? તેં મને સુખદુઃખ એટલે શું એ બધું શીખવ્યું છે. માતાપિતાનો આશીર્વાદ એજ કન્યાનો હિતકર્ત્તા હોય છે. તો પછી તું શા સારૂ શોક કરે છે ?"

માલવીએ કહ્યું, "આજ પર્યંત તારા જેવી રાજકન્યા કોઇ થઇ નથી, કે જેણે વૈભવનો ત્યાગ કરીને પતિને માટે આનંદથી વનવાસનું કષ્ટ સ્વીકાર્યું હોય ! રાજમંદિરમાં જતાંય રાજકન્યાઓની

આંખમાં આંસુ આવે છે, પણ તને વનવાસમાં રહેવાનો પ્રસંગ આવ્યો હોવા છતાં તારી આંખોમાં અશ્રુનું બિંદુ પણ નથી; ઉલટી તું હસે છે, એનું હું કેટલું કૌતુક કરૂં ?" આમ કહીને માલવીએ સાવિત્રીને અનેકવાર છાતીમાં ઘાલી અને છેવટે તેના મુખપર તેમજ મસ્તકપર પ્રેમથી હાથ ફેરવીને કહ્યું; "સાવિત્રી ! પતિ એજ સ્ત્રીનું દૈવત. તેનાથી પતિવિના કોઇ પણ અન્ય પરમેશ્વરના પગ પકડી શકાતા નથી; તેમને પતિ એજ પરમેશ્વર ! બેટા ! તું ભાગ્યવતી થા; ઉભય કુળોનું લૌકિક વધાર અને તારા પતિને પ્રિય થા ! હું તને બીજું શું વધારે કહું ! સાવિત્રી ! અમે બન્ને હવે વિદાય થઇએ છીએ !"

એ વખતે પિતાએ સાવિત્રીને કહ્યું, "બેટા સાવિત્રી ! તને આટલાં બધાં આભૂષણો ન જોઇતાં હોય તો પણ આ થોડાં રાખ" આમ કહીને પિતાએ અમૂલ્ય એવા અનેક રત્નાલંકાર તેને સ્ત્રીધન તરીકે આપ્યા, ને કહ્યું, "રાજકન્યાને યોગ્ય અને શોભે એવીજ રીતે વરત, હવે અમે રજા લઇએ છીએ !–"

એ વખતે સત્યવાને સાસુ તથા સસરાને અત્યંત આદર અને ભક્તિભાવપૂર્વક નમસ્કાર કર્યા. દ્યુમત્સેને તેમજ મહારાણીએ પણ તેમનો સામો સત્કાર કરીને તેમને અત્યંત પ્રેમ ભર્યા હૃદયે રજા આપી. માલવીનું તપોવનમાંનું થોડા દિવસનું વાસ્તવ્ય, અશ્વપતિનો કન્યા ઉપરનો પ્રેમ, વગેરે બાબતોએ તાપસકન્યાઓનું ચિત્ત બહુજ આકર્ષણ કરી લીધું ! માલવી અને રાજા ઉભયને જતી વેળાએ તાપસકન્યાઓએ કહ્યું, "તમે કંઇજ દુઃખ ન કરશો ! તમારી કન્યા એટલી સુજાણ છે કે તેણે પોતાના આચરણથી તપોવનમાં રહેનારા બધાઓનાં મન કયારનાંએ જીતી લીધાં છે ! તેને અમે અમારી 'સ્વામિની' માનીએ છીએ ! આ તપોવનની સાવિત્રી હવે સ્વામિની થઇ છે !"

તપોવનમાંના ઋષિ–મહર્ષિઓએ, રાજા અશ્વપતિને તથા દેવી માલવીને અનેક પ્રકારે સમજાવીને, એ ઉભયનું દુઃખ હલકું કરવાનો પ્રયત્ન કર્યો; ને જતી વખતે તેમને શુભાશીર્વાદ દીધા !

# સંસારી સાવિત્રી



૨૭





'મન ગમતી પુત્રવધુ મળવી એ ઘણીજ થોડી સાસુઓના નશીબમાં હોય છે !' પરંતુ દેવી શૈબ્યાને તેમ લાગ્યું નહીં ! સાવિત્રી તપોવનમાંથી ગઇ, ને પાછી તે વહુ તરીકે આશ્રમમાં આવી ત્યાં સુધી તે એક મહાદાશ્ચર્યમાંજ હતી ! એને પ્રત્યેક વાતનું આશ્ચર્યજ લાગતું હતું ! 'સાવિત્રી સત્યવાનની પત્ની થઇને, તે સ્નુષા તરીકે પર્ણકુટિમાં પાછી આવશે,' એમ તેને કદીજ લાગ્યું નહોતું ! પરંતુ તે ચમત્કાર થયો !! સાવિત્રી મહારાણીની સ્નુષા થઇ ! અને એવી એ સ્નુષા થતાંજ મહારાણીને એમ થઇ ગયું કે 'આ વહુને હું કયાં રાખું ને કયાં ન રાખું ?' તેણે પણ રાજ્યવૈભવનો ઉપભોગ લીધેલો; રાજસ્ત્રીઓ વિપત્તિમાં પડયા પછી તેમને કેવું કષ્ટ થાય છે,—કલેશ થાય છે એ તે જાણતી હતી. અને તેથીજ સાવિત્રીનું તેને વધુ કૌતુક ! "સાવિત્રીના પિતાએ તેને કદી દુઃખ આપેલું નહીં; તેના માતાપિતાને તે એકની એક દીકરી, તેથી હથેળીમાંના ફોલ્લાની જેમ તેને રાખેલી !" તેને પોતાના હાથ નીચે, અને એ સુદ્ધાં વનવાસમાં, 'સ્નુષા' તરીકે રાખવાના,—આ દેવી સામે કેવડો મોટો પ્રશ્ન ! પણ સાવિત્રી કેટલી ચતુર !—તેણે પોતાની સાસુના મનમાંનો એ પહેલો પ્રશ્ન, તરતજ ઓળખી લીધો !

અને તેણે સાસુના મનને આનંદ થાય એવી રીતે તપોવનમાં,–પતિ ગૃહે વરતવાની શરૂઆત કરી.

પત્ની, કંઇ પતિને રૂપથી વશ કરી લઇ શકતી નથી; એકલા ગુણોથી કિંવા પિતૃધનથી પણ તે પતિને વશ કરી શકતી નથી; પત્ની પતિને ફક્ત આત્મસમર્પણથી વશ કરી શકે છે. સાવિત્રી પોતે સામાન્ય ધનિકની કન્યા નહોતી; તે એક મહાન રાજાની કન્યા હતી; અમે અગાઉ કહેલુંજ છે કે, પિતાની ને માતાની રજા લેતી વેળાએ તેની આંખમાંથી આંસુ આવ્યાં નહીં ! કિંવા પતિને ઘરે રહેવાનું છે તેથી પ્રથમ તેમજ ક્યારેય, તેને યત્કિંચિત પણ દુ:ખ થયું નહીં; ઉલટી તે વધારેજ આનંદમાં હતી; શાંત હતી; કિંબહુના એણે પોતાની માને ઉપદેશ સુદ્ધાં આપ્યો.'' આવા ગુણ –આવી મનની વૃત્તિ બહુજ થોડી વધૂઓમાં હોય છે. અને એનેજ અમે વધૂના આત્મસમર્પણનું જ્ઞાન કહીએ છીએ. જ્યારે તેનું સત્યવાનની સાથે લગ્ન થયું ત્યારે તેણે એક મંત્ર સાંભળ્યો હતો, ને તે તેણે સારી રીતે ધ્યાનમાં રાખ્યો હતો. સત્યવાને એ વખતે કહ્યું હતું;—"...**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्रवां भव** ।...હે ભાર્યા સાસરાની ઉત્તમ પ્રકારે સેવા કરીને તેમને તું માનીતી થઇને તેમની પાસેથી 'બહુમાન' પ્રાપ્ત કર, તેવીજ રીતે વળી માતા પાસેથી સુદ્ધાં 'બહુમાન' મેળવ.'' સાવિત્રીએ તેમજ કર્યું. સાવિત્રીને સાસરાની આજ્ઞા એ વેદની આજ્ઞા લાગી; અને સાસુની આજ્ઞા એ સ્મૃતિ તુલ્ય લાગી. જેને આમ લાગ્યું, આજ્ઞાપાલનની બાબતમાં જે આટલી તત્પર–તેણે સાસુ સસરાનાં મન પોતાની સેવાથી જીત્યાં હશે એ કહેવું જોઇએ એમ નથી.

પરંતુ સાસુસસરાનું મન જીતીનેજ ચાલ્યું હોત તો સર્વ સ્ત્રીઓનો સંસાર સુખરૂપજ થયો હોત. પણ સાવિત્રીને, સાસુસસરાને પ્રસન્ન કરી, પતિનુંએ મન સંભાળવાનું હતું. જેને બીજાની સેવા કરવી એ લગ્ન પર્યંત:માહિત નહોતું, ઉલટું તેનીજ સેવા કરવાને જે ઠેકાણે હજારો દાસીઓ હતી; તેજ કન્યા સ્નુષા બનીને પતિનું

તેમજ સાસુસસરાનું મન જીતી લઈને 'સ્વાચાર પદ્ધતિથી' બીજાને ઉદાહરણ ઘાલી આપવાને યોગ્ય બને છે ! એ કેટલી નવાઈ ! પરંતુ આશ્ચર્યની વાત, સાવિત્રીનું વધુ પડતું મુગ્ધપણું, ત્યાંજ અટક્યું નહીં ! પિયરની સંપત્તિના ગુણગાન ન ગાતાં ને પુનઃ ફળમૂળકંદ-રસને અમૃતના કરતાંય મધુર માનવાં, શું એ ! સાવિત્રી જો, પોતાના પિયરની સંપત્તિના ને પંચપકવાનોનાં ગુણગાન ગાવા ઈચ્છિત તો તેનાથી તે કેટલાય ગાઈ શકાયા હોત ! પણ તેણે તે ગાયાં નહીં ! તે જાણતી હતી કે "મનુષ્યને જ્યારે વિપત્કાળ આવે છે, ત્યારે પુરૂષ જો કે કેટલોય અવિવેકથી વર્તે તો પણ કુળવધુ, એ અવગુણોનો કિંવા નિંદાનો જીભ્હાથી ઉચ્ચાર પણ કરતી નથી."

પરંતુ સાવિત્રીનામાં બીજો પણ જે એક ગુણ હતો તે તેના સંસાર સુખને કારણરૂપ થયો; તે ગુણ જોવાથી અમારી મતિ દિંગ થઈ જાય છે ! પતિના સંસારની સાથે એકરૂપ થવા સારૂ તેણે કેટલા ઉત્કટ પ્રયત્ન કર્યા એ, એ ઉપરથી દેખાઈ આવે છે. સાસરે આવ્યા પછી, 'હું એક વેળા રાજકન્યા હતી." એ તે બીલકુલ વિસરીજ ગઈ ! સામાન્ય સ્ત્રીઓને અભિમાનની વાતો તે બે ! અલંકાર અને બહુમોલ વસ્ત્રો ! પરંતુ સાવિત્રીએ સાસરે આવતાંજ બહુમૂલાં વસ્ત્રોનો ત્યાગ કરીને વલ્કલો ધારણ કર્યાં; ને અલંકારને પણ તજી દીધા. 'પતિ સિવાય આ દુનિયામાં સતિને બીજો કયો અલંકાર છે ?' આમ તેને લાગ્યું. તેણે અલંકારનો ત્યાગ કર્યો ત્યારે સાસુનું મન પણ દિગ્મૂઢ થઈ ગયું. તેને અત્યંત દુઃખ થયું ! તે જો કે વન-વાસમાં હતી તો પણ રાજકન્યાએ પોતાના શરીરપરના દાગીના ઉતારી નાંખવા એ વાત તેને અત્યંત દુઃખકારક લાગી. તેણે કહ્યું "સાવિત્રી ! આ તું શું કરે છે ? આ તારૂં સ્ત્રીધન; તારે હક્કથી પહેરીને ફરવું જોઈએ. પણ તું એ અલંકાર ઉતારી નાખે છે તો તને શું કહેવું ? વહુના શરીરપર દાગીના જોઈનેજ અમો સાસુઓને આનંદ થાય છે; અને તું વહુ તો દાગીના પહેરવાની હોંશનો ત્યાગ કરે છે ! અમે વૈભવહીન થયા હોઈએ, સ્વરાજ્યથી વંચિત થયા

હોઇએ, તો પણ તને દાગીના પહેરવાને કંઇએ હરકત નથી. તું દાગીના પહેર! આ સુંદર વસ્ત્રો પહેરવાને તને જરાએ હરકત નથી; બેટા!"

પરંતુ સાવિત્રીએ કહ્યું, "આ વનમાં આવ્યા પછી દાગીનાથી હું બીલકુલજ ખરાબ દેખાવા લાગી છું! આ દાગીના ને ઉંચા વસ્ત્રો મારા સૌંદર્યને કમી કરે છે! હું એનો ત્યાગ કરૂં છું. આપે વલ્કલો પહેર્યાં પછી હું આ કિંમતી વસ્ત્રો પહેરીને કેવી રીતે ફરૂં?" આ વખતે સાસુની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તેણે સાવિત્રીને શરીરે હાથ ફેરવીને કહ્યું, "બેટા, આ અલંકાર ઉતારવાને હું તને કદિ પણ કહેવાની નથી! રાજાની કુંવરીએ એમ નહીં કરવું જોઇએ." "પરંતુ સાવિત્રી બોલી, "દેહને શણગારવો એમાં શું છે? સ્ત્રીઓને સદ્‌ગુણ એજ મોટો અલંકાર છે. સિવાય, તે–સત્યવાન–મારા કેવડા મોટા અલંકાર!"

રાજકન્યા સાવિત્રી અલંકાર ધારણ કરતી નથી એમ જ્યારે દ્યુમત્સેને જાણ્યું ત્યારે તે આશ્ચર્યથી સ્તંભિતજ થયો! એણે મહારાણી શૈબ્યાને કહ્યું, "શું! સાવિત્રી અલંકાર પહેરતી નથી? અરે, એ બીજા કંઇ અલંકારને માટે તો નથી રીસાણીને? લગ્ન થએલી છોકરીને અલંકાર ગમતા નથી એ બહુ આશ્ચર્યની વાત! નહીં તો તેમની અલંકાર અને વસ્ત્રભરણોને માટે કેટલી ઇચ્છા! સાવિત્રીને એ ઇચ્છા નથી? પિતાએ આપેલા અલંકારનુંય તેને અભિમાન નથી? મને આ વાત ખરીજ લાગતી નથી! તેં એને કંઇ સમજાવીને ન કહ્યું કે? રાજકન્યા થઇને આમ કરવું બહુ ખરાબ! પછી અન્ય સ્ત્રીઓએ શું કરવું?"

શૈબ્યાએ કહ્યું; "વહુ બહુજ હઠી; નહીં તો તે સાસુનો એક શબ્દ ઉલ્લંઘવાની નહીં! કોઇ કામમાં કદી ચુકવાની નહીં! રાજકન્યા તરીકે અમુક કામ હું કેમ કરૂં? આમ તેણે કયારેય પણ બોલી બતાવ્યું નથી; અને કૃતિથી તો નહીંજ નહીં! પોતાના કામમાં કેટલી બધી દક્ષ! સાસુને એક શબ્દથીએ કહેવું પડતું નથી!

સફા-સંમાર્જન કેવું વખતનું વખતસર, રાંગોળી પણ વખતની વખતસર; વાસણકુસણ કેવાં માંજી લુછીને સ્વચ્છ! સાસુને કંઇ પૂછવાનું હોય તો કેટલા થોડા શબ્દોમાં ને તે વિનયથી; પ્રત્યેક વસ્તુ જુઓ જ્યાંની ત્યાંજ!"

"બીલકુલ ખરૂં;" દ્યુમત્સેને કહ્યું, "મારી જોષ્ટિકા જ્યાંની ત્યાં, પાવડીઓ જ્યાંની ત્યાં! કમંડલું, જેનું તે ઠેકાણે; સ્મરણી પણ જ્યાંની ત્યાં! વ્યાઘ્રાંબર કેવું ઝાડી ઝુડીને સ્વચ્છ! પૂજા સાહિત્યમાં ક્યારેય પણ કંઇ કમી હોય નહીં. ચંદન તો એવું મજેનું કરેલું હોય કે વાહ! રાજકન્યા થઇને આવું કામ કરવું બહુજ કઠીણ સમજી...ઘરે સિદ્ધિજ શ્રમ કરી રહી છે!"

શૈબ્યાએ કહ્યું, "સત્યવાન કહે છે, 'માતા! તારી વહુ તે સાક્ષાત 'રાજ્યલક્ષ્મી ...! રાજ્યલક્ષ્મી પર્ણકુટીમાં રહેવા આવીને પોતાના સસરાને દારિદ્રમાંથી મુક્ત કરવા સારૂ કષ્ટ કરે છે! સાવિત્રી એટલે રાજ્યલક્ષ્મી!' છોકરો એનું કેટલું કૌતુક કરે છે! હરઘડી તેનું કૌતુક! એના કૌતુક સિવાય એનો એક ક્ષણ પણ જતો નથી!"

દ્યુમત્સેન કહ્યું, "–અને તપોવનમાંના ઋષિઓ સુદ્ધાં કહે છે, 'દ્યુમત્સેન! તારી સ્નુષાનો નમસ્કાર લેવામાં અમને પરમ આનંદ થાય છે! તારી પુત્રવધુ મહાભાગ્યશાલિની છે! સત્યવાન મોટો ભાગ્યશાળી, તેથીજ તેને આવી પત્ની મળી.' ખરેખર બીલકુલ સત્ય! સાસુસસરાની બાબતમાં વહુને કેટલો આદર!–નહીં તો રાજકન્યા થઇને વનમાં સાસુસસરાની મરજી સંભાળીને ચાર માણસોમાં સારા કહેવડાવી લેવું બહુ કઠીણ! પતિની સેવા તો કોઇએ કરે! પણ ખરેખર તે દેવતા છે. દેવતા તે એના કરતાં બીજી શી હોય છે! માબાપે એને બહુજ સારૂં શિક્ષણ આપ્યું છે,–ખરેખર તે દેવતા!"

અમે પણ સાવિત્રીને દેવતાજ કહીએ છીએ, સાસરાએ વહુને દેવતા કહેવું બહુજ મહત્વની વાત.' સાવિત્રીએ દેવત્વ મેળવ્યું; સંસારમાં સાવિત્રી 'દેવત્વ' પર્યંત જઇ પહોંચી! મનુષ્યત્વમાંથી

દેવત્વ તરફ જવાની જે અશક્ય વાત, તે સાવિત્રીએ સિદ્ધ કરી ! સાવિત્રી દેવતા થઇ. અમે પણ બીજું શું ઇચ્છિએ છીએ ?—સ્ત્રીએ પોતાના સંસારમાં દેવત્વ પર્યંત જવું, એજ અમે ઇચ્છિએ છીએ. **સાવિત્રીએ પતિને દેવ માનીને જો કોઇ બાબત સાધ્ય કરી હોય, તો તેણે પોતાના સંસારમાં દેવત્વ મેળવ્યું; સાવિત્રી 'દેવતા' થઈ.** એ દેવત્વવિના, સ્ત્રીએ બીજી હજાર બાબતો સાધ્ય કરી હોય અને સંસાર કર્યો હોય તો પણ તે દેવત્વ પર્યંત પહોંચી એમ કોણ કહેશે ? અને એમ કહેવાય પણ કેવી રીતે ? કારણ દેવતાપણું 'દેવત્વ'નાં કરતા ભિન્ન નથી હોતું. દેવતાપણું દેવત્વથી કદિજ જુદું નથી હોતું, નિદાન સત્યયુગમાં તો એમ મનાતું નહીં, સત્યયુગમાં એકજ રિવાજ હતો અને તે એ કે, "દેવત્વ હોય તોજ દેવતા કહી શકાય !" અને તેમ હોય તો અમે પણ કહીએ છીએ કે, "**यत्र नार्यऽस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥**'

જે ઘરમાં દેવતા હોય છે એજ ઠેકાણે દેવતા પણ રમે છે અન્ય ઠેકાણે તે કેવી રીતે રમે ? **દેવતા રમવાને ઘરમાં પણ દેવતા હોવી જોઇએ.** સાવિત્રી પોતે જેવી એક રાજકન્યા હતી, તેવી તે રાજકન્યામાંથી કષ્ટ કરનારી સુશીલ ગૃહિણી પણ થઇ શકી; એજ તેના સંસારમાંનું અદ્‌ભુતત્વ, **ગરીબાઈમાંથી શ્રીમંતાઇમાં પડયા પછી સુ-ગૃહિણીત્વ સિદ્ધ કરવું વિશેષ કઠીણ નથી; પરંતુ તે ગરીબાઈમાં પડયા પછી બહુજ કઠીણ,** પણ સાવિત્રીએ તે સહજ સિદ્ધ કરી બતાવ્યું; તે એટલું સિદ્ધ કરી બતાવ્યું કે જગતમાં એને જોડ નથી ! શ્રીમન્તાઇમાં ગૃહિણીનો આદર્શ નિરાળો અને ગરિબાઇમાં નિરાળો, એવું નથી. ગૃહિણીનો આદર્શ કયો કે, તે અહીંતહીંથી એકજ; તેજ અમને સાવિત્રીના ચરિત્રમાં જણાઇ આવે છે. **સાવિત્રી રાજકન્યામાંથી સુ-ગૃહિણી બની.**

આ વેળાએ તેનું પૂર્વ શિક્ષણ સુગૃહિણી બનવાને તેને કેવું ઉપયોગી પડયું તે લક્ષમાં લેવું જોઇએ. એવું શિક્ષણ તેને ન મળ્યું હોત તો તે સુગૃહિણી થઇજ નહોત. 'સુશિક્ષણવિના સુગૃહિણી'ની આશા

કરવી વ્યર્થ છે. રૂક્મિણીએ કૃષ્ણગૃહે પ્રવેશ કર્યા પછી રેવતીએ તેનો હાથ પકડીને કહ્યું છે કે, તું કૃષ્ણને વરીને આવી ખરી પણ એની બરોબર લેવા દેવાની તેમજ ગૃહકાર્યની ચિંતા તારે માથે પડી છે. અહીંની રીત એવી છે કે, ચિત્તવૃત્તિ સુચિત રાખવી ને બધાને કૃષ્ણતુલ્ય માનવાં કે જેથી કરી શ્રીપતિ સંતુષ્ટ થાય.

રેવતીનો આ ઉપદેશ તો સાસરે ગએલી પ્રત્યેક વધૂ ધ્યાનમાં રાખશેજ; પણ સાવિત્રીને એવો ઉપદેશ આપવાને કોઇ ન હોવા છતાં તેણે સુગૃહિણીત્વ કેવી રીતે સિદ્ધ કર્યું એ પ્રત્યેક કુલવધૂએ મનમાં રાખવા જેવું છે. પતિ સિવાય કુટુંબમાંના બીજા ઘટકાવયવ જે સાસુસસરો વગેરે, તેમની સાથે સાવિત્રી કેવી સમરસ થઇ ગઇ તેનું તો તે સ્પષ્ટ ઉદાહરણજ છે. પરંતુ જેવી તેની વર્તણુક મીઠી હતી તેમ તેનું બોલવું ચાલવું પણ બહુજ મધુર હતું. સત્યવાન જ્યારે વનમાંથી કાષ્ટ–સમીધા લઇને આશ્રમમાં આવતો ત્યારે સાવિત્રી, એ કાષ્ટનો ભારો ઉતરાવવાને સામે જતી, એ વખતે સત્યવાનની આંખોમાં અશ્રુ ઉભાં રહેતાં ! સત્યવાન કહેતો, "સાવિત્રી ! રાજકન્યા થઇને તને આ કેવું કષ્ટ." સાવિત્રી કહેતી, "આપ રાજપુત્ર થઇને વનમાંથી કાષ્ટ આણો એ વધુ કષ્ટ; આપના કષ્ટ આગળ મારૂં કષ્ટ શા હિસાબમાં !". સાસુસસરો જ્યારે તેને કહેતા કે, "વહુ બેટા આજ તેં બધા પદાર્થ સાકરના કર્યા છે કે શું !" ત્યારે સાવિત્રી વિનયથી જવાબ આપતી, "વનમાંથી આવતી વેળા તેમણે મધ ભરી આણ્યું હતું !" આવા સાવિત્રીની રસોઇમાં મીઠાશ ! સત્યવાનને તો તેના હાથનો એક એક પદાર્થ તે પ્રત્યક્ષ અન્નપૂર્ણાનાજ હાથનો! પદાર્થ લાગતો ! આટલી એ પદાર્થમાં મિષ્ટતા ! એવી એ મધુરતા ઉત્પન્ન કરવાનું ભાગ્ય, 'સૂર્યે થાળી ન આપેલી હોવા છતાં,' એકલી સાવિત્રીનેજ લાધ્યું ! વનમાંના લાકડાંપર રસોઇ કરનારી રાજકન્યા સાવિત્રી, પદાર્થમાં આટલી મીઠાશ ઉત્પન્ન કરે છે, એ અમે તેના ચરિત્રમાં પ્રથમજ જોઇએ છીએ ! અને તેથીજ સાવિત્રીનું અમને વધુ કૌતુક !

રાજકન્યા થઇને પણ તેણે શરીરપોષણાર્થં તમામ પ્રકારની અભિરૂચીને છોડી દીધી હતી, તો પણ સંસારમાં તે જે મેળવતી હતી તે બહુજ મહાન હતું. કેટલાય વર્ષના વર્ષ સુધી તપ કરનારી ને મહાતપસ્વિની,–અવિવાહિતા **અંબાને**–કાશિરાજની કન્યાને જે મળ્યું નહીં, તે સાવિત્રીએ એક વર્ષના સંસારમાં મેળવ્યું. અંબાએ ઇચ્છા મરણી ભીષ્મને મારવાનો વર મેળવીનેએ, તે દેવતા થઇ શકી નહીં !

સત્યવાનનો સાવિત્રી ઉપર તો એટલો પ્રેમ કે, કહીજ શકાય નહીં ! સાવિત્રીનો મુખચન્દ્ર કિંચિત દૃષ્ટિઆડે થયો કે તેને યાતના થતી ! પરંતુ એમ છતાં તેણે માતાપિતાની સેવામાં યત્કિંચિત સુદ્ધાં અંતર પડવા દીધું નહીં ! આકાશમાંનો ચન્દ્ર પૌર્ણિમાએજ પૂર્ણ ! પણ સાવિત્રીનો મુખચન્દ્ર તો હંમેશાંજ પૂર્ણ ! આકાશમાંના ચંદ્રને ક્યારેક જ ગ્રહણ ! પણ સાવિત્રીના મુખચન્દ્રને, સત્યવાનનું સર્વદાજ ગ્રહણ ! એ વેળાએ માતાપિતાની ભક્તિ કરવામાં સત્યવાનને ખૂબજ ઉત્સાહ !

પતિની જે જે વસ્તુઓપર પ્રીતિ, તે તે વસ્તુઓપર સાવિત્રીની સુદ્ધાં પ્રીતિ ! સત્યવાન તપોવનમાં ફરતો હોય ત્યારે જે જે ઠેકાણે તેનાં પગલાં પડેલાં દેખાતાં, તેમાંનું પ્રત્યેક રજકણ, સાવિત્રીને શીરોધાર્ય લાગતું ! પતિપરના પ્રેમને લીધે રાજકન્યા હોવા છતાં વનમાંનું કશુંય કષ્ટ તેને લાગ્યું નથી. સત્યવાન, પત્નીની બાબતમાં જ્યાં ત્યાં મુગ્ધ દેખાઈ આવે છે, એનું એજ કારણ કે, તેને બોલવા જેવું સાવિત્રી કંઇજ રહેવા દેતી નહીં ! પતિ કાર્યની બાબતમાં તે હંમેશાંજ દક્ષ હતી. એ એકબીજાને, એકબીજાની કદિ બ્હીકજ લાગતી નહીં ! કારણ તે પતિપત્ની; બન્નેય સજ્જન; સજ્જનોનો સજ્જનોને કદિ ભય લાગે છે શું !

સાવિત્રીના સંસારની બાબતમાં કહેતી વેળા 'સાવિત્રીના પતિપ્રેમની બાબતમાં' અમે બહુજ થોડું કહ્યું છે. વાસ્તવિક તેજ વધારે

કહેવું જોઇતુ હતું! 'સાવિત્રીના સત્યવાન ઉપરના પ્રેમની બાબતમાં શું કહેવું ?' તે સત્યવાન ઉપરનો પ્રેમ એ પણ સાવિત્રીનું એક વૈશિષ્ટ્ય હતું. કેવળ સાંસારિક જીવન તેને આદર્શ બનાવી શકયું નહીં.

સાવિત્રીએ એક વર્ષ જે સંસાર કર્યો તે આ પ્રકારનો હતો. સાવિત્રીએ સંસાર કર્યો તે એકજ વર્ષ, પણ તે આજ હજારો વર્ષથી સર્વ જગતને આદર્શ થઇ રહ્યો છે. શ્રીયુત ચિંતામણરાવ વૈદ્ય કહે છે. 'સાવિત્રીનું આખ્યાન એટલે આ બાબતમાં આપણી સામે એક પાતિવ્રત્ય ધર્મનું અતિ ઉદાત્ત, મૂર્તિમંત સુંદર પૂતળુંજ મહાભારતમાં ઉભું કરેલું છે...સ્ત્રીઓના પાતિવ્રત્યનું અતિશય ઉદાત્ત સ્વરૂપ એમાં વર્ણવ્યું છે...' આના કરતાં અમે પણ સાવિત્રીના સંસારની બાબતમાં બીજું શું વધુ કહેવાના હતા ?

———



# સાવિત્રીનો પતિપ્રેમ.





(૨૮)

પતિવ્રતાનું જીવન એ કંઈ જુદુંજ; એમાંય સાવિત્રીનું જીવન, એ તો બહુજ જુદું હતું. સાવિત્રી જેવી પતિવ્રતા, આજ પર્યન્ત પુષ્કળ થઈ હશે, આજેય હશે ને ભવિષ્યમાં પણ થશે, પરંતુ સાવિત્રીની યોગ્યતા બહુજ થોડીને આવશે. સાવિત્રી એકજ થઈ ગઈ, બીજી થવાની નથી. સીતા પણ પતિવ્રતા હતી, સુલોચનાએ પોતાના પાતિવ્રત્યવડે ઇન્દ્રજીતના મસ્તકને હસાવ્યું, રાજપુત્રી દમયંતિએ નળને માટે ગૃહત્યાગ કરીને વનવાસ સ્વીકાર્યો. આ પ્રમાણે અન્યાન્ય પતિવ્રતા પુષ્કળ થઈ છે. એમનો પતિપ્રેમ યત્કિંચિત સુદ્ધાં ઓછો નહોતો. સીતાએ તો વનવાસમાં જતી વેળાએ કહ્યું હતું કે, 'હે રામ ! તારી સાથે આવવામાં મને કશુંય દુ:ખ નથી; તું જે ઠેકાણે હશે, એજ ઠેકાણે મને સ્વર્ગ, અને અન્ય ઠેકાણે નર્ક ! રસ્તાપરની ધૂળને હું ચંદનની ભૂકી માનીશ; કંદ ફળ ફુલને હું પંચપકવાનો સમજીશ, રસ્તાપરના કાંટા રેશમના સ્પર્શની પેઠે મને મૃદુ લાગશે ! " દમયંતિએ કહ્યું છે, " હે નળ! તારાપર દ્રષ્ટિ રાખીને હું કરોડો દુ:ખને વિસરી જઈશ. તારી સાથેજ અખિલ સૃષ્ટિ મને સુખભરી જણાશે. " આમ તેને સુદ્ધાં પ્રેમ નિ:સીમ હતો. અને અમે પણ, પતિવ્રતાના જીવનમાં તેમની પતિપરની ભક્તિને પહેલું સ્થાન આપીએ છીએ. પતિપરની ભક્તિ એજ પતિવ્રતાનું જીવન; એમ અનેકોએ સિદ્ધ કર્યું છે. પરંતુ પતિપત્નીના જી-

વનમાંની અભિન્નતા કોઇએ સિદ્ધ કરી નથી. પતિ અને પત્ની એ એકજ, પતિ અને પત્ની એ ભિન્ન નથી; '**भर्ता सा स्मृताङ्गना।**' આમ મનુસ્મૃતિએ પણ કહ્યું છે. સાવિત્રીના જીવનમાં એ બીના પ્રમુખપણે નજરે પડે છે. સાવિત્રીનું ને સત્યવાનનું લગ્ન થઇ તેમનામાં અભિન્નતા ઉત્પન્ન થઈ. ને '**अन्योन्यस्याव्यमीचारो भवेदामरणान्तिकः॥**' "તારો ને મારો પ્રેમ આમરણ કાયમ રહો," આ વચન તેમણે સાર્થ કરી બતાવ્યું. પરન્તુ, આવું વચન સાર્થ કરી બતાવનારી બીજી અનેક સ્ત્રીઓ નથી થઇ કેમ? જે સ્ત્રીઓ સલાહ મસલતમાં મંત્રીની પેઠે, લલિતકલામાં પટ્ટશિષ્યાસમાન, પતિને ભોજન કરી જમાડવામાં માતા પ્રમાણે ને પતિનો જીવ કે પ્રાણ, આવી ઉચ્ચ ગૃહિણીઓ થઇ છે; સીતા એવીજ હતી. દ્રૌપદી-દમયંતિ એવાજ હતી. ને સુલોચના-મંદોદરી સુદ્ધાં તેવીજ હતી. એમનો પતિપ્રેમ શું કમી હતો? તેમણે પતિને દેવ પ્રમાણે માન્યા. પતિને દેવ પ્રમાણે કઇ સ્ત્રી માનતી નથી? બધીજ સ્ત્રીઓ પતિને તેવો માને છે; અને જ્યાં સુધી આર્યત્વ ન વીસરનારી સ્ત્રીઓ અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી આ તત્વ નષ્ટ થવાનું નથી. પરન્તુ પતિને દેવ પ્રમાણે માનવો, એમાં સ્ત્રીઓના પ્રેમની 'ઇતિકર્તવ્યતા' થતી નથી. અને એજ અમારે સાવિત્રીના જીવનમાં બતાવવાનું છે. પતિને માટે સ્ત્રીઓ પ્રાણત્યાગ કરી શકે છે. વૈભવનો ત્યાગ કરીને વનમાં કિંવા અરણ્યમાં જઇ શકે છે, પરન્તુ પતિપ્રેમ, પતિના રક્ષણમાં, પતિના સંરક્ષણમાં પોતાની પરના સંકટના નાશમાં, કારણ થયાનું ઉદાહરણ એક સાવિત્રીનુંજ છે. સાવિત્રીનો પતિપ્રેમ, પતિના રક્ષણમાં, પતિનુ જીવન બચાવવામાં કારણ બન્યો. તેનો પતિ ઉપરનો પ્રેમ એટલો અભિન્ન કે પતિના ને પત્નિના પ્રેમની પ્રત્યક્ષ કાળથી સુદ્ધાં તુટાતુટ કરી શકાણી નહીં! અને જે પોતાને કાળ કહેવડાવી લે છે, યમ કહેવડાવી લે છે, તેનાથી જે પ્રેમ તોડી શકાયો નહીં, તે પ્રેમ અભિન્ન નહીં કેવી રીતે? સાવિત્રીનો પતિપ્રેમ અભિન્ન હતો, ન તુટનારો હતો. કાળનાથીએ જે પ્રેમ તોડી શકાતો નથી તેનેજ અમે પ્રેમ કહીએ છીએ. ને એજ ગુણને લીધે સાવિત્રી જગતને આદર્શ બની.

---

# ત્રિરાત્રવ્રત.



( ૨૯ )



સાવિત્રીની પતિભક્તિ કેટલી મહાન હતી એ અત્યાર અગાઉ કહ્યુંજ છે. સાવિત્રીની પતિભક્તિને તુલના નથી. પતિપર પ્રેમ કેવો કરવો એ સાવિત્રી શીખવે છે. પરંતુ બીજાને પતિભક્તિ કેવી રીતે કરવી એ શીખવનાર સાવિત્રી ચિંતામુક્ત નહોતી; તેના કોમળ મનને જે ચિંતાએ દંશ કર્યો હતો તે ચિંતા બહુજ તીવ્ર હતી.

'રાજકન્યા અને ચિંતા;' આ કંઇનું કંઇજ લાગે છે! રાજકન્યાને ચિંતા શાની હોય વારૂ? તે શા સારૂ હોવી જોઇએ? રાજકન્યાને ચિંતા, તો પછી ગરીબોએ તે ચિંતા કેટલી કરવી? પરંતુ પતિભક્તિમાં ગરીબ અને શ્રીમંત આ ભેદભાવ નથી; પતિની ચિંતા, સૌને સરખીજ! અને તેમાંય જેણે પતિને માટે તમામ વૈભવ છોડ્યો, પૃથ્વીપરના અનેક રાજપુત્રને છોડી વનવાસી સત્સવાનને વરી, જેને તેણે એકવાર પ્રથમજ મન અર્પણ કર્યું તેનેજ તન અર્પણ કર્યું અને પોતાના અંગના ગુણોથી સાસુસસરાને તેમજ આશ્રમમાંના સર્વ તપસ્વીઓને સંતુષ્ટ રાખ્યા, એની ચિંતા બહુજ મોટી હતી. રાજપુત્ર સત્સવાનને કોઇએ રાજ્ય ભેટ આપ્યું હોત તો પણ સાવિત્રીની ચિંતા નષ્ટ થાય એવી નહોતી; સાવિત્રીના રૂપની કોઇએ પ્રશંસા કરવાથી પણ તે ચિંતા દૂર થાય એવી નહોતી;—

જગતમાં સાવિત્રીના મનમાંની ચિંતા દૂર કરવાનું કોઇ પણ મનુષ્યનામાં સામર્થ્ય નહોતું; મનુષ્યના સામર્થ્ય બહારનો એ ચિન્તાનો પ્રતિકાર હતો. વાસ્તવિક સાવિત્રી મનથી કેટલી પ્રૌઢ, કેટલી સમજણુવાળી, જગતનું સુખદુઃખ જાણનારી; પણ તેને ચિંતા હતી. એમ નહોત તો શ્રમ-પરિશ્રમ કરીને તેણે સુખમાં જીવન વીતાવ્યું હોત. એણે ચિંતા કરી નહોત. પિતૃગૃહનો વૈભવ હતો, એના સુખ-વિલાસમાં તે મગ્ન રહી હોત; જગતની તેણે પરવાહ કરી નહોત. એનાથી વધુ ખરાબ સ્થિતિ પ્રાપ્ત થાત તો તેણે વધુ કષ્ટ કરીને દિવસ કાઢયા હોત. પરંતુ, **જગતમાં આવીને દિવસ કાઢવા એ સાવિત્રીનું ધ્યેય નહોતું**. કિંવા બીજા કશા પણ હીનકાર્યમાં,—સ્ત્રીના આયુષ્યને વિરોધક એવા કાર્યમાં, આયુષ્ય વીતાવવું એ સાવિત્રીને સંમત નહોતું. સાવિત્રીને પોતાના આયુષ્ય રૂપી કલિકાનો વિકાસ કરવો હતો. જે આયુષ્ય દેવે તેને આપ્યું હતું, એનો ક્રમવિકાસ તેને જોવાનો હતો. **જો સ્ત્રીનું આયુષ્ય મહાન છે, તો તેનો ક્રમવિકાસ પણ મહાનજ હોવો જોઇએ. તે હીન ન હોય.** આમજ તેને લાગતું હતું. અને એજ દ્રષ્ટિએ તે પતિ તરફ તથા પોતાના આયુષ્ય તરફ જોતી હતી. પરંતુ તેની આ ઇચ્છા સફળ થઇ કે? નારદ મહામુનિએ જે ભવિષ્ય કહ્યું હતું, જે ભવિષ્ય અશ્વપતિની મહાસભામાં કહ્યું હતું, તે તેના મનમાં એક સરખું ઘોળાઇ રહ્યું હતું, એ ભવિષ્યની ચિંતાથી તેને અન્નપાણી પણ ભાવતાં નહીં તે દિવસે દિવસે મ્લાન થતી ચાલી હતી.

સીતાને પતિસંબંધી ચિન્તા હતી; અમે ના નથી કહેતા. દમયંતિને નળની બાબતમાં ચિન્તા હતી, અમે ના નથી કહેતા. પરન્તુ સાવિત્રીનું વય તેમના જેટલું પ્રૌઢ નહોતું, નાનું હતું, ચિન્તા કરવા યોગ્ય નહોતું. સાવિત્રીનું લગ્ન થાય છે નથી થતું ત્યાંજ, ચિન્તારૂપી કીડાએ તેના માનસ કમળને કોલી ખાવાની ધીમે ધીમે શરૂઆત કરી હતી. સીતાએ લગ્ન થયા પછી કેટલાક દિવસ રાજમહેલમાંનું સુખ ભોગવ્યું હતું, દમયંતિને તો એ બાબતો

થયા પછી તેને વનવાસ પ્રાપ્ત થયો અને વનવાસમાં જતાં પહેલાં તે બાળકોને મોસાળ મોકલી આપીને તે બેફીકર થઇ; ને તેની ચિન્તાનું છેવટ માશીના ઘરનો આશ્રય કરવામાં થયું. સીતાની ચિન્તા દૂર કરવા સારૂ એક રાક્ષસ અનુકૂળ હતો. મારૂતિનું-હનુમાનનું તેને સહાય હતું; પરન્તુ સાવિત્રી,-નિઃસહાય ! તેને સહાય તેનું પોતાનુંજ, એને સહાય કરનારૂં એનાવિના બીજુ કોણ હતું? હતું,-એક તેનું મન હતું. અને મનુષ્યને પોતાનુ સહાય જેવું પોતાને થાય છે, તેવું બીજું સહાય કોઇજ નથી થતું. સાવિત્રીના મનઃ-સામર્થ્યનુ ભાન, અમે તેના વિવાહપ્રકરણમાં કરાવી આપેલું છે. મનના એજ સામર્થ્યનો ક્રમવિકાસ, અમે તેના ત્રિરાત્રવ્રતમાં જોઇએ છીએ.

બરાબર તારૂણ્યમાં, સાવિત્રી જેવી કુસુમ-કોમલ રાજકન્યાપર ઉપવાસનો પ્રસંગ આવે એના કરતાં દૈવ દુર્ધર તે બીજું શું હોય? સાવિત્રીનો વિવાહ થયો ત્યારથી તેને ભર્તાની ચિન્તા; આટલી નાની વયમાં ભર્તાની ચિન્તા કઇ રાજકન્યાએ કરેલી છે? તેના ધ્યાનમાં, મનમાં, સ્વપ્નમાં, કોઇ પણ વિચાર હોય તો તે એકજ-કે પતિનુ જીવિત ! પતિનું જીવિત બચાવવુ, એજ એની ચિન્તા. લગ્ન થાય છે નથી થતું, સંસારમાં પગલું માંડે છે નથી માંડતી, ત્યાંજ વધૂને ચિન્તા લાગે, એ કેટલી ભયંકર વાત ! એ ચિન્તાએ સાવિત્રીનો દેહઉપરનો પ્રેમ ઉડાડયો; ને શરીરપોષણની તમામ રૂચિઅભિરૂચિ તેણે તજી દીધી ! સાવિત્રીના મુખચન્દ્રને અમે પહેલાં પૂર્ણચન્દ્રની ઉપમા આપી; તે ચન્દ્ર ક્ષયન પામનારો હતો એમ કહ્યુ. પરન્તુ તે ઉપમા દેવામાં અમારી બહુજ ભૂલ થઇ;-સાવિત્રીનો વદનશશી, ત્યારપછી અમાવાસ્યાપ્રમાણે ક્ષીણ થયો. એ અમે મહા કષ્ટથી કબૂલ કરીએ છીએ. તે ચિન્તા સાવિત્રીને લાગી ત્યારથી તે રૂપ થતી ચાલી !-તેના મુખપરનુ તેજ, એક પ્રકારે કમીજ થયુ.

આવા સંકટ સમયે સ્ત્રીઓ શું કરે છે વારૂ ? એજ સાવિત્રીએ કર્યું. પરંતુ સાવિત્રીએ જે કર્યું તે અદ્ભુત ! તેણે પોતાના આત્મ-

રણમાં કિંવા આશ્રમમાંની વર્તણુકમાં જરા જેટલોએ ચિંતાનો ભાવ પ્રગટ કર્યો નહી. અને તેથીજ અમે સાવિત્રીનું મનોધૈર્ય પુરૂષોના ધૈર્યને પણ લજવનારૂં કહીએ છીએ. પતિના મૃત્યુનું ભવિષ્ય અચૂક જાણવામાં આવ્યા પછી તેને મનમાં છુપાવી રાખીને, તેનો પ્રતિકાર કરવા સારૂ અંતરાત્માની સાથે લડતાં રહેવું, એ સામાન્ય સ્ત્રીની શક્તિની બહારનું છે. એમાંય, જેનાં લગ્ન તુરતમાં થયાં છે, જે એકવાર પણ પિયર સુદ્ધાં ન જતાં સંસાર ક્ષેત્રમાં પદાર્પણ કરે છે,–અને જે રાજકન્યા છે, એને એ સંયમ બહુજ કઠીણ! પણ અમે એટલુંજ કહીને પૂરૂં કરીએ છીએ કે, સાવિત્રીએ તેમ કર્યું; રાજ કન્યા–એક સાર્વભૌમ રાજાની કન્યા હોવા છતાંય તેણે તેમ કર્યું. ને તેજ અમોને અદ્‌ભુત લાગે છે.

'**नारदेन यदुक्तं तद्वाक्यं मनसि वर्तते** ।' નારદ જે બોલ્યા હતા. તેમનું તે બોલવું સાવિત્રીના મનમાં એક સરખું રાતનેદિવસ ઘોળાઇ રહ્યું હતું. અને તેણે નિશ્ચય કર્યો કે, "આજથી પતિના મરણને જે અર્થે ચાર દિવસ રહ્યા છે તે અર્થે ત્રણ દિવસના ઉપ-વાસ કરવા અને છેવટે પતિની સાથે મરવું." પતિનો મૃત્યુ દિન પાસે આવ્યો હોવાછતાં તે પતિપ્રેમી સ્ત્રી કોઇનેએ કહેતી નથી. હાય! તે કોને કહે? તે મનને કહેતી હતી! એ વખતે તેની આંખોમાંથી ક્ષીરસિંધુના જળ વહેતાં હતાં.

સાવિત્રી બોલી, "હે મૃત્યુ! તું તેમને લઇ જનાર હોય તો મને પણ લઇ જા! એમની પછવાડે હું રહેવાની નથી, મારૂં લગ્ન થયું ત્યારે મારી માતાએ કહ્યું હતું કે, 'સાવિત્રી! પતિપર પ્રેમ કરજે. સાવિત્રી પતિપર પ્રેમ કરે છે. સાવિત્રી પતિપર જે પ્રેમ કરે છે, તે સાવિત્રીનેજ માહિત; તે બીજા કોઇનેજ માહિત ન હોય. સ્ત્રી પતિ ઉપર જે પ્રેમ કરે છે તે તેનો પતિ પણ જાણી શકતો નથી! હું સત્યવાનને પરણી એ વખતે મારા માતાપિતાએ કેવી કેવી આશા કરી હતી પ્રભુ! એમની એ આશાઓ પાણીપર ॥॥॥

પ્રમાણે વ્યર્થ ઠરશે શું ! સાવિત્રી હૃદયની વેદનાઓ હવે પછી છુપાવી શકતી નથી. તપોવનમાંની સર્વ સૃષ્ટિ સાવિત્રીના દુઃખથી ઉકળે છે ! લગ્નની પહેલાં હું જે જે બોલી છું તે તે બધું મારા ધ્યાનમાં છે. પરંતુ હે મૃત્યુ ! તારી આગળ મનુષ્યનું સામર્થ્ય પંગુ... સાવિત્રીને તેના પતિના પ્રાણ બચાવવાનો કોઈ ઉપાય બતાવો !"

પરન્તુ સાવિત્રીએ કહ્યું, 'મારૂં દુઃખ નષ્ટ કરવાનો ઉપાય કોણ બતાવે એમ છે !' આવો ઉપાય શું કોઈનાથી બતાવી શકાય છે ? મારૂં દુઃખ જાણનાર કોણ છે વારૂ ? મનુષ્યને ઉપાય બતાવે એવું કોઈ આ જગતમાં છે શું ?" આમ કહીને તેણે ત્રણ દિવસ–અહોરાત્ર ઉપવાસ કરવાનો નિશ્ચય કરીને મનમાં કંઈ સંકલ્પ કર્યો. એ સંકલ્પ પતિને બચાવવા સિવાય બીજો શો હતો !

તે સંકલ્પ પતિને બચાવવા સિવાય અન્ય નહોતો. સાવિત્રીએજ આગળ જતાં એક ઠેકાણે કહ્યું છે કે, "**भर्तुर्हि जीवितार्थं तु मया चीर्णं त्विदं व्रतम् ॥**" **ભર્તાનું જીવિત બચાવવા સારૂજ** મેં આ ત્રીરાત્રનું વ્રત કર્યું હતું; પરન્તુ એ બીના તેણે અગાઉ જણાવેલી નથી. સાસુને નહીં, સસરાને નહીં, એટલુંજ નહીં પણ પતિને સુદ્ધાં તેણે તે બીના કહી નથી; ને વ્રતનો નિશ્ચય કર્યો.

'મેં વ્રત લીધું ! મેં વ્રત લીધું !' એવી તેણે બીલકુલજ વાચ્યતા કરી નહીં. એટલુંજ નહીં પણ તેણે આગળ ઉપર જે શાંતપણું ધારણ કર્યું છે, તે તો એકાદા મહાન સ્થિતપ્રજ્ઞ યોગીને સુદ્ધાં હાર ખવરાવે એવું છે. તેનું બોલવું તો મધુર હતુંજ પરન્તુ તેના વ્રતની તીવ્રતા, શુકમાં સુદ્ધાં રંભાએ અવલોકી નથી. અમારે જે વધુ કહેવાનું છે તે આગળજ છે. એણે પોતાના સસરાની જે સમજુત કરી તે તેના માનસિક સંયમની ને તેના પ્રબુદ્ધ મનની કેવી સાક્ષી આપે છે એનુંજ અમને વધુ આશ્ચર્ય !

સાવિત્રીનું વ્રત તીવ્રતર હતું એમ અમે એક ઠેકાણે કહ્યું છે. એ વ્રતની તીવ્રતા સ્વાનુભવથીજ જાણવી જોઈએ. સાસુને જ્યારે એ



ઉપવાસના દિવસોમાં તે સામાન્ય કર્તવ્યને પણ બીલકુલ ભુલી નહીં.

[ પૃ. ૧૪૧

વાત જાણવામાં આવી ત્યારે તેના હોશકોશજ ઉડી ગયા ! સ્ત્રીઓ વ્રત કરે છે, પરંતુ એમાં માનસિક સંયમ જે પાળવો જોઇએ તે બહુજ થોડો પાળવામાં આવે છે. પરંતુ તે સંયમ પણ પાળવામાં આવ્યો હોય તો પણ વાણીમાંની મધુરતા, મુદ્રાપરનું હાસ્ય, નિત્યનૈમિત્તિક કાર્યનું ભાન,–અથવા તેમાં અંતરાય ન પડવા દેવો, આ બાબતો છેવટે છેવટે દેખાઇ આવતો નથી. પણ સાવિત્રીને સ્વકર્તવ્યનું વિસ્મરણ તો થયું નહીંજ, પણ ઉલટી સ્વકર્તવ્ય સંબંધીની તેની દક્ષતા માત્ર એ વખતમાં વધુજ વધેલી દેખાઇ આવે છે. **ઉપવાસના દિવસોમાં તે બીલકુલ સામાન્ય કર્તવ્યને પણ ભુલી નહીં**. વહુનો એ તીવ્ર સંકલ્પ સાસુને જાણવામાં આવ્યા પછી તેણે ઉપવાસ ન કરવા એમ સમજાવવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો; પણ સાવિત્રીએ સાસુનું કહ્યું માન્યું નહીં. આથી મહારાણીએ દ્યુમત્સેનની પાસે જઇને ગળગળા કંઠે કહ્યું કે, “ સાવિત્રીએ અત્યંત કઠોર વ્રત લીધું છે; એને બે સમજુતીના શબ્દ કહો ! તે પોતાનો નિશ્ચય છોડતી નથી અને બોલતીએ નથી ! ”

“ શું ! વહુએ વ્રત લીધું છે ? ” દ્યુમત્સેને ઉતાવળે ઉતાવળે આસનપરથી ઉઠીને કહ્યું, “ચાલ ચાલ, પ્રથમ મને તેની પાસે લઇ ચાલ, ક્યાં છે એ વહુ ! નાની છોકરી વ્રત શેનું લે છે ! ચાલ હું તેને કહું ! ” આમ કહીને દ્યુમત્સેન, રાણી શૈબ્યા સહ સાવિત્રીના એકાંત સ્થળે આવ્યો.

દ્યુમત્સેને સાવિત્રીની પાસે જઇને હેત ભર્યા સ્વરથી કહ્યું, “ દીકરા ! વ્રત શેનું કરે છે? અરે અમારી સેવા એજ તમો છોકરીઓનું વ્રત. વ્રત બ્રત કંઇ કરતી ના ! વ્રત કરવાં ઘરડાં માણસોએ ! જુવાન છોકરીએ અને તેમાંય રાજાની દીકરીએ ક્યાંઇ વ્રત કર્યાં જાણ્યાં છે શું ! પતિની સેવા, એજ સ્ત્રીઓનું વ્રત ! સિવાય વ્રત કર્યું એટલે કેટલી ભૂખ લાગે છે ! પછી કામ થતું નથી, માથું દુખવા લાગે છે અને પછી શું શું થાય છે... ! વ્રત બ્રત કંઇ કરતી નહીં

સમજી કે !! વડીલ માણસો કહે તે માનીએ ! તે કયારેય પણ હિત નોજ સલાહ આપે છે."

"પણ મેં હવે વ્રત લીધું છે..." સાવિત્રી નમ્રપણે સાસરાને જવાબ આપ્યો.

"શું, તેં વ્રત લીધું છે ?" દ્યુમત્સેને વધુ આશ્ચર્ય પ્રગટ કરીને અને ગભરાઇને પૂછ્યું.

"હા." સાવિત્રીએ ફરીથી એજ ગંભીરાઇથી જવાબ આપ્યો.

"કયું વ્રત ?" સાસરાએ પૂછયું.

"ત્રિરાત્ર"

"શું, 'ત્રિરાત્ર-વ્રત' તેં લીધું છે ?" દ્યુમત્સેને કંઇક ક્રોધથીજ કહ્યું, "કેટલું કઠોર વ્રત ! રાજકન્યાએ ત્રણ દિવસ ઉપવાસી રહેવું અત્યંત અશકય વાત. ત્રિરાત્ર-વ્રત લઇને તે તારે હાથે પાર કેવી રીતે પડશે ? અન્નપાણીવિના માણસને એક દિવસ જવો કઠીણ; અને ત્રણ રાત્રી ને ત્રણ દિવસ, અન્નપાણીવિના તું કેવી રીતે કાઢશે દિકરા ! અન્નપાણીવિના રહેવું બહુ દુષ્ચર છે. તેમાંય તારૂં વય, શું આ વ્રત કરવાનું છે ?"

સાવિત્રીએ નમ્રપણે જવાબ આપ્યો,—"**મનનો નિશ્ચય એજ સિદ્ધિનું કારણ છે. મનમાં** નિશ્ચય કરીનેજ મેં પ્રતિજ્ઞા કરી છે. આપ આપના મનમાં જરાય ખેદ થવા દેશો નહીં. **મનના નિશ્ચયથી બધી વાતો સિદ્ધિએ પહોંચે છે.** એ નિશ્ચય કરીનેજ હું આ વ્રત પૂરૂં કરીશ. સસરાજીએ મારાપર ગુસ્સો ન કરવો !"

"અરે ગુસ્સો નહીં;" દ્યુમત્સેને થોડા શાંત થઇને કહ્યું; "પણ એ વ્રત તું પૂરૂં કેવી રીતે કરશે એનીજ મને ચિન્તા થાય છે. તું છોકરી નિશ્ચયી છે એ હું જાણું છું ! પણ મારૂં કહેવું, હવે તેં વ્રત લીધું છે તો તે તોડતી નહીં; **વ્રત ભાંગવાથી સિદ્ધિ મળતી નથી.** લીધેલું વ્રત તોડ, એમ હું કદિજ કહેવાનો નહીં. પણ અમને ચિન્તા થાય છે તે બોજીજ;–ત્રણ દિવસમાં તારી શી અવસ્થા

થશે? અન્ન પાણી વિના તું કેવી રીતે રહેશે બેટા? ત્રણ દિવસ જતાં સુધી અમારા જીવને ચેન પડવાનું નથી, તારા આમ કરવાથી અમને ચિન્તા થયા વિના કેમ રહે બેટા! તારા ઉપવાસની ચિન્તા, અને વ્રત કેવી રીતે પૂર્ણ થશે એની ચિન્તા, એથી તો મારી હિમ્મત જ હારી ગઇ છે." આમ કહીને દ્યુમત્સેન મહાદુ:ખથી સ્વસ્થાને પાછો ગયો! એના મનમાં વહુની બહુજ ચિન્તા લાગી રહી. હેવી મહારાણી તો વહુના વ્રતથી ડુસકે ડુસકે રડવા લાગી. પણ સાવિત્રીનો નિશ્ચય ડગે એવો નહોતો. એ દિવસે સાવિત્રીએ વ્રતનો આરંભ કરીને, એકાંતમાં જઇને તે ધ્યાનસ્થ બેઠી. મનને સ્થિર કરીને, એકનિષ્ઠપણે તેણે પરમેશ્વરને વિનવવાની શરૂઆત કરી.



# "પ્રભુ! તું મને દુઃખનિર્મુક્ત કર."



(૬૦)



વ્રતનો આરંભ કર્યા પછી એ દિવસમાં, એ વ્રતથી સાવિત્રીનો દેહ સુકાઇ ગયો! પારિજાતકનું ફૂલ તેવું ને તેવું લાંબો વખત રહેતું નથી, એ પ્રમાણે સાવિત્રીના દેહની અવસ્થા થઇ. સાવિત્રીનો દેહ પારિજાતકના ફૂલના કરતાંય કોમળ!"

વ્રતની ત્રીજી રાત્રે સત્યવાને કહ્યું, "સાવિત્રી! લગ્ન થયું ત્યારથી આજ સુધીમાં તેં કેટલાંય વ્રતો કર્યાં, પૂજાઓ કરી, અશ્વત્થાદિ વૃક્ષને પ્રદક્ષિણાઓ ઘાલી ને કેટલાય ઉપવાસ કર્યા, એ વખતે હું તારી આડે આવ્યો નથી. એ વખતે તું કંઇ ન કર એમ મેં કહ્યું નથી; ઉલટું તને ઉપવાસ કરતી જોઇને, દેવતાની પૂજા કરતી જોઇને કિંવા વ્રત કરતી જોઇને મને આનંદજ થતો. તને અશ્વત્થ વૃક્ષને પ્રદક્ષિણા ઘાલતી જોઇને મને કેટલો આનંદ થતો! લગ્ન થાય છે નથી થતું એટલામાં કષ્ટનો આટલો આરંભ કરનાર બીજું કોણ છે?—સાવિત્રી તું એકજ! લગ્ન થતાંની સાથે તેં કષ્ટનો જે આરંભ કર્યો છે એ જોઇને મારો જીવ કળીએ કળીએ કપાઇ જાય છે. કારણ તું નાજુક. તારાથી તે કષ્ટ સહન થવાનું નથી એમ લાગતું. પણ પુનઃ થતું કે લગ્ન થયા પછી વહુને આટલાં વ્રતો, આટલા ઉપવાસ એ આચરવાંજ પડે છે. એનો મારો નાઇલાજ છે. નહીંતર તને મેં એક દિવસ સુદ્ધાં કષ્ટ કરવા દીધું ન હોત. પણ હમણાં આચરેલું

છે એ તારૂ વ્રત બહુજ ભયંકર ! આજ પર્યન્ત આચરેલાં કષ્ટની તેં પરમાવધિ કરી છે. એવું સાવિત્રી મને કદિ સુદ્ધાં લાગ્યું નહોતું ! અગાઉ તું ઉપવાસ કરતી ત્યારે મને લાગતું કે, 'તને હમેશાં અન્નપ્રાશન કરીને કંટાળો એ આવનોજ; ઉપવાસથી અહારમાં પાલટ થશે.' તેથી એ વેળાએ તારા ઉપવાસનો મને આનંદ ! પણ આજ સાવિત્રી મને આનંદ નથી. આજ મને બહુ દુઃખ થાય છે ! તારા મુખપરની રોજની તેજસ્વીતા નષ્ટ થઈ છે; મ્લાનતા આવી છે. 'વ્રતનું કંઇ કષ્ટ નથી' એમ જો કે તું બતાવે છે તો પણ તે ઢાંક્યું રહેતું નથી. તારા પરવાળાં જેવા હોઠ, રક્તહીન થયા છે ! આંખમાં તારી કેટલું પાણી ભર્યું છે ! તારા વદનપર મને જ્યાં હાસ્યજ દેખાય ત્યાં આજ કશાય પ્રકારની પણ દારૂણ નિરાશા દેખાય છે. તારૂં મન જરા પણ સ્વસ્થ નથી ! સાવિત્રી, કહે કહે, તારા મનમાં શેની યાતના થાય છે ? કઇ ચિન્તાએ તને ઘેરી લીધી છે ? સ્ત્રીઓએ ચિન્તા કરવી બહુ ખરાબ ! આજ પર્યંત તું બધી વાતો મને કહેતી આવી છે અને આજ હું આટલું તને ફરી ફરીને પુછું છું છતાં મને તું કંઇજ ઉત્તર દેતી નથી ! "સ્ત્રીઓ પતિનથી કંઇજ છુપાવી રાખતી નથી."—એમ તુંજ મને વારંવાર કહેતી હતી; અને તે સિદ્ધાન્ત કહેનારી તું મારાથી ઉપવાસનો હેતુ ગુપ્ત રાખીને, સ્ત્રીઓ ગુપ્ત રાખતી હોવાનું સિદ્ધ કર્યું છે ! તુંજ આમ ખોટું બોલ્યા પછી—હુ તારા શબ્દપર ક્યારેય સુદ્ધાં વિશ્વાસ રાખવાનો નહીં. આ જન્મમાં હું વિશ્વાસ રાખવાનો નહીં !"

"નહીં નાથ !" સાવિત્રીએ કહ્યું; "આપનાથી મેં કોઇ પણ બાબત છુપાવી રાખી નથી, ને છુપાવી રાખવાની મારી ઇચ્છા પણ નથી. પણ સ્ત્રીઓએ કેટલીક બાબતો પુરૂષોને કદિ પણ જણાવવાની નથી હોતી. અને તેથીજ મેં મારી ચિંતાનું કારણ કહ્યું નથી. પરંતુ તે નિયમ સુદ્ધાં હું ક્યાં પાળનારી છું ! મારો સંકલ્પ પાર પડતાંજ—એજ ક્ષણે, મારા સંકલ્પનો ઉદ્દેશ હું મારી જાતેજ આપને કહીશ. અને એવો વખત જલદી આવે એજ હું ઇચ્છા કરૂં છું.

મારા વ્રતની આડે આપ ક્યારેય પણ આવ્યા નથી એ હું બીલકુલ ભૂલી નથી. ઉલટું જે જે વેળાએ હું વ્રતને માટે આપને પૂછતી તે તે વેળાએ આપે ઉત્સાહજ બતાવ્યો છે. મારાં વ્રતો અને ઉપવાસ પૂર્ણતાએ પહોંચાડવાને આપે કેટલી તત્પરતા બતાવી છે. વ્રતોની બાબતમાં મારી કઇ હોંશ પૂરી કરવાની આપે બાકી રાખી છે? પરંતુ **સ્ત્રી વ્રતો કરે છે તે પતિના કલ્યાણને માટેજ. એ સિવાય વ્રતોપવાસ કરતી વેળા તેના મનમાં બીજો કશો પણ હેતુ હોતો નથી. પતિનું કલ્યાણ એજ તેની મનઃકામના હોય છે. પતિના કલ્યાણમાંજ તેનું સુદ્ધાં કલ્યાણ હોય છે. એટલા માટેજ તે પોતાના દેહને કષ્ટ આપે છે.** આજ પર્યંત હું જે જે વ્રતો કરતી આવી, તે બધા એજ ઉદ્દેશથી; આપનું કલ્યાણ એજ સાવિત્રીનુંએ કલ્યાણ."

"પણ મારૂં અકલ્યાણ શું થવાનું છે?" સત્યવાને કહ્યું.

"આવું ન બોલો નાથ!" સાવિત્રીએ કહ્યું, "થનારૂં અકલ્યાણ પણ ન થાય. એવીજ મારી ઇચ્છા છે. આપનું અકલ્યાણ આ જગતમાં કોણ કરી શકે એમ છે."

"તો પછી આટલું કષ્ટ વેઠવાનું તારે શું કારણ? બે દિવસથી સાવિત્રી, તારા મ્હોંમાં પાણીનું ટીપું નથી; આજ ત્રીજે દિવસ પણ તેં કાઢયો, આજ સુદ્ધાં તેં અન્નનો દાણો લીધો નથી. માત્ર ત્રણજ દિવસમાં, તારા દેહની કેવી દશા થઇ ગઇ છે? લાકડાંની પૂતળીમાં અને તારામાં શો ફરક રહ્યો છે? તારી આ દેહકૃશતા, સાવિત્રી મારાથી જોઇ શકતી નથી! કાષ્ટના કરતાંય તારી ખરાબ સ્થિતિ થઇ છે!—તું તારા દેહની આવી અવસ્થા કરી લઇને મારૂં કયું કલ્યાણ સાધનાર છે? સ્ત્રીઓ પતિને સારૂ કષ્ટ વ્હોરી લે છે; પણ આટલું કષ્ટ જગમાં કયાંયે મેં જોયું નથી!"

"પણ આટલું કષ્ટ વેઠીનેએ શું પતિનું કલ્યાણ સાધી શકાય છે? **પતિનું કલ્યાણ સાધવાનું સ્ત્રીઓના હાથમાં છે શું? સ્ત્રી પતિનું કલ્યાણ કેવી રીતે સાધી શકે છે? શું! દેહને**

સુખોપભોગમાં લગાડીને? સાવિત્રીને શું કમી છે? પરંતુ અમો સ્ત્રીઓએ સ્ત્રીઓના ધર્મનું રક્ષણ કરવું જોઈએ. કારણ એમાંજ પુરૂષનું સુખ છે. હું સ્ત્રીઓના ધર્મનું પાલન કરૂં છું. એ સિવાય હું કંઇજ કરતી નથી. નાથ! અમને પતિની આગળ સ્વર્ગનું સુખ તુચ્છ! જગતનું ઐશ્વર્ય સુદ્ધાં તુચ્છ! અમને પતિ એજ સૌ કંઈ. પતિસિવાય સ્ત્રીઓ, આ જગતમાં કશાનીજ અપેક્ષા નથી કરતી.”

“સાવિત્રી! આવું સમજનારી જગતમાં તું એકજ! સાવિત્રી, આજ તું આમ કેમ બોલે છે? આજ પર્યન્ત આવા નિરાશાના ઉદ્ગાર તારા મ્હોંમાંથી મેં કદિ પણ સાંભળ્યા નથી! પણ આજ તે કેમ નીકળે છે? સાવિત્રી! આ તારા નિરાશાના ઉદ્ગારોથી મારૂં હ્રદય વિદીર્ણ થાય છે! સાવિત્રી તને શાનું દુ:ખ? તને શાનું દુ:ખ થાય છે? તારૂં દુ:ખ દૂર કરવાનું સામર્થ્ય મારામાં નથી કે?”

“જે બિલ્વપત્ર-જે પુષ્પ અમને પરમેશ્વર પર્યન્ત પહોંચાડે છે, એ પત્રમાં સામર્થ્ય નથી એમ કોણ કહે? પરન્તુ પરમેશ્વરની ભક્તિ કરનારી હું કેટલા પ્રમાણમાં યોગ્ય છું? અમારૂં માનસ શુદ્ધ હોવા સિવાય, અવ્યભિચારી હોવા સિવાય પરમેશ્વર અમને પ્રસન્ન થતો નથી. તો પછી પતિનું રક્ષણ કરવાનું સામર્થ્ય તે અમારામાં ક્યાંથી આપે?

“સાવિત્રી! સાવિત્રી! આમ તું ન બોલ. તારા જેવી સતી કોઇજ નથી. હું મૃત્યુ પામ્યો તો તું જીવતો કરશે.” સત્યવાને સાવિત્રીના દુ:ખથી આર્ત થઇને કહ્યું.

સાવિત્રીએ પતિના ચરણોને મજબૂત પકડી લઇને કહ્યું, “નાથ! હું ભૂલી;-મને માફ કરો! ફરીથી હું આવા શબ્દો નહીં બોલું, નહી બોલું!”

આમ કહીને સાવિત્રીએ એ વખતે પતિના ચરણમાં મસ્તક મૂકી તે ચરણો આંસુથી ધોઇ કાઢ્યા. એ વેળાએ સાવિત્રીના મનમાંનું દુ:ખ અધિકજ વધ્યું.

---

## વ્રત-સમાપ્તિ.



(૩૧)



સાવિત્રીએ પતિનું આયુષ્ય-વર્ધન થવા સારૂ **ત્રિરાત્ર-વ્રત** કર્યું, અન્ન-પાણીવિના તે ત્રણ દિવસ તેવીજ રહી અને એ ત્રણ દિવસમાં તેણે પતિચિંતન સિવાય બીજો કશો વિચાર કર્યો નહીં;" એ પાછલા એ પ્રકરણમાં કહ્યું.

એ વખતે સાવિત્રીને પતિનો વિયોગ કેવો અસહ્ય થયો હતો, કઇ વેળાએ, કઇ ક્ષણે, તે ભયંકર પ્રસંગ આવશે એમ સાવિત્રીને કેવું લાગતું હતું; દિવસ-રાત પતિના આર્જવમાં સાવિત્રી કેવી હાજર હતી, પતિ તરફ તેની નજર કેવી લાગી રહી હતી, એ બધાનું ને એ સર્વ દૃષ્ટિનું વર્ણન એ પ્રકરણમાંએ પૂરૂં થાય એમ નથી, મહાભારત જેવો મોટો ગ્રંથ લખીનેએ તે વર્ણન કરી શકાય તેમ નથી. પતિના જીવને જરા સારૂં ન લાગવા માંડ્યું કે, સ્ત્રીનું મન કેવું અસ્વસ્થ થઇ જાય છે, ચિંતાગ્રસ્ત થઇ જાય છે; નિત્યકર્મ તરફ પણ તેનું કેવું દુર્લક્ષ થાય છે, તે અમે કહેવું જોઇએ એમ નથી. સંસારમાં એ બીના ડગલે ને પગલે નજરે પડે છે. **સંસારમાં જે બીના રોજ નજરે પડે છે, તેજ બીના સાવિત્રીના ચરિત્રમાં પણ છે.** સાવિત્રી એ વેળાએ પતિને કેટલું સંભાળતી હશે, એની કલ્પના કરવી. તે કલ્પના એમજ કહેશે કે 'જીવના

કરતાંય વધુ.' **સત્યવાનના પ્રાણ આગળ સાવિત્રીને પોતાના પ્રાણ વધુ નહોતા.** ને એજ આર્ય પતિ-પત્નીના જીવિતનું રહસ્ય છે. પ્રાણોની સમાનતા ઋષિઓએ પ્રતિપાદી ખરી; પરંતુ તેનો ઉત્કર્ષ તેમને પતિ-પત્નીના જીવિતમાંજ કરી બતાવી શકાયો. પતિ-પત્ની એ ભિન્ન નથી. એનો અર્થ તેમના પ્રાણ સુદ્ધાં અભિન્ન છે. પ્રાણોની ભિન્નતા નથી. અન્ય સંસ્કૃતિમાં આ તત્વ દર્શિત કરેલું નથી. આ તત્વ ન જાણવાને લીધેજ સ્ત્રીનો શોક વ્યર્થ થાય છે.

પરન્તુ સાવિત્રીએ પતિને સારૂ શોક કર્યો નથી એમ કોણ કહેશે? **સાવિત્રીએ એ વખતે પતિને માટે જે શોક કર્યો, એની બરોબરી બીજી સ્ત્રીઓનાથી કરા શકાશે નહીં.** સાવિત્રીના જેટલો મોટો શોક આખા મહાભારતમાં પણ નથી. અને તેથીજ વ્યાસે સુદ્ધાં તેનું વર્ણન કર્યું નથી. અન્ય પતિવ્રતાઓના શોકનાં જે વર્ણનો જણાય છે, એ શોકમાં ને સાવિત્રીના શોકમાં બહુજ અંતર છે. અન્ય પતિવ્રતાઓના શોકથી પુરૂષોનું ધૈર્ય ડગમગી ગયું છે, ભૂખથી પીડાયલા વાઘની ગર્જનાથી પણ ન બ્હીનારા પુરૂષોના હૃદયને પણ એ આક્રંદનોએ કંપિત કર્યાં છે; વજ્રનું પતન સહન કરનારાઓથી સુદ્ધાં એ આક્રંદન સહન થઈ શક્યું નથી. એ શોકે વૃક્ષ-લતાને રડાવ્યાં, પાષાણને રડાવ્યા, પર્વતોને બોલાવ્યા, ક્રૂર પશુઓની વૃત્તિ તટસ્થ કરી; નદીઓના પ્રવાહને અટકાવ્યા, વાયુને સ્થિર કર્યાં; મૂક સૃષ્ટિએ તેમનું આક્રંદન કાન લગાડીને સાંભળ્યું. એવું સાવિત્રીના દુઃખથી સર્વ ચરાચર જગ દુઃખી થયું કિંવા નહીં? પાષાણ, વૃક્ષ-લતા, પર્વતને એ પ્રસંગે રડવું આવ્યું કિંવા નહીં? તે અમે જાણતા નથી. પરંતુ અમને જે માહિત છે તે એ કે, સાવિત્રીના એ શોકે, જેના હૃદયમાં દયા ફુટવી કદિ પણ શકય નથી એવા જગતની દ્દઢ માન્યતા, તેના કઠોર હૃદયમાં પણ દયા ઉત્પન્ન કરી! **સાવિત્રીના શોકાશ્રુઓએ યમના હૃદયમાં દયા ઉત્પન્ન કરી! યમનું હૃદય સુદ્ધાં દ્રવ્યું! સાવિત્રીની પતિભકિતથી યમ સુદ્ધાં પ્રસન્ન થયો!** પતિને માટે દુઃખથી પડનારાં જે અશ્રુ યમના

હૃદયને કોમળ બનાવી શકે છે, તે અશ્રુ કમી કિમ્મતનાં એમ કોણ કહેશે? તે શોક ઓછા મહત્વનો કેવી રીતે? **સાવિત્રીના શોકે અન્ય સ્ત્રીઓના ધૈર્યને નષ્ટ કર્યું નહીં, એ શોકે સાવિત્રીના જેવી જે સ્ત્રીઓ, તેમને ધીરજ આપી. સાવિત્રીના આંસુ જમીનપર પડ્યાં ખરાં, પણ તેણે મૃતસૃષ્ટિને જીવંત કરી.** મૃતસૃષ્ટિને ચૈતન્ય આપ્યું; અમૃત ન હોવાછતાં, સંજીવની ન હોવા છતાં જે સ્ત્રીનાં નેત્રમાંનું ગંગાજલ મનુષ્યને જીવતાં બનાવે છે, એ ગંગાજલની યોગ્યતા ગંગાજળના કરતાંય મહાન હોવી જોઇએ! પતિવ્રતાઓનાં આંસુ જમીનપર પડતાં જગતમાં અનર્થ થાય-છે! પણ સાવિત્રીના આંસુએ એવો અનર્થ કર્યો નથી; અર્થ કર્યો છે. એ વેળા પર્યંત, જગતમાં જે અમરત્વ નહોતું તે અમરત્વ જગતમાં આણી આપ્યું! જગત બીજા શાની ઇચ્છા કરે છે? પોતાના આંસુવડે યમના હૃદયમાં દયા ઉત્પન્ન કરનારી, સાવિત્રી વિના બીજી કંઇ પતિવ્રતા થઈ છે? અને તેથીજ સાવિત્રીનું પતિવિરહનું દુઃખ એ જગતમાં બહુ મોટું દુઃખ.

એના એ દુઃખની પરમાવધિ વ્રતની ત્રીજી રાત્રે થઇ. એ રાત્રે તેને પોતાનું આખું આયુષ્ય નજર સામે ઉભું રહ્યું. આયુષ્યમાં પોતે કઇ કઇ બાબતો કરી એનું તેને સ્મરણ થયું, વિવાહ પહેલાં અને વિવાહ પછી પોતે કેવી રીતનું આચરણ કર્યું એ તેની આંખો સામે આવ્યું. પિતા સંબંધી પોતાનું જે કર્તવ્ય હતું, તેનું પોતે પાલન કર્યું કિંવા નહી, સાસુ–સસરા સંબંધી જે પોતાનુ કર્તવ્ય હતું તે પોતે પાળ્યું કિંવા નહીં, ને પતિ સંબંધી જે પોતાનું કર્તવ્ય છે તે પોતે પાળે છે કિંવા નહી, આ બધી બાબતો તેના મનમાં આવતાં તેને અત્યંત દુઃખ થયું. આ બધા કર્તવ્યોમાં સ્ત્રીધર્મથી વિપરીત પોતે યત્કિંચિત પણ આચરણ કર્યું નથી એમ તેને લાગ્યું. "જે સ્ત્રીધર્મ પોતાને શ્રેષ્ટ લાગ્યો એ ધર્મને સ્મરીનેજ પોતે પિતાને જવાબ આપ્યો, એ ધર્મ પ્રમાણેજ પોતે સાસુસસરાની સાથે વર્તતી આવી, ને પતિની સાથે પણ હવે એજ ધર્મથી વર્તું

છું. એ ધર્મનો ત્યાગ કરે તો પોતાના નેત્ર સામે કેટલી આશાઓ હતી, કેટલો વૈભવ હતો, કેટલું સુખ હતું, પતિનું અમરત્વ હતું, સત્યવાનને ન વરતાં જગતમાંના સર્વ સુખો ઉપભોગી શકાયા હોત. પોતાને વૈભવ પ્રાપ્ત થયો હોત. એટલુંજ નહીં પણ સ્વર્લોકની સુદ્ધાં પ્રાપ્તિ થઇ હોત. પરન્તુ એ સર્વનો પોતે ત્યાગ શા સારૂ કર્યો ? તે જીવન પોતે કેમ ન સ્વીકાર્યું ? એમાં મારૂં, સમાજનું કિંવા જગતનું કયું અહિત હતું ? ને હવે, આ જીવન સ્વીકારીને તે કયું પોતાનું હિત સાધ્યું ? દુરાગ્રહને વશ થઇને તેં આ શું કર્યું ? તારા ઉપર હમણાં આકાશ જેવડી કુહાડી તુટી પડશે ! કાલે તારા આયુષ્યમાંનો કેટલો ભયંકર પ્રસંગ ! એ પ્રસંગને લીધે તારી આશા, તારો ઉત્સાહ, નષ્ટ થઇ જશે ! તું મૃત્યુતુલ્યજ બનવાની ! પૌર્ણિમાએ ચન્દ્ર પૂર્ણ બનીને જેમ સમુદ્રમાં ભરતી આવે છે તદ્દત તું ઇંદુમુખી–તેં યૌવન પૂર્ણ બનીને, સત્યવાનના સંસાર સુખને ભરતી આણી; પણ કાલે, એ સુખસમુદ્રને ઓટ લાગવાનો ! તેં, તારી જાતેજ પોતાનું જીવન દુઃખમય કરી લીધું ! સાવિત્રી, કેટલી આ તારી યોગ્યતા ! તારા જેવું મહાભાગ્ય બીજા કોને મળ્યું છે ? તારા રૂપની, તારા લાવણ્યની, મૃદુલતાની અને ઐશ્વર્યની બરોબરી આ જગતમાં કોનાથી કરી શકાણી છે ? આમ હોવા છતાં તેં આ શું કર્યું ? તારૂં સુખ તેં તારી જાતેજ નષ્ટ કર્યું ! જેને કુબેર-તુલ્ય વૈભવ એવા પિતાની હું કન્યા,–સત્યવાનને માટે તપસ્વિની થઇ ! રાજમંદિરની હું દેવતા,—તે હું વનમાં વાસ કરૂં છું. હું ઉંચાં વસ્ત્રોને પરિત્યાગી રાજકન્યાને ન શોભે એવાં વસ્ત્રો ધારણ કરૂં છું, અને મેં અલંકાર સુદ્ધાં તજી દીધા ! ચંદ્રની કોર એટલે જેના કેશની કાંચકી, જેના રૂપ આગળ લક્ષ્મીનું રૂપ ફીકું, જગતનું સૌંદર્ય જેના આગળ નમતું આવે, એ અદ્‌ભુત રૂપનું, સત્યવાનને વરીને મેં શું કર્યું ? મારા જે ચરણોને જમીનનો સ્પર્શ માહિત નહીં, કમલદલના કરતાંય જે મારા ચરણ મૃદુ,–રથ–પાલખી કે ઇતર યાનોમાં બેસી ફરવાની જેની યોગ્યતા, તે

હું આજ પગમાં કાંટા વાગવા છતાં મ્હોંમાંથી ‘ હાય ’ સુદ્ધાં બોલતી નથી ! પુષ્પોની શૈય્યા સિવાય જેને ઉંઘ ન આવે, એ શૈય્યા કરતાં કરતાં પુષ્પો ખુટી જતાં, તે હું આજ, પ્રસ્તરપર, તૃણ શય્યાપર નિદ્રિસ્ત થાઉં છું. ચાર પ્રહર રાત થતાં સુધી હાથવડે ભર્તાના પગ લઇને બેસુ છું. એમને માટે હું ઉંઘને ભૂલી ગઇ, ભૂખ તરસ વીસરી ગઈ, એ મારૂં સૌભાગ્યધન આવતી કાલે જે લઇ, જનાર છે એનાથી હુ તે કેવી રીતે બચાવું? સ્ત્રી ધર્મનું શ્રેષ્ટત્વ અખિલ વિશ્વે ગાયું; સ્ત્રી ધર્મ જેટલો આચરવાને કઠીણ એવો બીજો ધર્મ નથી એમ દુનિયાએ કહ્યું, તે ધર્મ અત્યંત દુર્ઘટ;—એ ધર્મનું, અત્યાર સુધી હું પાલન કરતી આવી; તો પછી શું મારૂં સૌભાગ્ય મારાથી નહીં બચાવી શકાશે કે? સ્ત્રીધર્મનું હું પાલન ન કરતી આવી હોત તો પછી મને દુઃખ થવાનું શું કારણ હતું? જે સ્ત્રીધર્મ તારા દુઃખને કારણ બને છે, તે સ્ત્રીધર્મ, સાવિત્રી ! તેં શા સારૂ આચર્યો ? હા, મેં આચર્યો, મેં તે ધર્મ આચર્યો, તેમણે પણ પુરૂષ ધર્મ આચર્યો તેથી. જગતમા પુરૂષધર્મનું આચરણ કરનારા એજ માત્ર મને દેખાઇ આવ્યા તેથી મેં પણ સ્ત્રી-ધર્મ આચર્યો. તો મને એ ધર્મનું ફળ શા સારૂ ન મળવું જોઇએ? મેં સ્ત્રી-ધર્મ આચર્યો નહોત, તો જે મળવાનું છે તે ફળ યોગ્યજ થશે. મેં વિષનું અમૃત કરીશ એમ કહ્યું ! વિધિલિખિત ખોટું પાડીશ; મૃત્યુનેએ જીતીશ ! એ મારૂં અભિમાન વૃથા ઠરશે શું ! મેં પાતિવ્રત્યનું અભિમાન રાખ્યું ! શું તે અભિમાન હુ ન રાખુ ? તે અભિમાન છોડી દીધા પછી મારૂં જીવિત તે શું રહ્યું ! પછી મારે શોક કરવાનું પણ શું કારણ? સાવિત્રી! તું આમ ન બોલ. તારો પતિપરનો પ્રેમ જીવના કરતાંય વધુ, તો પછી તું આમ શા સારૂ બોલે છે? સર્વ દૈવતમાં તેં પતિને શ્રેષ્ટ દૈવત માન્યું; અન્ય દૈવતની તેં ઉપાસના કરી નથી; તો પછી આટલી નિરાશ શા સારૂ થાય છે ! પતિને તેં ઇશ્વર તુલ્ય માન્યો, તો તારી પતિભક્તિ કમી કેવી રીતે થાય ? તારી પતિભક્તિ જરાએ કમી નથી ! તો પછી તું આવી શોક વિહ્વલ

શા સારૂ થાય છે? જે ઠેકાણે ભેદભાવ હોય એજ ઠેકાણે શોક સંભવે છે. તમો પતિપત્નીમાં ભેદભાવ કયાં છે? તે ભેદભાવ બીલકુલજ નથી! પરંતુ તેમનું અનુસરણુ મારાથી કેવી રીતે થશે? તે જે દૂરને ઠેકાણે ચાલ્યા જશે ત્યાં હું કેવી રીતે જઇશ! તે શક્તિ મારામાં ક્યાંથી આવશે? તે શક્તિ મારામાં આવ્યા સિવાય હું તેમને કેવી રીતે બચાવી શકનાર! મૃત્યુ અમને વિખુટાં પાડે એ વખતે હું શું કહું! મૂર્છા આવીને હું નીચે પડીશ, મારા નેત્રોમાંથી આંસુ પડશે; પણ એ આંસુઓની સાથે દેહ પડવાનો નથી! એમના વિરહ દુઃખથી મારા મુખમાંથી દીન શબ્દો બહાર આવશે; પણ એ શબ્દોની બરોબર મારા પ્રાણ બહાર આવશે નહીં! એમના સુખની હું ભાગીયણ બની; પણ દુઃખની હું ભાગીયણ થઇ શકવાની નથી. એમના ઐશ્વર્યમાં, સુખમાં, સંપત્તિમાં હું સમાન હક્ક કહીશ; પણ તેમને મૃત્યુ લઇ જતી વેળા સમાન હક્ક કહી શકવાની નથી! જાગૃતિમાં, સુષુપ્તિમાં, સ્વપ્નમાં, ચિત્તને મ્હેં તમારેજ વેધ લગાડી લીધો,—તમારીજ મૂર્તિ મારી આંખો સામે આવી એમ હું કહીશ; પણ તે મૂર્તિ જે બાજુએ જશે તે બાજુએ હું જવાની નથી! સહચરી કહેવડાવી લઇને હું સહચરી થવાની નથી! તમે મારા પ્રાણના આધાર છો એમ કહેવા છતાં હું એમજ રહીશ! પ્રાણેશ્વર, —પ્રાણપતિ, આ મારા શબ્દ ખોટાજ ઠરશે! હાય હાય! હું આ કેવી રીતે સહન કરૂં? ને તેમને બચાવવાની પણ હું કેવી રીતે આશા રહું!"

આવા વિચાર મનમાં આવતાં સાવિત્રી ઉઠી; એ વેળાએ આકાશમાં નક્ષત્રો નમતા હતાં; તે ભયંકર દિવસ ઉગવાને કંઇક થોડાજ કાળની વાર હતી. એ કાળમાં સાવિત્રીએ, આશ્રમમાંના સર્વ પ્રકારના ગૃહકૃત્યો કર્યાં; તદનંતર સ્નાન કરી શુદ્ધ થઇને, સૂર્ય ચાર હાથ જેટલો આકાશમાં આવ્યા પછી પ્રદીપ્ત અગ્નિને હવન કર્યો. એ વેળાએ સાવિત્રીએ અગ્નિની અનેક પ્રકારે પ્રાર્થના કરી; અનેક સુગંધી દ્રવ્યોવડે ષોડષોપચારે અગ્નિની તેણે પૂજા કરી. એ

વખતે એની એ વ્રતસમાપ્તિ જોઇને સાસુસસરાને કેટલો આનંદ! સાવિત્રીએ જેવું કહ્યું હતું, જેવું તે બોલી હતી, તેવુંજ તે વરતી: એ જોઇને તેમને કેમ આનંદ ન થાય? તેમણે તે આનંદમાં તેને કહ્યું; "વહુ દીકરા, વ્રતની તેં સમાપ્તિ કરી; તો હવે વૃદ્ધ જનોના તેમજ તપસ્વીઓના તું આશીર્વાદ મેળવી લે." રાજકન્યા સાવિત્રીએ પોતાના સાસુસસરાની કદિ પણ અવજ્ઞા કરી નહોતી; તો પછી આ આજ્ઞા માન્યા વિના તે કેમ રહે? સાવિત્રી એ વખતે તપોવનમાં રહેનારા તમામ વૃદ્ધ દ્વિજોની આગળ ગઇ ને નમ્રતાપૂર્વક તેમને અભિવાદન કરીને તેમની સામે આશીર્વાદને માટે હાથ જોડીને ઉભી રહી. એ પ્રસંગે વૃદ્ધ દ્વિજોને પણ કેટલો આનંદ! ત્રિરાત્ર-વ્રત જેવું તીવતર ને ભયંકર વ્રત સાવિત્રીએ સકુશળ પાર પાડયું એ જોઇને તેમને સુદ્ધાં આનંદ થયો. એ આનંદ તેમનાથી બોલી બતાવ્યા સિવાય રહેવાયું નહી. તેમણે "રાજકન્યા! તું સૌભાગ્યવતી હો, પુત્રવતી હો, ચિરકાળ પતિસહ આનંદમાં રહે; આ અમે તને આશીર્વાદ અને વર આપીએ છીએ. તને વૈધવ્ય કદિએ ન આવો. તારી પતિનિષ્ઠા જોઇને અમે પ્રસન્ન થયા છીએ. સાવિત્રી! આ વ્રતથી તારૂં કલ્યાણજ થશે. મૃત્યુ તરફથી તારા પતિને કોઇ પણ પ્રકારની બ્હીક નથી." એ વખતે સાવિત્રીએ કહ્યું; "આ આશીર્વાદ હું અકૃત્રિમભાવે સ્વીકારૂં છું. તમારા આશીર્વાદ ખરા હરો."

વૃદ્ધ દ્વિજોને, તેમજ તપસ્વી-મુનિજનોને, વંદન કરીને સાવિત્રી પર્ણકુટિમાં પાછી આવી, ને તેણે સાસુસસરાને વંદન કર્યું. એ પ્રસંગે એ ઉભય જણાએ સાવિત્રીનું જે કૌતુક કર્યું તે વર્ણનાતીત. એ કૌતુકમાં તેમણે કેટલીએ આશાઓ કરી. પુત્રનો અભ્યુદય ઇચ્છયો. સ્વરાજ્યની ઇચ્છા કરી, વહુનું મંગળ થાય એતદર્થ તેમણે પરમેશ્વરપાસે કેટલીએ પ્રાર્થના કરી. પુત્રવધુના કષ્ટથી તેમની આંખોમાં પાણી ઉભરાઇ આવ્યાં. એનું નાજુકપણું, કર્તવ્ય સંબંધી ભાવનાઓ, દેહકષ્ટ સહન કરવાની તૈયારી, આ બધી બાબતો તેમનાં મનમાં આવી તેમનાં અંતઃકરણો સાવિત્રીની બાબતમાં પ્રેમથી

ભરાઇ આવ્યાં. વ્રતની મહત્તા તેમણે અનેકવાર કહી બતાવી, અને તેમણે પણ તેને મંગળ આશીર્વાદ દીધા !

પરન્તુ એ આશીર્વાદોને લીધે, સાવિત્રીને જેટલો હર્ષ થયો, તેટલુંજ દુઃખ પતિનો મૃત્યુકાળ પાસે પાસે આવતો જાય છે એવું મનમાં આવતાં થયું. ભયથી તેનું ચિત્ત થરથર કંપવા લાગ્યું. સૂર્યનું વધુ વધુ ઉપર આવવું એ તેને પતિનું મૃત્યુજ લાગ્યું. તેની વૃત્તિ અત્યંત અસ્થિર બની ગઇ. તેનું મન વારંવાર મૃત્યુની પ્રાર્થના કરવા લાગ્યુ. તે અત્યંત દીન બન્યું. મનની યાતનાઓ તેનાથી અસહ્ય થઇ પડી ને છેવટે તે મનનું દુઃખ મનને કહેવા સારૂ ફરીથી એકાંતમાં જઇને બેઠી, પરન્તુ એકાંત એ શોકને ઓછો કરવાને બદલે તે શોકને વધુજ મદદ કરે છે; વધુજ ભરતી આણે છે. જે દુઃખ આખા વર્ષમાં તેને થયું નહીં તે એ વેળાએ તેને થયું. એ દુઃખમાં તે પારણું કરવાનુંએ ભૂલી ગઇ.

સાવિત્રીએ વ્રત સમાપ્ત કર્યું હતું; પણ પારણું કર્યું નહોતું; સાસુસસરાને લાગ્યું; 'સાવિત્રીએ હમણાંજ વ્રત સમાપ્ત કર્યું છે: થોડીવાર પછી તે પારણું કરશે!' તેથી તે થોડાક વખત કંઇ બોલ્યા નહીં. પરન્તું જેમ જેમ વખત વધુ જવા લાગ્યો તેમ તેમ 'વહુ પારણું કેમ કરતી નથી?' એ તે પ્રેમળ આસુથી સમજી શકાયું નહીં! તેથી દ્યુમત્સેને મહારાણી શૈબ્યાની સાથે તેની પાસે જઇને પ્રેમળપણાથી સાવિત્રીને કહ્યું, "વહુ બેટા! તેં જેવો વ્રતનો નિશ્ચય કર્યો હતો તે પ્રકારે તેં એ વ્રતને સુંદર રીતે પાર પાડયું છે. ને હવે પારણું કરવાનો સમય પ્રાપ્ત થયો છે. તો ભોજન કરીને પછી તારે જે કંઇ કરવાનું હોય તે કર; પરંતુ ભોજન વિના તું આમ બેસતી નહીં, બેટા! સૂર્ય કેટલો માથે આવ્યો છે તે જો! દીકરા, તું પારણું કયારે કરશે? ત્રણ દિવસ અન્ન પાણી લીધાં નથી, તો હવે પારણાંને શાનો વિલંબ કરે છે? વ્રત પૂરું થયા પછી પારણું કરવામાં આટલો વખત ન વીતાડીએ. જમ્યા પછી તારે કરવું હોય તે કર!"

પરન્તુ સસરાના એ કહેવાનું સાવિત્રીના મનપર કંઇજ પરિણામ થયું નહીં. જેના પતિનું કાળ ભક્ષણ કરે છે-ગ્રાસ કરવા ઇચ્છે છે, એને પારણું કરવાનું ક્યાંથી સૂઝે! એનું બધું લક્ષ્ય કાળ તરફ! પણ સાસરાના પ્રશ્નને ઉત્તર આપવા સારૂ તેણે કહ્યું, "સૂર્ય અસ્તાચળે ગયા પછી અને મારો મનોરથ સિદ્ધ થયા પછી, મેં પારણું કરવાનો નિશ્ચય કર્યો છે, સૂર્યાસ્ત પહેલાં હું પારણું કરવાની નથી!"



# ' હું આપની સાથે આવું છું. '

(૩૨)



નારદ મુનિએ સત્યવાનના મૃત્યુનું ભવિષ્ય કહ્યું, આજ બરાબર વર્ષ થયું હતું, થોડી ઘટિકાઓની માત્ર વાર હતી; એ દિવસે સવારે સાવિત્રીએ વ્રતની સમાપ્તિ કરી;–પણ પારણું કર્યું નહીં! મધ્યાન્હ પર્યંત ત્યારે તે ભૂખી રહી; ત્યારે સાસુસસરાએ તેને પૂછીને, પારણું કરવાને કહ્યું;' એ ઉપર નિવેદન કર્યું છે. ત્યાર પછી તેણે જે જવાબ આપ્યો તે સુદ્ધાં ત્યાં આગળ જણાવવામાં આવ્યું છે. સાવિત્રી પોતાના નિશ્ચયમાંથી જરા સુદ્ધાં ડગી નહીં. ત્રણ દિવસના ઉપવાસમાં સાવિત્રીના દેહની ને મનની શી અવસ્થા થઇ ગઇ હતી, તે, બ્હેનો, તમે વિસરી ન જશો. એ અવસ્થામાં શરીરની હાલચાલ કરવી પણ અશક્ય, કેટલી ગ્લાની, કેટલી દુર્બલતા, કેટલી તૃષા, કેટલી ભૂખ, કેટલો નિરુત્સાહ, કેટલો મનનો સંતાપ; પરંતુ એ પૈકી કશાનીએ અસર સાવિત્રીપર થઇ નહોતી! **નિશ્ચય એ અત્યંત મોટી શકિત છે. એ શકિત સાવિત્રીએ પ્રાપ્ત કરી લીધી હતી.** પણ કેવળ નિશ્ચય કરીને બેસવાથી મૃત્યુને કેવી રીતે ટાળી શકાય એમ હતું? નારદ મુનિએ સત્યવાનનું ભવિષ્ય કહ્યું હતું ખરું પણ એ મૃત્યુ ' ક્યાં અને કેવી રીતે આવશે ? ' એ જણાવ્યું નહોતું. સાવિત્રીએ વિચાર કર્યો; 'એ તેઓ જાણતા હોત તો તેમણે મને કહ્યું હોત, પણ તે તેમને સુદ્ધાં માહિત નહોતું. અર્-

ષ્ટની ગતિ કોઇનાથીએ જાણી શકાતી નથી, મૃત્યુજ એ સમજે છે ને જાણે છે.' એથી સાવિત્રી વધુ ચિન્તાક્રાંત થઇ. તેને, એ મૃત્યુ કેવી રીતે આવશે, એ કેમે કર્યું સમજાયું નહીં. જે 'ધ્યાનયોગ પરાયણ' 'પતિવ્રતા,' 'તપોન્વિતા' 'સાવિત્રીના જેવી તેજસ્વીના' અને 'ધર્મથી વિપરીત જેનું જરા સુદ્ધાં વર્તન નહીં, એને એ બીના ન સમજાય એ કેટલું આશ્ચર્ય !

પરંતુ મૃત્યુએ વિચાર કર્યો કે, "જે ઠેકાણે સાવિત્રી જેવી પતિવ્રતા છે, એ ઠેકાણે હું કેવી રીતે જાઉં ? જે પતિવ્રતાનું 'સૂર્યને ન ઉગવા દેવાનું સામર્થ્ય;' પોતાના સામર્થ્યવડે 'પૃથ્વીનું ભરણ-પોષણ કરવાનું સામર્થ્ય,' એ પતિવ્રતા આગળ હું કેવી રીતે જાઉં ? સાવિત્રી તો–મહાપતિવ્રતા ! દ્યુમત્સેનના તપોવનમાં જઇને સત્યવાનના પ્રાણ મારાથી હરણ કરી શકાશે નહીં ! તો સાવિત્રીને ને સત્યવાનને વિખુટાં પાડવાં જોઇએ !" આમ કહીને મૃત્યુએ એ બપોરે સત્યવાનને પ્રેરણા કરી.

ત્રીજે પહોરે સત્યવાન, ખભે કુહાડી નાંખીને વનમાં જવા નીકળ્યો. એ દિવસે સાવિત્રીની સત્યવાનની ઉપર એક સરખી દ્રષ્ટિ. એની આંખોનું એ દિવસે એટલુંજ કાર્ય. તેનાં નેત્રોનો વિષય સત્યવાન. આવી સ્થિતિમાં, એને છોડીને સત્યવાન ક્યાં જાય ! 'ત્રણ દિવસના નિર્જળા ઉપવાસ કરેલા, ને જેણે એ ચોથા દિવસે પણ પારણું કરેલું નહીં;' એ પ્રિયતમ પત્નીનો–પ્રાણના કરતાંય જેનાપર વધુ પ્રેમ, એ ભાગ્યશાળી સત્યવાન તેની રજા લીધા સિવાય કેવી રીતે જાય ! એણે સાવિત્રીની તરફ જોયું, તો એની આંખોમાંથી આંસુ સરી પડયાં ! સાવિત્રી ઉઠી; ને આજીજીપૂર્વક કહેવા લાગી, 'નાથ ! ઉભા રહો, મારા તરફ જુઓ અને પાછા ફરો !'

સત્યવાન ખભાપર કુહાડી નાંખીને વનમાં જવા સારૂ નીકળતાંજ સાવિત્રીના હોશકોશ ઉડી ગયા ને હિમ્મત હરાઇ ગઇ ! તેણે જાણી લીધું કે, સત્યવાનનું મૃત્યુ તપોવનમાં નથી; કાળ સત્યવાનને વનમાં જવાની બુદ્ધિ આપે છે. વ્રતોપવાસને લીધે હું ચાર

પગલાં ચાલવાનેએ શક્તિમાન નથી એમ જોઇને તે તેમને વનમાં લઇ જાય છે! વનમાં જવાનું મારાથી કેવી રીતે બનશે? હું વનમાં ન ગઈ ને તે એકલાજ ગયા, તો તેમને ત્યાં કોણ બચાવનાર છે! પણ વનમાં જવાની મારી ઇચ્છા કેવી રીતે પૂર્ણ થાય! સાવિત્રીએ એ વિચાર તત્ક્ષણ મનમાં બાણીને નેત્રમાંના આંસુ લુછીને સત્યવાનને કહ્યું, "આપને વનમાં જવાની મારી આજ્ઞાજ જોઇતી હોય, તો મારી એક ઇચ્છા આજ આપે પૂર્ણ કરવી જોઇએ!"

"પ્રિયા! તારી કઇ ઇચ્છા?" સત્યવાને અધીર થઇને પૂછ્યું, "પારણાને માટે હું તને ગમતાં ગમતાં ફળો વનમાંથી આવતી વખતે લેતો આવીશ!"

સાવિત્રીએ કહ્યું, "મને હજુ ખાવાની ઇચ્છા પણ થતી નથી. પણ આજ વર્ષભરમાં જે ઇચ્છા મેં આપની પાસે પ્રગટ કરી નથી, તે 'વન જોવાની ઇચ્છા' આજ મને થાય છે; તે મારી ઇચ્છા આપે પૂર્ણ કરવી! **મને આપની સાથે લઈ જવી.**"

"પ્રિયા?" સત્યવાને ચિન્તાક્રાંત થઇને કહ્યું, "પણ અગાઉ તું વનમાં કયારેય સુદ્ધાં ગઇ નથી, તે તને આજ હું વનમાં કેવી રીતે લઇ જાઉં! વનમાં જવું એ કંઇ સુખદ વાત નથી! એમાંય તને વનમાં લઇ જવી એ તો બહુજ કઠીણ. જાતેજ તું અત્યંત નાજુક; વનમાં ચાલવાનો તને અભ્યાસ નહીં; અને એમાં તેં એક દિવસ નહીં—બે દિવસ નહીં—ત્રણ દિવસના ઉપવાસ કરેલા! તને વનમાં કેવી રીતે લઇ જવી? વનમાંના માર્ગ અત્યંત વિકટ; ત્યાં પગલે પગલે દુઃખ, તે દુઃખ તારાથી કેવી રીતે સહન થશે? રથમાં બેસીનેય તને જે પરિશ્રમ થાય છે, તે તું વનમાં કેવી રીતે આવશે? રેશમના મૃદુ આસ્તરણપર ચાલવાની જેની યોગ્યતા તે કંટકકીર્ણ વનમાંના રસ્તાપર કેવી રીતે ચાલશે! ત્યાં પગમાં કેટલા કાંકરા ખૂંચશે; વાયુ કેટલા જોરમાં વાશે; અને તારાથી ચાર ડગલાં સુદ્ધાં ચાલી શકાશે નહીં! અને વનમાં આવવા જેટલી શક્તિ પણ પ્રિયા, તારામાં કયાં રહી છે? ગ્લાનીથી તારૂં મુખકમળ કેવું ગરીબડું થઇ ગયું છે! આંખોમાં પ્રાણ માત્ર રહ્યા છે!"

"નાથ ?" સાવિત્રીએ કહ્યું, "હું તમોને જેવી દેખાઉં છું એવું મને કંઇ સુદ્ધાં થતું નથી; અને તેવી હું નથી પણ. મને આપની સાથે વનમાં આવવાનો અત્યંત ઉત્સાહ છે. આપની સાથે વનમાં આવ્યાનો મને કંઈ સુદ્ધાં પરિશ્રમ થવાનો નથી. ઉપવાસથી જે ગ્લાની આવે છે, નિષ્પ્રાણતા લાગે છે, કંપ અનુત્સાહ લાગે છે તે મારામાં નથી. આપ મને વનમાં નહી લઈ જાઓ તો મારો નિરૂત્સાહ થશે. આપ 'હા' કહો; મારા પગમાં પર્વત ઓળંગવાનીએ શકિત આવશે. હું આપની બરોબર ગિરિશિખરોપર ચઢીશ ! ઉંડી ખીણોમાંએ હું આપની બરોબર ડોકીયું કરીને જોઇશ ! દર્ભ અને સમિધા, મારી આંગળીઓને ટોચશે નહીં ! આપનો એ અલ્પજ સહવાસ, પણ મને તે સ્વર્ગસુખ જેવો લાગશે ! મને આપ ના કહેશો નહીં."

"પ્રિયા !" સત્યવાને કહ્યું, "તને એટલો ઉત્સાહ હશે, તો હું, તારા મનમાં આવેલી 'વનમાં આવવાની' ઇચ્છા પૂર્ણ કરીશ! પરન્તુ ત્યાર પહેલાં વનમાં જવા સારૂ તું તારા સાસુસસરાની અનુજ્ઞા લઇ આવ. એમણે તને અનુજ્ઞા આપી કે, હું તને મારી સાથે લઇ જવાને તૈયાર છું. તને સાથે લેતાં મને આનંદજ થશે! તારો વિરહ મને પણ સહન થતો નથી. પણ તું સાસુસસરાને પુછી આવ; એમને વગર પુછે જો હું તને લઇ જાઉં તો તેમનો મારાપર દોષ આવે. સિવાય, તું ઉપવાસી છે એથી તો તે મારાપર વધુજ ગુસ્સે થાય ! એમનો ગુસ્સો હું કદિપણ મારાઉપર લેવાનો નહીં. માતાપિતા મારા દૈવત છે; તેમની આજ્ઞા મારે પાળવીજ જોઇએ. જા જલદી પૂછી આવ ! સૂર્યાસ્તની અંદર આપણે આશ્રમમાં પાછું આવવું જોઇએ. ત્યાર પછી તારે પારણું કરવાનું છે."

એ વખતે સાવિત્રીને કેટલો હર્ષ ! પગમાં ચાલવાની શક્તિ ન હોવા છતાં, તે દ્રુતગતિએ સાસુસસરાની પાસે ગઇ ! તેણે તેમને અભિવાદન કરીને કહ્યું, 'તેઓ, આપ ઉભયની અનુજ્ઞાથી ફળો

આણવા સારૂ વનમાં જવાને નીકળ્યા છે. આજ તેમની સાથે જવાની મને અત્યંત ઇચ્છા થાય છે! તો હું વનમાં જઈ આવું કે? વન જોવાની મને બહુજ ઉત્કંઠા થઇ છે! વ્રતોપવાસ કાળમાં એમનો વિરહ મને દુઃસહ થાય છે. એમની સાથે હું જરા વનમાં જઇ આવું કે? સિવાય આશ્રમમાં આવી છું ત્યારથી હું કદિ સુદ્ધાં બહાર ગએલી નથી...આમ કહીને સાવિત્રી સાસુસસરાની અનુજ્ઞા સારૂ મોટી ઉત્કંઠાથી ત્યાં આગળ ઉભી રહી. એણે કરેલી સાસુસસરાની સેવા, એ વખતે નકામી જનાર નહોતી; એણે તેમની જે સેવા કરી હતી તે આ વખતે તેને ઉપયોગી થઇ પડી. એના શબ્દને—જો કે તેણે ઉપવાસ કર્યા હતા, તો પણ સાસુસસરાથી નકાર આપી શકાયો નહીં.

પુત્રવધુના એ શબ્દ સાંભળતાંજ, સાસરાને આનંદ થયો! તેણે પૂછ્યું, "કોણ સાવિત્રી બોલે છે!...કેટલી નમ્રતા! તેની શી ઇચ્છા છે મહારાણી?"

મહારાણી શૈબ્યાએ કહ્યું, સત્યવાનની સાથે વનમાં જવાની સાવિત્રી ઇચ્છા કરે છે. એની સાથે વન જોઇ આવવાનું એ કહે છે, જવા દઉં કે એને સત્યવાનની સાથે?"

દ્યુમત્સેને કહ્યું; "શું! સાવિત્રી સત્યવાનની સાથે વનનું અવલોકન કરવાને જાય છે? એને ઉત્પન્ન થએલું 'કૌતુહલ' યોગ્યજ છે. પરન્તુ, તે ઉપવાસી છે ને? તો પછી તે વનમાં કેવી રીતે જશે?"

શૈબ્યાએ કહ્યું:—"તેનો આ પહેલોજ શબ્દ, આપણાથી કેવી રીતે ના કહેવાય વારૂ? આશ્રમમાં આવ્યા પછી તેણે આજની માગણી સિવાય આપણી પાસે કંઇ સુદ્ધાં માગ્યું નથી!"

દ્યુમત્સેન બોલ્યો, "ખરૂંજ, એના પિતાએ એને સ્નુષા તરીકે મારે સ્વાધીન કરી છે ત્યારથી એણે મારી પાસે કંઇ સુદ્ધાં માગ્યાનું મને સાંભરતું નથી. તો તેનો હેતુ પૂર્ણ થવો અત્યંત અવશ્ય છે. પણ બેટા સાવિત્રી—આમ કહી દ્યુમત્સેને તેને ઉદ્દેશીને કહ્યું, "તું આજ ઉપવાસી; તારૂં શરીર અત્યંત કોમલ! વનમાં તું કેવી રીતે જશે? વનમાં જવાનું તને કષ્ટ થશે ને?"

સાવિત્રીએ તરત હાસ્યમુખ કરીને મૃદુ સ્વરે સાસુસસરાને કહ્યું. "**તેઓ સાથે હોય એટલે મને શાનું કષ્ટ! એમની પાછળ** પાછળજ હું જઇશ; તે જ્યાં સુધી જશે ત્યાં સુધીજ હું જઇશ!"

દ્યુમત્સેને સત્યવાનને બોલાવીને કહ્યું,–"જો બેટા! આ છોકરી તારી સાથે વન જોવાની ઇચ્છાથી આવે છે; એને તું વનમાં બરાબર સંભાળીને લઇ જશે ને? તે અતિશય સુકુમાર; તો એને તું સારી રીતે સંભાળીને લઇ જા! અને સંભાળીને પાછી લાવજે! વનમાં તમે બન્ને એકબીજાને સંભાળીને જજો. અને બેટા સાવિત્રી, સત્યવાન તરફ તું દુર્લક્ષ કરતી ના. વનમાં તું ક્યારેય ગઇ નથી, તેથી તને હું આ કહું છું. વન જોઇને બન્ને જણ સૂર્યાસ્ત પહેલાં પાછાં આવજો." એમ કહીને, સાવિત્રીએ સાસુસસરાને નમસ્કાર કરતાં તેમણે તેને સૌભાગ્ય આશીર્વાદ દીધો. સત્યવાને પણ એ વખતે માતાપિતાના ચરણોમાં મસ્તક નમાવ્યું.

સત્યવાને માતાપિતાને અભિવાદન કરીને કહ્યું, "હું જાઉં છું."

---



# પતિનો અંતિમ સહવાસ.





(૩૩)

એ વેળાએ સાવિત્રીએ હૃદયને જેટલું મજબૂત કરી શકાય તેટલું કર્યું. ધૈર્ય, ઉત્સાહ, વિચાર, નિરીક્ષણ શક્તિ ને ગમન શક્તિનો લોપ થવા દીધો નહીં. આવી રીતે તે આશ્રમમાંથી પતિની સાથે વનમાં જવાને નીકળી, એ પ્રસંગે એના મુખપર જે હાસ્ય હતું તેવું હાસ્ય સત્યવાને ક્યારેય પણ જોયું નહોતું. એ હાસ્યમાં કરુણા, દયા, ઉત્કટ પતિભક્તિ, ને લીનતાનું સત્યવાને અવલોકન કર્યું.

સાવિત્રીને લઇને સત્યવાન જ્યારે વનમાં જવા નીકળ્યો ત્યારે તેને કેટલો ઉત્સાહ હતો એનું વર્ણન કરવાને અમે અસમર્થ છીએ. સદ્વિધિવડે જેણે સ્ત્રીનું પાણિગ્રહણ કર્યું એને, તેને વનમાં લઇ જતી વેળા કેટલો ઉત્સાહ હોવો જોઇએ! થોડીજ વારમાં સાવિત્રી-સત્યવાન, આશ્રમવાસીજનોની દ્રષ્ટિ આડે થયાં!

આજ સત્યવાનને વનમાં જવાને અત્યંત સ્ફૂર્તિ! વનમાં જવાને તેને આજના જેટલો ઉત્સાહ કદિ સુદ્ધાં પ્રાપ્ત થયો નહોતો. સત્યવાનનું આખું આયુષ્ય વનમાંજ વીતેલું, બચપણથીજ તેને વનમાં જવાનો અભ્યાસ; વનભાગોનું તેનું સૂક્ષ્મ નિરીક્ષણ; પ્રત્યેક પત્ર-પુષ્પ-ફળની તેને પૂર્ણ માહિતી; પ્રત્યેક પશુ પક્ષીની તેને માહિતી; સત્યવાન એટલે એક ઉત્કૃષ્ટ ચિત્રકાર! સત્યવાન કુદરતનો

અનન્ય ઉપાસક ! આજ તેને—'સાવિત્રીને વનમાંનું શું શું બતાવું ને શું શું ન બતાવું ?' એમ થઇ ગયું !

સાવિત્રી સત્યવાનની બરોબર કંઇ થોડો માર્ગ કાપીને ગઇ નહીં, ત્યાંજ તેને અનેક સુંદર દ્રશ્યો દેખાવા લાગ્યાં. એની સામે વનશ્રીથી શણગરાયલા સુંદર ડુંગરો; ગગનની સાથે અડી રહેલાં પર્વત શિખરો; વૃક્ષોની સમ્મર્દતા; મૃગોનાં યુથ, સુંદર સુંદર પક્ષી; દેવોના આરસારૂપ સુંદર સરોવર ! વાવો અને તળાવ ! એમાંના સુંદર કમળો ! જલૌધ અને જલપ્રપાત; મયૂરોનું નૃત્ય; પ્રફુલ્લિત થએલાં ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ તેજસ્વી વૃક્ષ.

સત્યવાને એ પ્રદેશમાં પ્રવેશ કર્યો નહીં એટલામાં સાવિત્રીને કહ્યું, "પ્રિયા ! આપણે હજુ વનલક્ષ્મીના અંતર્ભાગમાં ગયા નથી, વનો જોયાં નથી, એટલામાંજ આટલું સૌંદર્ય; તો પછી પ્રત્યક્ષ વનમાં ગયા પછી આપણને કેટલું સૌંદર્ય નજરે પડશે ! તારા નયનોનું કુતૂહલ આજ પૂર્ણ કરવું એવી મારી ઇચ્છા છે ! તું 'મૃગનયના' તેથી, તને મૃગ બતાવીને તારૂં કુતૂહલ હું પૂર્ણ કરીશ ! તું 'સુમધ્યમા' તેથી, તને સિંહ બતાવીને તારૂં કૌતુક હું પૂર્ણ કરીશ ! તું 'મૃદુગામિની' તેથી, તને હું ગજ–હાથી બતાવીશ. તારા કપોલ જેવાં રક્તપલ્લવ તને બતાવીશ. નાનાવિધ આકૃતિના પાંદડાં, સર્વ રંગના ફુલો, સર્વ વર્ણના પક્ષીઓ અને વનમાંના પશુઓ હું તને બતાવીશ ! વૃક્ષોની નીચે બેસનારાં હજારો મૃગનાં ટોળાં, મધપૂડાને માટે એક સરખા ધમધછાડા કરનારાં રીંછો, ચંદન વૃક્ષના સ્કંધ ઉપર રમનારા મહાન ભુજંગો, અને જે વન પ્રદેશમાં, 'હજારો મત્તમયૂર, આ સાયંકાળે, મેઘ તરફ જોઇને નૃત્ય કરે છે ને જે નીલવર્ણ કંદની શોભાથી એ સર્વ પ્રદેશ પણ તેવોજ નીલવર્ણ થઈ ગયો છે !' તે મયુરોનો પ્રદેશ હું તને બતાવીશ ! નદીને કિનારે ચાલતાં હોઇએ ત્યારે પાણીપરથી કેવો ઠંડો વાયુ આવતો હોય છે; કાંઠાપરના નેતરના બેટોમાંથી મોરલીના જેવો ધ્વનિ કેવો નીકળે છે; પાણી નજીક ઉગેલાં વૃક્ષનાં ફળો ટપ લઇને પાણીમાં પડતાં,

નદીઓનો ધ્વનિ કેવો વધે છે, એ બધું હું તને બતાવીશ ! દિશાઓની લંબાઇ માપવા સારૂજ કે શું જેની લાંબી લાંબી ડાળો નીકળી છે એવાં વિશાળ મહાવૃક્ષ, વનમાં હું તને બતાવીશ !" આમ કહી સત્યવાને સાવિત્રીને લઇ એ પ્રમાણે અનેક વનમાં પ્રવેશ કર્યો.

એ દિવસે સત્યવાનના પગની ગતિ અનિરૂદ્ધ ! સાવિત્રી થોભે તોજ સત્યવાન થોભે ! નહીં તો એક સરખો આગળજ. વનમાંની અદ્‌ભુતતા, વિચિત્રતા, રમણીયતા, સાવિત્રીને બતાવવા સારૂ તેનું મન ઉત્સુક ! એ ઉત્સુકતામાં તેના સ્વકતવ્યની વિસ્મૃતિ ! માતા-પિતાની વિસ્મૃતિ ! દેહનુએ ભાન રહ્યું નહીં !! સાવિત્રીને પાછળ રહેલી જોઇ સત્યવાને કહેવું, "જો, વનમાં તારાથી ઝપાટાબંધ ચલાશે નહીં એમ મેં તને નહોતું કહ્યું ? તારા પગને ચાલવાને વન એ યોગ્ય સ્થાન નથી !" સાવિત્રીએ જવાબ આપવો,–નહીં નાથ ! હમણાં તમે પ્રિયાલ વૃક્ષ તરફ લક્ષ લગાડીને જોતા હતા, તેથી હું પણ એના તરફ જોવા સારૂ થોભી ! હવે હું આપની બરોબરજ છું !" સત્યવાને કહેવું,–"પ્રિયા ! આ મોર જો; કેવો આનંદથી નાચે છે !" સાવિત્રીએ જવાબ આપવો, "મને તો એમ લાગે છે કે, 'મયુરનું–નૃત્ય' જોતાં જોતાં આપણે અહીંથી હાલવુંજ નહીં !" સત્યવાને કહેવું, "પ્રિયા ! પેલું ઇંદ્રધનુષ્ય જો ! મને એમ લાગે છે કે, એનો તને ચંદ્રહાર કરીનેજ પહેરાવવો !" સાવિત્રીએ પ્રત્યુત્તર આપવો, "આપે બાંધેલુ મંગળસૂત્રજ મને ચન્દ્રહારના કરતાં વધુ છે !" સત્યવાને કહેવું, "પ્રિયા ! આજ તું ઉપવાસી ન હોત તો મેં તને આ ફુલોમાંનું મધજ કાઢીને પીવા આપ્યું હોત !" સાવિત્રીએ કહેવું, "આપના શબ્દમાં જે મધુરતા છે તે મધુરતા એ મધમાં કયાંથી આવે એમ છે !" સાવિત્રીને એકાદા શિલાખંડપર ઉભી રહેલી જોઇને સત્યવાને તેને કહેવું, "પ્રિયા ! શિલાપર આજ હું કમળજ ઉત્પન્ન થએલું જોઉં છું !" સાવિત્રીએ જવાબ આપવો, "નહીં નાથ ! લગ્નમાં હું આવીજ રીતે પાષાણપર ઉભી રહી હતી; અને ઋત્વિજોએ મને,

'તું પાષાણના જેવું તારૂં મન ધટ્ટ કર' આમ કહ્યું હતું—એનું મને સ્મરણ થયું !"

આ પ્રમાણે સત્યવાનને સારૂં લાગે એટલા સારૂં સાવિત્રી ખોટુંજ હસતી ને બોલતી હતી ! પરન્તુ એ હાસ્યમાં, કેટલી મર્માંતિક યાતના ભરેલી છે એ સત્યવાનની જાણમાં નહોતું ! સત્યવાન આગળ ચાલવા લાગતાંજ સાવિત્રી તેનાપર એક સરખું લક્ષ રાખતી; અને તેના મનમાં નારદમુનિએ કહેલું પેલું વાકય ક્ષણે ક્ષણે ઘોળાતું હોવાને લીધે, 'સત્યવાન મૃત જ થયો;' એમ તે સમજતી હતી. એ વેળાએ તેની દ્રષ્ટિ એક સરખી કાળના તરફ હતી. રાજકુમારી હૃદયમાં બ્હીતાં બ્હીતાં એક નેત્રથી પતિ તરફ ને બીજાં નેત્રથી કાળ તરફ જોતી હતી. પતિ તરફ જોતી વેળા તેને હર્ષ, તો મૃત્યુ તરફ જોતાં—પેલી મૃત્યુ ઘટિકાનું સ્મરણ થતાં અત્યંત દુઃખ ! એ વખતે તેનાં નેત્ર એકજ વખતે બે કાર્ય કરતાં હતાં. સાવિત્રીનું હૃદય એ સમયે દ્વિધા થઇ ગયું હતું.

સત્યવાન એક સરખો આગળ ચાલ્યો જતો હતો એનું કારણ, એનું મૃત્યુ સ્થિર થયું નહોતું, એનુ મૃત્યુસ્થાન નિશ્ચિત થયું નહોતું ! વિધિસૂત્રથી તે ખેંચાયો જતો હતો; ને તે વિધિસૂત્ર જાણીનેજ સાવિત્રી તેની પછવાડે ચાલતી હતી !

છેવટે, સત્યવાને સાવિત્રીને વનો, વનમાંના વૃક્ષો, મૃગ, પક્ષી; તેવીજ નદીઓના પવિત્ર પ્રવાહ, તથા પુષ્પિત વૃક્ષો બતાવીને છેવટે તે એક વનને છેલ્લે છેડે આવ્યો. એ ઠેકાણે પલાશ વૃક્ષોના અનેક ખંડ હતા અને અમૃતસમાન દળોવાળાં ફળવૃક્ષ પણ ત્યાં હતાં. એ સ્થળેથી, દક્ષિણ દિશા તરફ એક માર્ગ જતો હતો; ને એ માર્ગ એક ઘોર અરણ્ય તરફ ગયો હતો ! એ માર્ગપર આવતાંજ, સત્યવાનને સ્વકર્તવ્યની સ્મૃતિ થઈ ! ને તેણે સાવિત્રીને કહ્યું, "પ્રિયા ! તને વન બતાવવામાં કેટલો વખત નીકળી ગયો એ મારા ધ્યાનમાં સુદ્ધાં આવ્યું નહીં ! આ જો સૂર્ય અસ્તાચળે ચાલ્યો ! આશ્રમમાં



રાજકુમારી ભયભીત હૃદયે "એક નેત્રથી પતિ તરફ ને બીજા નેત્રથી કાળ તરફ જોતી હતા !"

[પૃ. ૧૬૬

સમિધા અને કાષ્ટ લઇ જવાનું હું બીલકુલજ ભૂલી ગયો ! અને ફળો પણ આપણે વીણ્યાં નથી !

સાવિત્રીએ કંપિત સ્વરે કહ્યું, “ પ્રિયતમ ! કાષ્ટને માટે હજુ અહીંથી દૂર જવું જોઇશે કે ? ”

સત્યવાને દુઃખી હૃદયે કહ્યું, “ હા પ્રિયા ! કાષ્ટ અને સમિધા આ ઠેકાણે પ્રાપ્ત થવા જેવાં નથી. સામેના અરણ્યમાં જઇનેજ આપણે તે લઇ આવવાં જોઇએ. ફળ તો આ વૃક્ષ ઉપરથી આપણે લઇ શકશું; પણ પ્રિયા ! હવે વાતો કરવામાં વખત વીતાવવામાં સાર નથી. હું આ ઝાડ ઉપરથી ફળો તોડી તોડીને દઉં, તે તું કરંડીયામાં ભર. ” આમ કહીને સત્યવાને ફળ વૃક્ષ તરફ નિરીક્ષણ કરીને હાથ પહોંચનારાં ફળો તોડીને તે સાવિત્રીના હાથમાં દીધાં. સાવિત્રીએ પણ તે ફળો ઉતાવળે ઉતાવળે કરંડીયામાં ભર્યાં. અને પતિને કહ્યું, “ આજના પુરતાં આ ફળો પુષ્કળ થયાં ! આપ હવે લાકડાં કાપી લ્યો ! પણ, ” સાવિત્રીએ અરણ્યનું અવલોકન કરતાં કરતાં કહ્યું, “ લાકડાં કાપીને પાછાં આવતી વેળા અજવાળું હશે ને ? ”

સત્યવાને સાવિત્રી તરફ જોઇ હસીને કહ્યું, “ તને જેટલું આ અરણ્ય દૂર દેખાય છે તેટલું તે દૂર નથી. આ અરણ્યમાંથી હું હમેશાં સૂર્યાસ્ત થતાં નીકળીને, તું વૃન્દાવન આગળ દીવો કરે છે ત્યાં સુધીમાં આશ્રમની અંદર પાછો આવું છું. આજ તું સાથે છે તેથી જરા મોડું થશે. નહીં તો મોડું થવાને કંઇ સુદ્ધાં કારણ નથી. આ અરણ્યમાં જવાનો મારો હમેશનો અભ્યાસ છે, સિવાય, તું સાથે છે તેથી મને ચિન્તા કેમ નહીં હોય પ્રિયા ! ”

સત્યવાનના છેવટના મમતાના વાક્યથી સાવિત્રીના નેત્રમાંથી મૌક્તિક સમાન બે અશ્રુ પડ્યાં. સત્યવાનની જાણમાં ન આવે એવી રીતે તે અશ્રુ પાલવવડે લુછી નાંખી સાવિત્રીએ કહ્યું, “ મારા સારૂ આજ આપને કેટલો શ્રમ પડ્યો નાથ ! આશ્રમમાં જવાને મોડું

થાય તો પણ આ વૃક્ષ નીચે બેસીને આપના ચરણ ચાંપું એમ મને લાગે છે. શું રોજ આટલો બધો પરિશ્રમ કરવો પડે છે?" સાવિત્રીએ અશ્રુભરિત નયને પૂછ્યું.

સત્યવાન બોલ્યો, "પ્રિયા, તું તદ્દનજ ભોળી! અરે મને શાનો પરિશ્રમ! તારા જેવો શું હું નાજુક છું કે? પણ ચાલ... સૂર્ય અસ્તંગત થયો નથી ત્યાં સુધીમાં, હું લાકડાં કાપી લઉં ને તાબડતોબ આપણે આશ્રમ તરફ પાછાં વળીએ!"

---





સત્યવાને સાવિત્રીના તરફ જોઈને કહ્યું,—“પ્રિયા! તું આટલી ગભરાયલા જેવી આમ તેમ શું જુવે છે?”

[ પૃ. ૧૬૯

## યમરાજાનું આગમન.



(૩૪)



જે અરણ્યમાં કાષ્ટ તોડવા સારૂ સત્યવાને પ્રવેશ કર્યો તે અરણ્ય અત્યંત ભયાનક ! એ અરણ્યમાં જવાનો માર્ગ સુદ્ધાં વિકટ ! એ અરણ્યમાં વનનું સૌંદર્ય હતું; પણ તેટલીજ ભીષણતાએ હતી ! વૃક્ષોની અને વનલતાઓની એટલી ગરદી હતી કે ખરેમધ્યાન્હે પણ એ અરણ્યમાં પેસવું મુશ્કેલ ! ડાળોથી ડાળો અને પાંદડાથી પાંદડાં ગુંથાઇ ગએલાં ! ત્યાં આગળ અનેક મોટાં મોટાં વૃક્ષ ! વન્યપશુઓ એ અરણ્યમાં ફરતાં હોવાને લીધે સુકાઇને જમીનપર પડેલા પાંદડાઓના પુંજમાંથી એક સરખો અવાજ આવ્યાં કરે, એવા એ અવાજથી ધૈર્યવાન પુરૂષોનું સુદ્ધાં ચિત્ત વિચલિત થઇ જાય ! એ અરણ્યમાં ક્ષણ બે ક્ષણ પણ હિમ્મત રાખવી કઠીણ !–જ્યાં નજર ફેંકીએ ત્યાં ભયજ ભય ! સત્યવાને સાવિત્રી સહ એ અરણ્યમાં પ્રવેશ કર્યો.

સત્યવાને સાવિત્રીના તરફ જોઇને કહ્યું, "પ્રિયા ! તું આટલી ગભરાયલા જેવી, આમ તેમ શું જુવે છે ?"

સાવિત્રીએ બ્હીતાં બ્હીતાં જવાબ આપ્યો, "આ અરણ્ય મારા શરીરપર રોમાંચ ઉભાં કરે છે. આ અરણ્ય નિર્મનુષ્ય, આપણે

એજ આ અરણ્યમાં છીએ. અંધકાર તો જાણે આ અરણ્યને ઘેરી લેતો જાય છે! નાથ! સંધ્યાકાળનો વખત થતો ચાલ્યો. તે જોયું કે, એક તારકા સુદ્ધાં આકાશમાં ચમકી રહેલી મને દેખાય છે!" આમ કહીને સાવિત્રીએ સત્યવાનના સ્કંધને વધુ મજબૂત પકડી આકાશ તરફ અવલોકન કર્યું.

સત્યવાન બોલ્યો, "હું તને શું અમથોજ ભીરૂ કહું છું કે! અરણ્યમાં ભય તો હોયજ, પણ હવે, આપણને મોડું થતું જાય છે! હું ઝટઝટ લાકડાં તોડી લઉં." આમ કહીને સત્યવાન પોતાના ખભા પરનો સાવિત્રીનો હાથ દૂર કરવા લાગ્યો.

સાવિત્રીએ સત્યવાનને વધુજ દ્રઢપણે પકડી રાખતાં કહ્યું, "પણ આપ આમ છેટે ક્યાં ચાલ્યા?"

સત્યવાને કહ્યું, "પેલા સામેના વૃક્ષપર."

સાવિત્રીએ હઠપૂર્વક કહ્યું, "એ સામેના વૃક્ષપર? મને છોડીને એટલે આઘે જવું છે? અને આપ વૃક્ષપર ચડ્યા પછી, હું અહીં એકલી કેવી રીતે ઉભી રહું! અને એ વૃક્ષ ચડવામાં કેટલું અઘરું દેખાય છે!..."

સત્યવાને ભીરૂ સાવિત્રીના મનમાંની શંકા દૂર કરવાના હેતુથી કહ્યું, "પ્રિયા! વનમાં લાકડાં કાપતી વેળા, તેં મને કદિ જોયો નથી; તેથીજ તને એ બ્હીક લાગે છે! તું આ વૃક્ષની સામે કરંડક પાસે ઉભી રહીને, આજ હું લાકડાં કેવી રીતે તોડું છું તે જો. તું નીચે એકલીજ છે; પણ તારી સામે આવવાનું કોઇનામાંએ સામર્થ્ય નથી."

સાવિત્રીએ કહ્યું, "પણ નાથ! આપ ઝાડ ઉપર ચડીને ઉતરો ત્યાં સુધીમાં હું એક ક્ષણમાં હજાર હાક મારીશ, ને આપે મને એક સરખો 'જવાબ' આપવો જોઇશે. આપે જવાબ ન આપ્યો કે મારો પ્રાણ ઉડી જશે." આમ કહીને સાવિત્રીએ સત્યવાનને પોતાના બાહુ પાશમાંથી મહા કષ્ટે મુક્ત કર્યો! પાણીથી ચિક્કાર ભરેલું

સરોવર જેમ ફૂટવાની અણીપર આવે તેવી તેના શોકસાગરને એ વેળાએ ભરતી આવી.

સત્યવાન ખભાપર કુહાડી નાંખીને ઉતાવળે ઉતાવળે પેલા વૃક્ષ તરફ ગયો. એ એક વિશાળ વટ–વૃક્ષ હતું. સત્યવાન એ વિશાળ વૃક્ષના થડ આગળ જઇ પહોંચતાજ સાવિત્રીએ હાક મારીને કહ્યું, "નાથ! એક વાર મારા તરફ જુઓ." સત્યવાને પણ એમ કર્યું જ.

સાવિત્રીએ કહ્યું, "નાથ! ધીમે ધીમે ચડો...આપનો પગ લપસે છે."

સત્યવાને વૃક્ષપર ચડતાં ચડતાં કહ્યું, "પ્રિયા! હું કેટલો ધીમે ધીમે ચડું છું!" આમ કહીને સાવિત્રીએ ફરીથી પૂછતાં પહેલાં તો સત્યવાન અરધા ઉપર ચડી ગયો! અને એટલે ઉંચે ગયા પછી સાવિત્રીને તેણે કુતુહલથી પૂછ્યું,—"પ્રિયા! હજુ હું તને દેખાઉં છું ને?—"

સાવિત્રીએ જવાબ આપ્યો,—"હા; પણ નાથ, હવે બહુ ઉંચે ન ચડશો! પછી મને આપ દેખાશો નહીં!"

સત્યવાને ફરીથી પૂછ્યું, "હજુ હું દેખાઉં છું ને?"

સાવિત્રીએ કહ્યું, "હા, પણ હવે મને દેખાતા બંધ થયા છો! નાથ, નીચે ઉતરો! નીચે ઉતરો!"

સાવિત્રીની એ વિનંતિનો તદનંતર થોડી વાર સુધી ઉત્તર મળ્યો નહીં. પણ બીજીજ ક્ષણે ખૂબ ઉંચેથી અવાજ આવ્યો;—"પ્રિયા! મેં તને જવાબ ન આપ્યો એનું કારણ, તોડવા યોગ્ય ડાળીનું હું અવલોકન કરતો હતો. આટલી આ એક ડાળ તોડી કે પુનઃ ચાર દિવસ અગ્નિકાષ્ટને માટે વનમાં નહીં આવવું પડે! હું હવે બહુ મોડું નહીં કરૂં પ્રિયા."

સાવિત્રીએ કહ્યું, "નાથ! જલદી નીચે આવો; સન્ધ્યાકાળ થઇ ગઇ છે. આટલી સંધ્યાકાળે વૃક્ષ ઉપર વધારે વાર ન રહીએ, અને અંધારાને લીધે તમે દેખાતા પણ નથી..."

સત્યવાને ઉપરથી પૂછ્યું, "પ્રિયા, વૃક્ષની ડાળ તોડવાનો અવાજ તારા સાંભળવામાં નથી આવતો ?"

સાવિત્રીએ તરત જવાબ દીધો, "હા, મને તે અવાજ સંભળાય છે, પણ આ અવાજ કેટલો ભયંકર! ડાળી ઉપર કેટલા જોરથી ઘાવ કરો છો નાથ! વનમાં ફરીફરીને આપને શ્રમ થયો છે, હવે આપ વધારે શ્રમ ન લ્યો. હું અહીં એકલી નીચે ઉભી છું! આપ જલદી નીચે આવો. મને આ અરણ્યમાં બ્હીક લાગવા માંડી છે." આમ કહીને સાવિત્રી સત્યવાનના શબ્દને માટે કાન માંડીને સચિંત ઉભી રહી. કેટલીક ક્ષણ સુધી સત્યવાન તરફથી ઉત્તર આવ્યો નહીં. પણ થોડીજ વારે 'સત્યવાનને ખૂબ હર્ષ થયાનું' એના શબ્દ ઉપરથી સાવિત્રીને સમજાઇ આવ્યું!

સત્યવાને સાવિત્રીથી સ્પષ્ટ રીતે સાંભળી શકાય એથી ઉપરથી મોટે અવાજે કહ્યું, 'પ્રિયા! કાષ્ટ તુટી રહેવા આવ્યું છે!...આ કુહાડી હું નીચે નાંખું છું! તું જે ઠેકાણે ઉભી છે ત્યાંથી બાજુએ જા!"

સાવિત્રીને અત્યંત આનંદ થયો! તેણે આનંદથી કહ્યું, "પણ ઉતરતી વેળાએ ખૂબ સાવચેતીથી ઉતરજો. જીવને સંભાળીને ઉતરવું અને કાષ્ટ તોડી રહ્યા હો તોજ કુહાડી નીચે નાંખજો. હું બાજુએજ ઉભી છું."

સત્યવાને સાવિત્રીને પુનઃ હાક મારીને કહ્યું, "પ્રિયા! હવે આ લાકડું હું મારા હાથવડે પણ સહજમાં ભાંગીશ! હું કુહાડી નીચે નાંખું છું!"

સાવિત્રીના મનમાં એજ ક્ષણે એક ભયંકર કલ્પના આવી; ને તેણે કહ્યું,—"નાથ, નાથ! હાથવડે કાષ્ટ ન ભાંગશો! હાથથી તેને તોડવાનો પ્રયત્ન ન કરશો તે ડાળી બહુજ મોટી હશે...કુહાડીથીજ તોડો ને પછીજ કુહાડી નીચે..."

પરન્તુ, સાવિત્રીના મુખમાંનું તે વાકય પૂરૂં થતાં પહેલાંજ કુહાડી તેની સામે આવાને પડી. અને તેના પછીનીજ ક્ષણે એક સુકી ડાળી તુટવાનો કડકડ અવાજ થઇને તેની પછવાડે સત્યવાનના

મ્હોંમાંથી ‘ હા પ્રિયા, હા પ્રિયા ! ’’ આવા, તેનું હૃદય વિદીર્ણ કર-નારા,—તીવ્ર વેદનાના શબ્દ તેણે સાંભળ્યા.

પતિના એ શબ્દ કાને પડતાંજ, સાવિત્રી વૃક્ષના થડ તરફ દોડી ! નારદ મુનિના શબ્દ તેના ધ્યાનમાં આવ્યા; અત્યંત આશા પૂર્ણ દ્રષ્ટિથી તેણે વૃક્ષ તરફ જોયું; અને કહ્યું, “ નાથ ! જલદી નીચે આવો !—જલદી નીચે આવો !...”

સત્યવાન એ વખતે ત્વરાથી નીચે ઉતરતો હતો ! સાવિત્રીએ સત્યવાનનું દુઃખ ન જાણીને કહ્યું,—“ પ્રભુ ! આપને શાની વેદના થઇ ! કેવી વેદના થાય છે ? નાથ, નાથ, જલદી નીચે ઉતરીને આ દાસી પાસે આવો ! આ તમારી દાસીને તમારું દુઃખ કહો !... નાથ ! આટલું પ્રાણ વ્યાકૂળ થવા જેવું શું થયુ !...”

સત્યવાને વૃક્ષ ઉપરથી ઉતાવળે ઉતાવળે ઉતરતાં વેદનાના આવેશમાંજ સાવિત્રીને જવાબ આપ્યો, “ લાકડું તોડતાં તોડતાં કપાળમાંજ એક તડાકો લાગ્યો...”

એ તડાકો, જાણે કે સાવિત્રીના પણ કપાળે લાગ્યો ! એટલી સાવિત્રીને વેદના થઇ. એ વેદનાથી, સાવિત્રી કંઇક કાળ વિચાર-શૂન્ય થઇ ! પરન્તુ બીજીજ ક્ષણે શુદ્ધિપર આવીને એકદમ કહ્યું, “ નાથ, નાથ ! મારી તરફ નીચે આવો ! હું તમારી વેદનાને મટાડી દઉં. ”

સત્યવાને વ્યાકૂળ થઇને કહ્યું, “ પાષાણનોએ તડાકો આની આગળ કંઇ નથી. પાષાણની પેઠે તે વર્મ્ં લાગ્યો છે. મસ્તક તો જાણી ફાટી જવા લાગ્યું છે...એટલી વેદના થાય છે. સેંકડો પ્રકા-રની પીડા મારા મસ્તકમાં પ્રવેશે છે ! ઉતરવાની સુદ્ધાં હવે મારામાં શક્તિ રહી નથી પ્રિયા ! પરન્તુ, આ હું આવ્યો !...”

આમ કહીને સત્યવાન શક્ય તેટલી ઉતાવળે વૃક્ષપરથી નીચે ઉતર્યો; અને ક્ષણ માત્ર, બન્ને હાથવડે પોતાનું મસ્તક ધટ્ટ દાબી રાખીને, તે વૃક્ષના થડને ટેકવીનેજ ઉભો રહ્યો; ને તેણે કહ્યું, “પ્રિયા !

પગ નીચેની પૃથ્વી સરકે છે; દશેદિશા ફરે છે; મને ઘેરી આવે છે મારામાં–ઉભા રહેવાની શક્તિ રહી નથી.!"

સાવિત્રીએ એ ક્ષણે સત્યવાનને બે હાથવડે મજબૂત પકડીને નીચે બેસાડયો; અને તેનું મસ્તક પોતાના મૃદુ ખોળામાં લીધું. એ વેળાએ સાવિત્રીને સર્વ જગની વિસ્મૃતિ ! પતિનું મસ્તક ખોળામાં લઇને તે એક સરખી તેના મુખ તરફ જોવા લાગી—સત્યવાનના નેત્ર પ્રતિક્ષણે મીચાતાં ચાલ્યાં ! સત્યવાનને કશાનીએ ઇચ્છા નથી ! ક્ષણવારમાંજ સત્યવાન સાવિત્રીના ખોળામાં મૂર્ચ્છિત થયો ! એ વખતે સાવિત્રીએ પતિને શુદ્ધિમાં આણવા સારૂ જે પ્રયત્ન કર્યા તે વર્ણનાતીત. એ વખતના તેના ઉપચાર, શુશ્રૂષા,–તેવી કોઇએ પોતાના પતિની કરી નહીં હોય. એ વખતે સાવિત્રીએ પતિને ફુલની જેમ સંભાળ્યો, ફુલની જેમ રાખ્યો, પોતાનો ખોળો જાણે કે કુસુમનોજ બનાવ્યો ! સત્યવાનને ફુલોના ઓશિકાંપર પણ એટલું સુખ મળ્યું ન હોત.

સાવિત્રીએ પતિનું મસ્તક અંકપર લઇને કરુણ વાણીથી તેણે પરમેશ્વરને પોકાર કર્યો ! નારદ મુનિના ભવિષ્યનો પડતાળો મળ્યો; એમ તેને લાગ્યું. તે દિવસ; તે વખત, તે ક્ષણ, તે મુહૂર્ત, બધુ કંઇ મળ્યું એમ તેને લાગ્યું. અને તે અત્યંત શોકાકૂળ થઇ !—

**" લાવણ્ય નગરીનું નિધાન શોક સાગરમાં ડુબ્યું ! "**

એ વખતે તેના મનને ધીરજ આપનાર કોણ ! પતિના મુખનું તેણે એક સરખું અવલોકન ચાલુ કર્યું. એના મુખ ઉપર, કપોલ ઉપર તે એક સરખી હાથ ફેરવવા લાગી. ક્ષણે ક્ષણે, તેનાં નેત્રતરફ મીટ માંડીને જોવા લાગી !..."પણ સત્યવાનને શુદ્ધિ નથી !" સાવિત્રી સત્યવાનના મુખે–મસ્તકે પોતાના પાલવવડે પવન નાખવા લાગી.

પ્રતિક્ષણે તેની નિરાશા થતી ચાલી. તેના બધા પ્રયત્ન નિષ્ફળ જવા લાગ્યા. " સત્યવાન શુદ્ધિપર ન આવ્યો ! "

સાવિત્રીએ કહ્યું, " પ્રાણનાથ ! હું કેટલી આશાથી તમારી સાથે વનમાં આવી; મને એકલીને આ મહા વનમાં છોડીને આપ




સાવિત્રીએ જોયું કે એક રક્તાક્ષ, શ્યામમિશ્ર શુભ્રવર્ણું દિવ્ય પુરુષાકૃતિ, હાથમાં પાશ લઈને પોતાના પતિ તરફ એક સરખું જોઈ રહી છે. તે સાક્ષાત યમધર્મ જ હતો, [ પૃ. ૧૭૫

ક્યાં ચાલ્યા! આશ્રમમાંથી વનમાં નીકળતી વેળા મને સાથે લઇને નીકળ્યા, હવે મને એકલીને છોડી ક્યાં ચાલ્યા? મારી સાથે એક શબ્દ તો બોલો! ઘરે તમારા માતા–પિતા તમારી વાટ જોતાં હશે! એમને અહીંથી જઇને શું કહું! અને તમને છોડીને હું જાઉં પણ કેવી રીતે? સાવિત્રીનો તમારા ઉપરનો પ્રેમ જીવના કરતાં વધુ છે તે શું ખોટો થશે કે? સાવિત્રી તમને છોડીને કદિ પણ પાછી જવાની નથી! નાથ, નેત્ર ઉઘાડીને એકવાર મારા સામું જુઓ—'સાવિત્રીની શી સ્થિતિ થઇ છે!" આમ કહીને સાવિત્રી સત્યવાનને શુદ્ધિમાં લાવવા સારૂ વધુ વધુ પ્રયત્ન કરવા લાગી! એ કઠોર મુનિ–ભવિષ્યના નિરાકરણ સારૂ તે મથવા લાગી. પરંતુ સાવિત્રીને યશ નહીં! પંદર દિવસ પછી ચન્દ્ર જેપ્રમાણે ક્ષીણ ક્ષીણ થતો જાય તે પ્રમાણે સત્યવાનનો દેહ, કળાહીન થતો ચાલ્યો.

એટલામાં સાવિત્રીએ જોયું કે, એક રક્તાક્ષ, શ્યામમિશ્રશુભ્ર વર્ણની દિવ્ય પુરૂષાકૃતિ, હાથમાં પાશ લઇને, પોતાના પતિ તરફ એક સરખું જોઇ રહી પતિ સન્નિધ ઉભી છે. સાવિત્રીએ સત્યવાનને પોતાના ખોળામાં વધુ દૃઢ પકડયો. અને એ દિવ્ય આકૃતિ તરફ જોઇને કહ્યું,—" કાળ! થોભ; થોભ!' તે સાક્ષાત યમધર્મજ હતો.

———



# યમ અને સાવિત્રી.



(૩૫)



પોતાના પતિ તરફ એ રક્તાક્ષ શ્યામ-મિશ્ર શુભ્ર વર્ણનો અત્યંત તેજસ્વી પુરૂષ મીટ માંડીને જોઈ રહ્યો છે એવું જોતાંજ, સાવિત્રીએ ખોળામાંથી સત્યવાનનું મસ્તક હળવેથી ભૂમિપર મૂક્યું, ને તે બ્હીતી બ્હીતી તેમજ હૃદયમાં થર થર કાંપતી, હાથ જોડીને ઉભી રહી. એ મહાપુરૂષનું લક્ષ પોતાની તરફ ખેંચી લેવા સારૂ, તેણે અત્યંત નમ્રતાથી તે દિવ્ય પુરૂષને કહ્યું, “ મનુષ્યજાતિમાં કદિ પણ ન દેખાઇ આવતું આ અમાનુષ શરીર જોઇને હું આપને દેવ સમજું છું ! આવું દિવ્ય શરીર, અત્યાર અગાઉ મેં કદિ પણ અવલોકેલું નથી. આપ આ વનમાં આવીને મારા પતિ તરફ એક સરખા જોઇ રહ્યા છો;–તો આપ કોણ છો અને કઈ ઇચ્છાથી આ ઠેકાણે પ્રાપ્ત થયા છો; તે આ અબળાને માહિત થાય ! આપનું નામ અને અહીં આવવાનું કારણ, જાણવાની પણ મારી ઇચ્છા છે–”

યમે કહ્યું,–“ મનુષ્યપ્રાણીમાં હું કોઇની સાથે બોલતો નથી. પરન્તુ તું પતિવ્રતા છે, ને તપ કરેલું છે એથી હું તારી સાથે બોલું છું. મનુષ્ય જાતિમાં જન્મ લઇને પતિ સંબંધે તેં બહુજ ઉત્તમ અને મહાન આચરણ કરેલું છે. મને તું ‘ યમ ’ સમજી લે; આ તારા

ભર્તાની આયુર્મર્યાદા પૂરી થઇ હોવાથી, હું તેને લેવા સારૂ આવ્યો છું...એજ મારૂં કાર્ય !"

સાવિત્રીએ કહ્યું,-"ભગવાન્ ! મનુષ્યને લઈ જવા સારૂ આપના દૂત આવતા હોય છે; એમ મેં સાંભળ્યું છે. તો પછી આપ પ્રભુએ, આ મનુષ્યને લઇ જવા સારૂ, પોતે જાતે આવવાનો પરિશ્રમ શા સારૂ લીધો ! એ સમજી લેવાની મારી ઇચ્છા છે."

"છોકરી !" યમધર્મે કહ્યું, "આ તારી ઇચ્છા હું પૂર્ણ કરીશ. આ તારા ભર્તાએ અત્યંત પુણ્યકર્મ કરેલાં છે. આ તારો ભર્તા ધર્મ પ્રમાણે વર્તેલો છે, સત્યની બાબતમાં એની નિષ્ઠા અસામાન્ય હતી. તેવોજ એ અત્યંત માતૃપિતૃભક્ત હોઇ પરમેશ્વરે આ તારા પતિને અત્યંત રૂપવાન બનાવેલો છે. ગુણોનો તો એ કેવળ સમુદ્રજ છે ! આવા રૂપવાન, ગુણવાન અને સુકૃતવાન મનુષ્યને લઇ જવાનું કાર્ય, મારૂં હોય છે: પુણ્યવાન પ્રાણીના સિવાય, હું ધર્મ, કોઇની પાસે આવતો નથી. જે પાપી હોય છે તેના તરફ મારા દૂતો જાય છે !"

આમ કહીને, 'પતિવ્રતા સ્ત્રીની સાથે બોલવાનું હતું તે પૂરૂ થયું" એમ માનીને યમધર્મે સત્યવાનના જીવને પારલૌકીક ફળ પ્રાપ્ત કરી આપવા સારૂ, એના શરીરમાં વાસ કરી રહેલા અંગુષ્ટ માત્ર પ્રાણપુરૂષને, પોતાના પાશબલવડે બહાર ખેંચી કાઢયો ! એવી રીતે એ પ્રાણપુરૂષ સત્યવાનના દેહમાંથી બહાર પડતાંજ, સત્યવાનનું તે અત્યંત કાંતિમાન શરીર, પરન્તુ તે થોડીજવારમાં નિસ્તેજ, ચલન વલનશૂન્ય, એવું દેખાવા લાગ્યું. અમૃત કાઢી લીધેલો સમુદ્ર, નક્ષત્ર વિરહિત આકાશ, કિંવા ચન્દ્રવિનાની રજની,-એવું તે શરીર. પ્રાણ હરણ કરી લેવાથી અત્યંત અપ્રિય દેખાવા લાગ્યું ! જે ચૈતન્યપર સાવિત્રીનો લોભ, જે ચૈતન્યપર સાવિત્રીનો પ્રેમ, તે ચૈતન્ય -તે તેનો 'પ્રેમવિષય,' યમે છીનવી લીધો ! સાવિત્રીની દુઃખદ

સ્થિતિ તરફ, યમે એ વખતે જોયું સુદ્ધાં નહીં ! ને કૃતાર્થ થતાંજ, તે દક્ષિણ દિશાનો ઇંદ્ર, દક્ષિણ દિશા તરફ જવા લાગ્યો.

સાવિત્રીએ એ પ્રસંગે શોક કર્યો નહીં; સત્યવાનના દેહમાંથી એ પ્રાણપુરૂષને બહાર કાઢી તેને સાથે લઈને યમે દક્ષિણ દિશામાં ચાલવા લાગતાંજ, તે પણ તેની પછવાડે ચાલી નીકળી. એ વખતે સાવિત્રીને તેના સતિત્વના પ્રભાવે યમની બરોબર જવાની ગતિ પ્રાપ્ત થઈ.



# સ્ત્રી-ધર્મ.



## (૩૬)



કર્મે સાવિત્રીને છોડી નહીં. સાવિત્રીની સુખની થાપણ, સાવિત્રીનું કલ્પવૃક્ષ, સાવિત્રીનું છત્ર,-જે સત્યવાન,-તે સત્યવાન છેવટે સાવિત્રીને છોડીને ગયો! સાવિત્રીની એ સુખની થાપણ, તેની સામેજ કાળ ચોર લઇ ચાલ્યો! સાવિત્રીનું કલ્પવૃક્ષ, એ કાળે મૂળમાંથી ઉખેડી નાંખ્યું, અને એ સુખ છત્ર તેણે ભાંગી નાંખ્યું! એ વખતે સાવિત્રીને સર્વ ત્રિભુવન શૂન્ય દેખાવા લાગ્યું. સુકુમાર સાવિત્રીના ઉપર એ કેવડો ઘોર પ્રસંગ! સાવિત્રીને વૈધવ્ય શબ્દનો સ્પર્શ થયો. એ સ્થિતિમાંજ સાવિત્રી યમની પછવાડે ચાલી.

સત્યવાનના પ્રાણ હરણ કર્યા પછી સાવિત્રી પોતાની પાછળ આવશે એમ યમને લાગ્યું નહીં. પણ, યમ જેમ જેમ પોતાના સ્થાન તરફ ચાલ્યો જતો હતો, તેમ તેમ સાવિત્રી પણ તેની પછવાડે ચાલી જતા હતાં! એવી રીતે સાવિત્રીએ કંઇ થોડો માર્ગ આક્રમ્યો.

મનુષ્ય મારૂં અનુકરણ કરનાર નથી એમ જો કે યમને ખાત્રી પૂર્વક લાગતું હતું, તો પણ તેને, પતિવ્રતાની બહુ બ્હીક લાગતી હતી. સાવિત્રીને તેણે પ્રથમથીજ ‘ પતિવ્રતા ’ તરીકે કબુલાત આપેલી! સિવાય, એને તેની બ્હીક અનેક દિવસોથી હતી. જે બાના મનમાં

કિંવા સ્વપ્નમાં આવતી નથી તે બાબતમાં કોઈનું એ મન સાશંક થતું હોય છે! યમનું પણ તેમજ થયું. ત્યાર સુધીમાં યમે ઘણી પતિવ્રતાઓ જોઈ હતી! ને તે નિર્દયપણે અથવા ન્યાયપણે, તેના પતિને લઈ આવ્યો હતો! પતિને પહોંચાડવા આવવાને તેની જે મર્યાદા હતી એ તેને માહિત હતું. એ મર્યાદા પૂરી થતાં સુધી તેણે બીલકુલજ પાછું વાળીને જોયું નહીં! તપ્ત ભૂમિ ઉપરથી, અગ્નિની જવાળાઓથી શરીર દાઝતું હોવાછતાં, તપ્ત રસના સમુદ્રમાંથી, પાપીઓને ભોગવવા પડતાં અનેક ભયંકર દુઃખ જોતાં જોતાં, પ્રલય કાળના ઝંઝાવાતમાંથી, અંધારામાંથી તથા પ્રખર પ્રકાશમાંથી ને તેજમાંથી, સાવિત્રી યમની પછવાડે પછવાડે ચાલી જતી હતી. અગ્નિની ઉષ્ણતા, વાયુની શીતલતા, તેજની પ્રખરતા, તેને કંઈજ કરી શકી નહીં. શસ્ત્રોની તીક્ષ્ણતા, યમદૂતોની ભયંકરતા, એ બધું તે સહન કરી શકી. એનામાં અસામાન્ય ધૈર્ય ઉત્પન્ન થયું. યમરાજ તેની આગળ ચાલતો હતો એ વખતે તેણે તેના ઉપરથી પોતાની નજરને ચળવા દીધી નહીં, કે તેને આમ તેમ જવા દીધો નહીં! યમધર્મ જે જે માર્ગે જતો હતો તે તે માર્ગે તે ચાલવા લાગી. મનુષ્યથી ન ઓળંગી શકાય એવી સર્વ મર્યાદા તેણે ઓળંગી. અને તે યમની પછવાડેજ જવા લાગી. પુણ્યવાન પ્રાણીથી ઓળંગી શકાય એવી બધી મર્યાદાઓ પૂરી થતાંજ યમનું મન અત્યંત અધીર થઈ ગયું! કારણ, 'સાવિત્રી ખરી પતિવ્રતા હશે કિંવા વધુ પતિવ્રતા હશે, તો તે મારૂં અનુસરણ કર્યા વિના રહેશે નહીં એમ તેને લાગતું હતું!' ને તે તેને લાગતો હતો તે આત્મવિશ્વાસ છેવટે ખરોજ પડયો!

યમે પાછું વાળીને જોયું તો,—સાવિત્રી! સાવિત્રી તેની બરોબરજ! યમ થોભતાંજ તે પણ થોભી. તથાપિ યમને વિશેષ આશ્ચર્ય થયું નહીં. તેને લાગ્યું કે, સાવિત્રી જરા વધુ આગળ આવેલી છે તેથી તેણે પ્રેમળપણે કહ્યું, 'દિકરી! જા; તારો પતિપર બહુજ પ્રેમ. પતિને પહોંચાડવા સારૂ, તું બહુજ છેટે આવી છે, તો અહીંથીજ પાછી

જઇને પતિનો ઔર્ધ્વદૈહિક સંસ્કાર કર ! એને યોગે તારા પતિને ઉત્તમ લોક અને ઉત્તમ ગતિ પ્રાપ્ત થશે. પતિના લીધેલા ઋણમાંથી તું હવે મુકત થએલી છે. હવે પછી પતિનો વિચાર કરીને, તું તારૂં જીવન દુઃખમય ન કરી લેતી; જા ! તું જે આચરણ કરશે, એમાં તારા પતિને સંતોષજ છે. એમાં એને કંઇ ખરાબ લાગવાનું નથી. અલ્પ વય, અને તારૂણ્ય, તું વ્યર્થ ગુમાવતી ના ! આ પતિનું ઋણ તારે હાથે પૂર્ણપણે ફીટયું હોવાથી પુનઃ તને વિવાહ-બદ્ધ થવાને કંઇજ હરકત નથી. જા, બીજો પતિ કરીને સાધ્વી સ્ત્રીનું આચરણ કર ! તું પતિવ્રતા છે તેથી તારા કલ્યાણને માટેજ હું આ કહું છું !"

"શું ! હું પાછી જઇને બીજો પતિ કરૂં ? ધર્મરાજ ! જેણે પ્રાણીમાત્રને ધર્મનો ઉપદેશ કરવો, નીતિના શાસ્ત્રો શીખવવાં, જગતને પુણ્યનો અને તેના ઉદ્ધારનો માર્ગ બતાવવો, તેણેજ મને આ બોધ કરવો ? મૂર્તિમંત જે ધર્મ, એના મ્હોંથી હું શું આ નીતિ સાંભળું ? ધર્મરાજ, પતિવ્રતા કોને કહે છે તે આપ જાણતા નથી કે ? જે એક પતિને વરે છે તે પતિવ્રતા; બે પતિ કરે છે તેને કુલટા કહે છે; 'पतिव्रता चैकपत्नी द्वितीये कुलटा स्मृता।' આવું મેં સાંભળ્યું છે. પતિને જ્યાં લઇ જવામાં આવે કિંવા તે પોતે જ્યાં જાય, ત્યાં પતિવ્રતા સ્ત્રીના સંબંધથી સ્ત્રીએ જવું, આ પતિવ્રતા સ્ત્રીનો સનાતન ધર્મ છે. દેહને છોડીને જેમ તેની છાયા રહેતી નથી, તેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને છોડીને રહેતી નથી. અને એમાં આપની કૃપા, મેં આચરેલાં વ્રત ને મારી પતિસંબંધેની નિષ્ઠા, એણે મને ગતિ આપેલી છે ! પતિને છોડીને હું જઇ શકતી નથી !"

"છોકરી ! આ તત્વજ્ઞાન તું કયારે શીખી ?" યમે પૂછ્યું. "વિવાહ સમયે." સાવિત્રીએ જવાબ આપ્યો. "વરરાત્રે હું જ્યારે પતિની સાથે નીકળી એજ વેળાએ હું આ તત્વજ્ઞાન શીખી. મારા ને રાજપુત્રના શેલાની જ્યારે 'ગાંઠ' મારવામાં આવી ને હું

તેમની પછવાડે ચલી, ત્યારેજ હું સમજી કે, 'તે જ્યાં જાય કિંવા તેમને જ્યાં લઇ જવામાં આવે, ત્યાં મારે જવું' આ મારો ધર્મ છે.

"પણ પછી તે ગાંઠ છુટી નથી કે? તે ગાંઠ છૂટ્યા પછી, તમે ભિન્નજ થયાં!" યમે કહ્યું.

સાવિત્રીએ કહ્યું, "નહીં! તે ગાંઠ છૂટી, પણ એમનું મેં નામ લીધા પછી. જ્યાં સુધી તેમનું મેં નામ લીધું નહોતું,–સાવિત્રીના નામને ભિન્નત્વ હતું, ત્યાં સુધી તે ગાંઠ છૂટી નહીં. જે વેળાએ હું એમની અર્ધાંગના થઇ ને અમારી નામરૂપનેજ નહીં; પણ હૃદયની ગ્રંથી બાંધવામાં આવી, એજ વેળાએ એ ગાંઠ છૂટી. જ્ઞાનવાન પુરૂષોના સાથે સાથે સાત પગલાં ચાલવાથી તેમની મૈત્રી થાય છે એમ કહેવાય છે એ સંબંધથીજ હું આપની સાથે થોડુંક બોલું છું. તે આપ સાંભળી લ્યો. જે જિતેંદ્રિય હોય છે, તે આત્મજ્ઞાનને માટે બ્રહ્મચર્ય વાનપ્રસ્થ કિંવા સન્યાસ, આ ત્રણ પૈકી એકાદા આશ્રમનો આશ્રય કરીને રહે છે ને સત્યજ્ઞાનની પ્રાપ્તિ કરી લે છે. પરન્તુ જેમનાથી ઈંદ્રિયો જીતી શકાતી નથી, ને સત્યજ્ઞાનની પ્રાપ્તિ કરી લેવાની હોય છે તેમને, સજ્જનો તરફથી ગૃહસ્થાશ્રમ એજ એક શ્રેષ્ઠ ધર્મ કહેવામાં આવ્યો છે. સત્યવાને ગૃહસ્થાશ્રમ ધર્મનો સ્વીકાર કરેલો હતો. માતાપિતાની આજ્ઞાથી મારી સાથે વિવાહબદ્ધ થઇને તેમણે પોતાને યોગ્ય એવો ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. મારો હાથ તેમણે હાથમા લીધો; ને તું મારી સાથે સો વર્ષ સુખ ભોગવ એમ તેમણે કહ્યુ. એ ધર્મ પ્રમાણે હું તેમની **સહચારીણી** બની છું. તેમને આપ લઇ ગયા પછી, એ ધર્મનું આચરણ હું કેવી રીતે કરૂં? એમને લઇ જવાના હો તો આપ મને પણ તેમની સાથે લઇ જાઓ! તમારી હું કન્યા; તેને "વૈધવ્ય શબ્દ ન લગાડો, દયાળુ!"

યમે કહ્યું, "છોકરી! તારા પતિને લઇ ગયા પછી **તારા કલ્યાણના હેતુથી** હું તને એક વર આપું છું. સત્યવાનના જીવિત

સિવાય મારી પાસે તું કોઇ પણ એક વર માગ; અને પછી જા! પતિની પાછળ આવીને તું બહુંજ થાકેલી દેખાય છે!"

સાવિત્રીએ કહ્યું, "મારા સસરા અંધ થઇને સ્વરાજ્યથી ભ્રષ્ટ થયા છે, ને વનવાસનું અવલંબન કરીને આશ્રમમાં રહ્યા છે; તો એ રાજવરને આપની કૃપાથી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થાય ને તેમનું ગયેલું તેજ પાછું આવે! આ આપની પાસે હું વર માગું છું."

યમે કહ્યું, "હે નિષ્પાપ છોકરી! આ વર હું તને આપું છું. તારા કહેવા પ્રમાણે તારા સસરાને દ્રષ્ટિ આવશે અને તે, અગ્નિ તેમજ સૂર્યની પેઠે તેજસ્વી થશે. જા, હવે તું પાછી જા. અહીં સુધી આવવાનો શ્રમ લઇ તારે બહુ કષ્ટ વેઠવું પડ્યું છે. અહીંથી વધુ આગળ આવવાનો શ્રમ તું ન લેતો. તને ગ્લાનિ આવ્યા જેવું મને દેખાય છે!"

સાવિત્રીએ કહ્યું, "પતિ સન્નિધ હોવા છતાં મને શ્રમ શેને થાય! મારૂં બીજું પણ થોડું કહેવું આપ સાંભળી લ્યો. સર્વ લાભોના કરતાં ધર્મનો લાભ એ બહુ મોટો લાભ છે. અત્યારે તો મને પ્રત્યક્ષ 'ધર્મનોજ' લાભ થએલો છે. તારાં ચરણ છોડીને હું જાઉં તો હું નીચે પડું. **ધર્મજ** ન હોય તો **અર્થ** અને **કામ** ક્યાંથી મળે! તું મારી ગતિ. તુંજ મારો તારક. તારા જેવાની સંગતિનો મારા પતિને લાભ થવા છતાં તને છોડીને હું કેવી રીતે જાઉં?"

યમે કહ્યું; "ખરેખર! તારૂં બોલવું બહુ મીઠું છે છોકરી. આટલી નાની વયમાં આ ધર્મજ્ઞાન તને કોણે શીખવ્યું? પતિ સિવાય તારૂં કલ્યાણ થાય એટલા સારૂ હું તને બીજો પણ એક વર આપું છું. 'સત્યવાનના જીવિતસિવાય' તું બીજો પણ વર માગ! તારા મનમાં જે ઇચ્છા હશે. એ હું પૂર્ણ કરીશ. અને તું જા!–"

સાવિત્રીએ કહ્યું, "પ્રભુ! થોડા સમય પહેલાં મારા ધીમાન સસરા સ્વરાજ્યથી વંચિત થએલા છે. શત્રુએ તેમના રાજ્યનું હરણ કર્યું છે. ને તે આજ અરણ્યનો આશ્રય કરીને રહ્યા છે. તો એમ-

તુંજ રાજ્ય ફરીથી તેમને પ્રાપ્ત થાય ને મારા સસરા પોતાના ધર્મને ન છોડે; એવો મને વર આપો. એમને સ્વરાજ્ય આપીને આપ તેમને સુખ સંતોષમાં રાખો."

"છોકરી!" યમે કહ્યું, "તારી આ સસરા સંબંધી નિષ્ઠા જોઇને હું અત્યંત આનંદિત થયો છું; તારી ઇચ્છા પ્રમાણે બીજો પણ વર હું તને આપું છું; તું હવે પાછી જા! તારા ધર્મવાન સસરાને થોડાજ વખતમાં તેનું રાજ્ય પ્રાપ્ત થશે, ને તે પોતાના ધર્મથી કદિ પણ ચ્યુત થશે નહીં. પ્રજાનું યોગ્ય રીતેજ પાલન કરશે. રાજકન્યા! તારા મનમાંની સસરા સંબંધેની રાજ્યવિષયક અભિલાષા પૂર્ણ થઇ છે. તો તું હવે, 'અભિલાષા પૂર્ણ થઇ' તેથી પાછી જા! મારી પાછળ આવ નહીં! આગળ આવવાથી તને બહુ શ્રમ થશે!"

---



# કુલતારિણી સાવિત્રી.



(૩૭)

સાસરાને દ્રષ્ટિ અને સ્વરાજ્ય લાભ આ સાવિત્રીના મનોરથ યમના એ વરદાનને લીધે સફળ થયા! પરન્તુ એથી પતિની મુકતતા થઇ નહીં! '**વૈધવ્ય-શબ્દ નહી જોઇએ રે, દયાળુ!**' આમ તે જે કહેતી હતી તે શબ્દ સફળ થયા નહોતા. સત્યવાનને માટે તેના પ્રાણની ધડપડ ચાલુ હતી. **સત્યવાનને બચાવવો એજ તેની મુખ્ય દ્રષ્ટિ.** પરન્તુ **સુકુમારી, માગશે તે આપીશ** એમ યમે કહેવા છતાંય તેને પતિનો લાભ થયો નહીં.

એ વરદાન આપ્યા પછી યમને લાગ્યું કે, હવે સાવિત્રી પાછી જશે, સાવિત્રી હવે આગળ આવશે નહીં! પરન્તુ, સાવિત્રીની પતિનિષ્ટા તેને એક સરખી આગળ ખેંચતી હતી. પતિને માટે તેનો જીવ વ્યાકુળ થયો હતો. સત્યવાનના પ્રાણ પાછા ન મળે તો એ એ તો શું પણ સો વરદાન મળવાથી સુદ્ધાં તેનો શો ઉપયોગ! આથી સાવિત્રી પણ આગળ આગળજ ચાલી.

વળી થોડે દૂર ગયા પછી યમે પાછું વાળીને જોયું તો સાવિત્રી પુનઃ પાછળ! સાવિત્રી પછવાડે હતીજ! સાવિત્રીએ તેનો પીછો છોડયો નહીં! યમને અત્યંત આશ્ચર્ય થયું! એણે કહ્યું, 'શું! સાવિત્રી હજુ પણ મારી પાછળ આવે છે? એ વરદાન લઇનેએ

પાછા જવાની સાવિત્રીને ઇચ્છા નથી? સાવિત્રીને બીજી શી ઇચ્છા છે? એમ મનમાં વિચાર કરીને, યમ પુનઃ બોલ્યો!

ધર્મરાજ બોલતાંજ, સાવિત્રી સુદ્ધાં બોલી! ધર્મ રાજાએ દયાળુપણાથી કહ્યું, "સાવિત્રી! હજુ તું કેટલે છેટે આવશે! મૃત્યુ લોકથી તું બહુજ દૂર આવી છે. તો હવે પાછી જા. પાછી જઇને તારા સસરાને જે રાજ્ય આપ્યું છે તેનો ઉપભોગ લે; જા, પાછી જા!"

સાવિત્રીએ કહ્યું, "તે રાજ્ય સસરાજીનું થયું;—મને તેનો શો ઉપયોગ! પતિવિના, એ રાજ્યનો ઉપભોગ હું કેવી રીતે લઉં? સિવાય, મૃત્યુ લોકમાં જવાને હજુ મારૂં મન તૈયાર નથી! મારૂં મન પતિસન્નિધ–પતિને છોડી તે દૂર જવા ઇચ્છતું નથી. મારા પ્રાણપતિને તમે જ્યાં આગળ લઈ જવાના હશો ત્યાં આગળ હું આવવાનીજ. મારો માર્ગ કોઇનાથી એ અટકાવી શકાશે નહીં. પરંતુ હે ધર્મરાજ, હું બીજા બે શબ્દ કહું છું તે સાંભળી લ્યો. સજ્જનોની સંગતિ થવી મૂળમાંજ બહુ કઠીણ હોય છે. એમાંય તારા જેવા સજ્જનની સંગતિ થવી તો બીલકુલજ અશક્ય! તેમની (સત્યવાનની) પુણ્યાઇ મહાન તેથી તારી સંગતિનો મને લાભ થયો. સજ્જનોની સંગતિ જો બે પગલાં પણ થાય, તોય મનુષ્યનું હિત થાય છે. તો પછી તે અનેક પગલાં થવાથી કેટલું બધુ હિત થવું જોઇએ! લોખંડને પારસમણિનો સહવાસ થયા પછી તે સોનું નથી બન્યું એમ કયારેય પણ બન્યું છે કે? એમાંય તું કેટલો શ્રેષ્ટ સજ્જન! પ્રાણી માત્રનું કલ્યાણ કરવું એજ તારો ધર્મ. પ્રાણી માત્રનું અકલ્યાણ તારે હાથે કદિપણ થવાનું નહીં. કોઇએ જરા જેટલું પણ પુણ્ય કર્યું હોય તોય તેને તું ફળ આપે છે, સાત સાત જન્મના પાપોનું તું હરણ કરે છે! અદ્રોહ, અનુગ્રહ અને દાન, આ તારા ત્રણ પ્રધાન ગુણ. એ ત્રણ ગુણ જેની પાસે ન હોય તે સજ્જન નહીં. ખરા સજ્જન, પ્રાણી માત્રનું અહિત કૃતિમાં, ઉચ્ચારમાં કિંવા વિચારમાં સુદ્ધાં કદિ ચિન્તવતા નથી. પ્રાણિમાત્રનું વધુમાં વધુ હિત

થાય એજ તેમની ઇચ્છા હોય છે. શ્રેષ્ટ સજ્જન શત્રુપર સુદ્ધાં દયા બતાવતા હોય છે. કારણ, તેમનું મન અત્યંત ઉદાર,–અત્યંતમહાન હોય છે ! શત્રુપર દયા કરવી એ જો સજ્જનોનું બિરદ છે, તો સ્વધર્મ પ્રમાણે ચાલનારા—'પોતાના ધર્મને કદિ પણ ન છોડનારાઓનું રક્ષણ કરવું,' એ સજ્જનોનો કેટલો ધર્મ ! બીજાના સુખમાં વિષ કાલવવાનું કાર્ય સજ્જનોને હાથે કદિ સુદ્ધા થતું નથી ! તું ન્યાય આપનારાનેય ન્યાય આપનાર; તો 'શ્રેષ્ટ સજ્જન કેવો હોય છે' એ મને સમજાવીને કહે ! તારા મ્હોંથી સજ્જનની વ્યાખ્યા સાંભળીને મારા કાન તૃપ્ત થશે !"

યમધર્મે કહ્યું, "છોકરી ! તેં કરેલી સજ્જનની વ્યાખ્યાજ બરાબર છે. સજ્જનો તેવાજ હોય છે. તારૂં બોલવું સાંભળીને મારા મનને અત્યંત આનંદ થયો છે, તૃષાતુરને જેમ પાણી મળે, એ પ્રમાણે તારૂં બોલવું મને મીઠું લાગે છે ! સજ્જનો તારૂં બોલવું સાંભળીને તૃપ્તજ થશે. છોકરી ! પતિને લઈ જઈ તારા કલ્યાણને માટે હું બીજો પણ એક વર તને આપું છું;–પતિ સિવાય, તું મારી પાસે બીજું ગમે તે માગી લે."

સવિત્રીએ કહ્યું, "તું અનુગ્રહ કરે છે, તો હું મારા પિતાને 'શતપુત્ર' માગું છું. મારા પિતાને હું એકની એક દિકરી, ને તે સુદ્ધાં હું આજ તારી સાથે સાથેજ આવું છું ! મારે લીધે મારા પિતાને અત્યંત દુઃખ થશે. તો તેને મારૂં દુઃખ ન થાય તેથી, કુલ પરંપરા કાયમ રાખે એવા, અત્યંત તેજસ્વી સો પુત્ર આપ."

યમે કહ્યું, "સાવિત્રી ! તારી ઇચ્છા પ્રમાણે તારા પિતાને મેં સો સુપુત્ર આપ્યા છે. તે તારા ભાઇઓ મહા તેજસ્વી નિપજી કુલની કીર્તિ કાયમ રાખવા સાથે તારૂં સુદ્ધાં સંરક્ષણ કરશે ! હવે તું જા ! ભાઇઓસમવેત, તું આનંદથી રહે !"

સાવિત્રીએ અધિકજ નમ્રતાથી કહ્યું, "પતિ જે આપી શકે છે તે બાપ, ભાઈ, કોઈજ આપી શકતું નથી; તેં મને સો

ભાઇઓ આપીને મારૂં કલ્યાણજ કર્યું છે! હું જે આટલે દૂર આવી છું, તે તારી કૃપાદૃષ્ટિ છે તેથી! **પરસ્પરમાં જ્યારે પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યારેજ પરસ્પરનો પરસ્પરની ઉપર વિશ્વાસ બેસે છે.** ને સજ્જનોને વિષે તો, પ્રાણીમાત્રનો તે વિશ્વાસ વધારેજ બેસે છે. સજ્જનોને વિષે વિશ્વાસ રાખીને જેવું મનુષ્ય તેનું અનુસરણ કરે છે, તેવું તે બીજા કોઇનુંજ કરતો નથી. પોતાનાપર સુદ્ધાં તેનો તેટલો વિશ્વાસ હોતો નથી! પત્થરનોએ વિશ્વાસ રાખ્યો હોય તો તે ફળ આપે છે, તો પછી સાક્ષાત **દેવનીપર** વિશ્વાસ રાખીને શું કોઇ નિરાશ થાય? પ્રભુ, તું મારા પતિને પાછા આપશે એ આશાથી હું આટલે દૂર આવી છું.–તારા મહાન કુળ પ્રમાણે તું આચરણ કર! હે આદિત્યાત્મજ! અમો ચક્રવાકને તત્વતઃ તું એક કર!"

યમધર્મે કહ્યું, "હે સુશિલ સ્ત્રી! તારા કલ્યાણને માટે હું તને બીજો પણ એક ચોથો વર આપું છું;—પતિસિવાય તું બીજું ગમે તે માગ!–તું માગશે તે આપવાને હું તૈયાર છું!"

સાવિત્રીએ કહ્યું, "હે દેવેશ! મારા પતિને તું લઇ ગયા પછી, જગતમાં હું 'વન્ધ્યા' તરીકેજ રહેવાની છું! પુત્રોના તરફથી જેવું માતાનું કલ્યાણ થાય છે તેવું તે ભ્રાતાઓ તરફથી થતું નથી; તો વન્ધ્યા શબ્દ મારે કપાળે ન લાગે એવી મારી ઇચ્છા છે. તે શબ્દ તારી પુત્રીને ન લાગે એવો તું મને વર આપ. મારા પિતાને જે પ્રમાણે 'શતપુત્ર પ્રાપ્ત થશે' એવો તેં વર આપ્યો છે, તે પ્રમાણેજ સાવિત્રીને સુદ્ધાં શત સુપુત્ર થાય ને તે પિતાના તેમજ માતાના કુળનો ઉદ્ધાર કરે એવો સાવિત્રીને સુદ્ધાં વર દે; એટલે સાવિત્ર પાછી જશે! અત્યાર સુધી, મેં તારી સાથે 'અમૃત વાર્તા' કરી છે, તો હવે મને અપૂર્ણ મનોરથથી પાછી ન મોકલ!-શત પુત્રોનું વરદાન આપીને, મને કૃતાર્થ કર! કુળમાં પુત્ર ન હોય તો દ્યુમત્સેનનો વંશ કેવી રીતે પવિત્ર થાય!"

યમરાજે કહ્યું, "હે મહાસતી ! તારા કલ્યાણને માટે 'તને શત પુત્ર થશે.' એવો હું વર આપું છું. સત્યવાનને પિતા તરીકે સંબોધનારા તે પુત્ર, સત્યવાનના જેવાજ પરાક્રમી, બળ-વીર્ય-શાલી અને પોતાની માતાને આનંદ આપનારા હશે. હવે તું તારૂં મન શાંત રાખ; અને પાછી જા ! તે પુત્ર માતાના ને પિતાના બન્ને કુળનો ઉદ્ધાર કરશે. આ મારો ચોથો વર લઇને તું સત્વર પાછી જા. ગુણાલયે ! મને બહુ વિલંબ થાય છે ! મને તું હવે શરમાવતી ના ! મને જવા દે; ને તું પણ પાછી જા. !"

---



# પતિવ્રતા સાવિત્રી.



## (૩૮)




વિત્રીએ પિતાને શત પુત્ર ને પોતાને શત પુત્ર લઇને, બન્ને કુલનો ઉદ્ધાર કર્યો, '**જાન્હ-વીના પવિત્ર પ્રવાહની જેમ સાવિત્રી બન્ને કુળની તારનારી બની.**' સાવિત્રી રાજ્ય તારિણી થઇ, કુલતારિણી થઇ, પણ પતિ-તારિણી થઇ નહીં. ચાર વરદાન આપવા છતાંય યમે સાવિત્રીનો પતિ સાવિત્રીને પાછો આપ્યો નહીં. '**આવી વાતો સહસા બનતી નથી.**' એમ કહ્યું. શું, સાવિત્રીની પતિ-ભકિત એટલા વખતમાં યમને દેખાઇ શકી નહીં? જે યમધર્મનું સાવિત્રીએ ઉચ્ચારેલા સ્વરાક્ષર તરફજ-વ્યંજન તરફ લક્ષ—'**निवर्त,-तुष्टोस्मि, तवानयागिरा 'स्वराक्षरव्यंजन' हेतु युक्तया ॥**' એને સાવિત્રીનું અંતઃકરણ સમજાઇ આવ્યું નહીં, પતિ વિયોગની સંવેદના સાવિત્રીને કેટલી થાય છે એ સમજાઇ આવ્યું નહીં, એમ કેમ બને? સાવિત્રીની દયા આવવાથીજ યમધર્મ વારે વારે તેના તરફ જોતો હતો! પરન્તુ અમે કહીએ છીએ કે, સાવિત્રીની પતિભકિતની તે પરીક્ષાજ હતી! સાવિત્રીની પતિભકિત કેટલી મહાન હતી એની કસોટી અત્યાર સુધી થઇજ નહોતી. તે કસોટી ચોથા વરદાન પછી થઇ. સ્ત્રીઓની પ્રકૃતિ સ્વાભાવિકજ એવી હોય છે કે, ધનિક પુરૂષને જોઇ તેને પ્રીતિ ઉપજે છે, ને દરિદ્રી પતિનો અનાદર કરે છે.' આ સ્ત્રીસ્વભાવની, યમધર્મે પરીક્ષા જોઇ. સસરાને રાજ્ય આપીને, પિતાને શતપુત્ર આપીને ને તેને સુદ્ધાં શતપુત્ર આપીને એ પરીક્ષા લીધી. પરંતુ સાવિત્રી એટલું કરવા છતાં પાછી ફરતી નથી એનું યમને બહુ આશ્ચર્ય થયું!

'પ્રસન્ન થઇને ચાર વરદાન આપ્યાં છતાં સાવિત્રી પુનઃ પછવાડેની પછવાડેજ ! આથી યમરાજનું મન અત્યંત ચંચળ–અસ્વસ્થ થઇ ગયું ! પ્રત્યેક વરની વેળાએ 'સાવિત્રીએ થોડું પણ પાછા જવું જોઇતું હતું !' એવી યમરાજની ઇચ્છા ! પરંતુ સાવિત્રી એક સરખી તેની સાથેજ ! પદાર્થની છાંયડી પણ કંઇક કાળ પર્યન્ત દેખાતી બંધ થતી હશે; પરંતુ સાવિત્રી યમની પાછળની પાછળ ! આથી યમધર્મ તેના ધ્રુતિથી, તેના ધૈર્યથી, મોહમુગ્ધ થયો હોય તો એમાં નવાઇ શાની ? સાવિત્રી પુનઃ પછવાડેની પછવાડેજ !'

સાવિત્રીએ કહ્યું, 'નિત્ય સ્મરણ કરનારાનું યોગક્ષેમ (તેનું સંરક્ષણ) જો પુરૂષોત્તમ ન કરે, અને શરણાગતનો શ્રમ દૂર ન કરે તો એ દેવ શાનો ?' એજ સાવિત્રીને જોવાનું હતું. 'તને શ્રમ થયો !' "તને શ્રમ થયો !" આમ ફરી ફરીને કહેનારો દેવ, તે શ્રમ માત્ર દૂર કરતો નથી એનુંજ તેને આશ્ચર્ય થયું હતું. તેથી ચોથા વરના પછી પણ સાવિત્રી યમની પછવાડે ચાલી હતી ! પરંતુ, યમની પાછળ જવાનું એ ખરૂં કારણ નહોતું ! સંસાર સુખમાં વિષ કાલવનારો ધર્મ, પોતાના સુખને માટીમાં મેળવનારો ધર્મ, 'સજ્જન કેવો હોય છે, શ્રેષ્ટ સંત કેવો હોય છે' એ કહી બતાવ્યા છતાં તેના તરફ દુર્લક્ષ કરનારો ને 'સતીત્વની પરવા ન કરનારો ધર્મ' એ ધર્મને સાવિત્રી તરફથી 'સતીનો ઉત્તર' આપવાનો હતો. તે છેવટનો ઉત્તર આપવા સારૂજ, સાવિત્રી તેની પછવાડે જતી હતી. યમધર્મને સાવિત્રી રાજ્ય લોભિષ્ટ દેખાણી, ભાઇઓની તેને માયા દેખાણી, ને સત્યવાનને પરલોકમાં જવા દઇને શત પુત્રની પ્રાપ્તિ કરી લેવા એમ તેને લાગ્યું' એવો ધર્મનો તર્ક થયો. પણ ધર્મરાજની એ કેવડી મોટી ભૂલ ! શું રાજ્ય આપવાથી સાવિત્રી પાછી જનાર હતી ? ભાઇઓ આપવાથી તે પાછી ફરનાર હતી ? કે શત પુત્રોની પ્રાપ્તિ કરી લઇને તેના મનનું સમાધાન થવાનું હતું ? નહીં, નહી એમાંનું એને કશુંજ નહોતું જોઇતું ! યમરાજના હૃદયમાં પેસી મોટા મોટા વરદાન લઇનેએ પોતાના પતિને છોડાવ્યા સિવાય તે સતિએ

યમનો પીછો છોડયો નહીં. આ ઠેકાણે સાવિત્રીનું અત્યુચ્ચ શીલ, પતિવ્રતાનો શ્રેષ્ઠ ધર્મ, પતિને માટે સર્વસ્વનો ત્યાગ, કુલીનત્વ, વગેરે બાબતો સ્પષ્ટપણે નજરે આવે છે. અહીં સાવિત્રીના શીલની કલ્પના એટલી ઉત્કૃષ્ટપણે નજરે પડે છે કે તેટલી અન્યત્ર કવચિતજ જણાશે. અમે પણ સાવિત્રી પ્રત્યે એજ દ્રષ્ટિથી નિહાળીએ છીએ. યમે સુદ્ધાં 'અનિંદિતા' 'શુભા' 'ભાવિની' વગેરે જે વિશેષણો આપ્યાં છે તે અત્યંત મહત્વનાં છે. અને તેથીજ સાવિત્રીનાથી યમનું અનુસરણ કરી શકાયું,–યમની સાથે બોલી શકાયું. યમરાજે તો તેના વક્તૃત્વની વારંવાર પ્રશંસા કરી છે. તારા ગુણથી સંતુષ્ટ થયો છું, બોલવા પ્રમાણેજ તારી કરણી દેખાય છે, સત્યોદકના પ્રવાહવત તારી વાણી 'અમૃતમય' છે. આટલું આટલું યમે કહ્યા પછી સાવિત્રી પુનઃ પણ યમની પછવાડેજ ચાલતી ગઈ હોય તો એમાં કંઇ નવલ નથી! પણ યમરાજને તે કયાં સમજાયું છે? શ્રેષ્ટ સજ્જનની વ્યાખ્યા શી છે એવું સાવિત્રીએ પૂછ્યા પછીજ તેનો પતિ તેને પાછો આપવો જોઇતો હતો. પરન્તુ યમ ધર્મ સરખોજ આગળ ચાલ્યો.

એ વેળાએ તેની બરોબર ચાલતું સાવિત્રીને બહુજ મુસ્કેલ થયું! કારણ, એ વખતે યમધર્મને જે ત્વરા હતી, તે ત્વરા તેણે અન્યઃવેળાએ અનુભવી નહોતી; યમરાજનો તે પરાજયજ હતો. પરન્તુ સાવિત્રીની નમ્રતા અત્યંત વખાણવા જેવી! 'કૃપાળુ,' 'દયાળુ' કહી કહીને તેણે પુષ્કળ હાકો મારી જોઇ; પણ પાછું વાળી જોવાનું નામ નહીં! યમધર્મ એક સરખો આગળ ચાલતોજ રહ્યો! છતાં 'આગળ આગળ' પણ યમધર્મ કયાં જવાનો હતો? પતિનો પ્રાણ લઇને તે જે ઠેકાણે જાય તે ઠેકાણે જવાને સાવિત્રી તૈયારજ હતી! છેવટે યમધર્મજ થોભ્યો અને તેણે કહ્યું, "સાવિત્રી! હજુ પણ તું મારી પાછળ શા સારૂ આવે છે?"

સાવિત્રીએ અત્યંત નમ્રપણે કહ્યું, "સજ્જનોનો પ્રસાદ શાશ્વત હોય છે. સજ્જન જે એકવાર બોલે છે તે કદિ પણ પાછું લેતા નથી! સજ્જનોની વૃત્તિ સદૈવ-ધર્મ તરફજ હોય છે. અધર્મ તરફ

ભૂલે ચુકે સુદ્ધાં તેની પ્રવૃત્તિ હોતી નથી. કોઇ અધર્મ કરે તો તે તેને ખપતો નથી ! આપદ્ધર્મ તરીકે પણ તે અધર્મનું આચરણ કરવાને કહેતા નથી. પોતે તે પ્રમાણે વર્તે છે ને બીજાને પણ તે પ્રમાણે વર્તવાને કહે છે, શ્રેષ્ટ સજ્જનોનો તે ધર્મજ છે. ધર્મરાજ, સાવિત્રીને આપ એક મોટા અધર્મનું આચરણ કરવાનું કહો છો !"

ધર્મે કહ્યું, "હું ?"

સાવિત્રીએ નિર્ભયપણે કહ્યું, "હા, આપ મને શત પુત્ર આપીને, આપ મારા પતિને કેવી રીતે લઇ ચાલ્યા ?"

ધર્મરાજે કહ્યું, "**તે શત પુત્ર મારા વરદાનથી થશે!**"

સાવિત્રીએ કહ્યું, "**વૈધવ્ય દશામાં ?**" સાવિત્રીની વૈધવ્ય દશામાં સાવિત્રીને પુત્ર થશે? ધર્મરાજ, પતિવ્રતાને આપ આ કયો ધર્મ શીખવો છો ?

યમરાજે ગભરાઇ જઇને કહ્યું, "**સાવિત્રી ! સાવિત્રી !** તું સ્વર્ગ માગ, જગતમાંના સર્વ સુખો માગ; જગતનું ઐશ્વર્ય માગ !—"

સાવિત્રીએ યમરાજના ચરણો ધટ્ટ પકડીને કહ્યું,—"**તાત ! મારા પતિ આગળ મને સ્વર્ગ નથી જોઈતું; જગતમાંના સુખો નથી જોઇતાં, જગતનું ઐશ્વર્ય પણ નથી જોઈતું; મારા પતિના પ્રાણ મને પાછા આપીને આ કન્યાને સૌભાગ્યવતી કર ! એથીજ તારા શબ્દ ખરા ઠરશે !**

યમરાજની આંખોમાંથી એ વખતે અશ્રુની ધારા વહેવા લાગી. તેણે સદ્ગદીત થઇને કહ્યું,—"દિકરી ! જેના વૈધવ્ય જીવનમાં સ્વર્ગ-પ્રાપ્તિ થતી છતાં તેણે પતિને માટે તેનો ત્યાગ કર્યો, જેના વૈધવ્ય જીવનમાં જગતનાં તમામ સુખો પ્રાપ્ત થતાં હતાં છતાં કેવળ સતિત્વને માટે જેણે તેનો ત્યાગ કર્યો; જેને પતિ આગળ સર્વ જગતનું ઐશ્વર્ય તુચ્છ લાગ્યું, તે '**તું મારી દિકરી**' મને અત્યંત વ્હાલી છે ! તારા જેવી પતિવ્રતા આજ પર્યંત મેં જોઇ નથી. સાવિત્રી તારા પર પ્રસન્ન થયો છું; હે મહાપતિવ્રતા ! તારા પતિના

પ્રાણ હું તને પાછા આપું છું-પતિની સાથે તું ચિરકાલ સંયુક્ત રહે !" આમ કહી તેને મસ્તકે પોતાનો વરદહસ્ત મુકીને કહ્યું, તું મારી ધર્મની દિકરી છે, તારા ભર્તારને હવે તારે માટે હું ચિરકાળ બચાવીશ.

યમરાજે પુનઃ કહ્યું, "સાવિત્રી, તું હવે ચિન્તા ન કર ! તારા સસરાના બધા વેરી નાશ પામશે, તારા પિતાને શતપુત્રોની ઇચ્છા હતી તે તેની અભિલાષા પૂર્ણ થશે, અને સત્યવાનનાથી, કુળની કીર્તિને વૃદ્ધિંગત કરનારા, માતાપિતાનું પ્રિય કરનારા, તેજસ્વી એવા તને પણ સો સુપુત્ર પ્રાપ્ત થશે. દિકરા ! આ તારા પ્રિય ભર્તાને હું તારે સ્વાધીન કરું છું, એને તું પાછો લઇ જા ! તને પુત્ર પૌત્ર પ્રાપ્ત થઇને તું સત્યવાન સહ સુખેથી રાજ્ય ભોગવ. સાવિત્રી ! તારી પુણ્યાઇ મહાન, તેથીજ તને તારા પતિના પ્રાણ આજ હું પાછા આપું છું:—તું સુખી રહે !"

આમ કહી યમધર્મે સાવિત્રીને આશીર્વાદ આપી સત્યવાનના પ્રાણને તત્કાળ પાશમુક્ત કર્યો ને એ પ્રાણને ઉદ્દેશીને તેને કહ્યું, "હે પ્રાણ ! સત્યવાનના દેહમાં તું પુનઃ પ્રવેશ કર" આ પ્રમાણે પ્રાણને આજ્ઞા કરીને ને સાવિત્રીને આશીર્વાદ દઇને ધર્મરાજ ત્યાં આગળજ અન્તર્ધાન થઇ ગયા !

---






યમધર્મે સાવિત્રીના મસ્તકે પોતાનો વરદહસ્ત મૂકીને કહ્યું.– "તું મારી ધર્મની દીકરી છે, તારા ભર્તારને હવે તારે માટે હું ચિરકાળ બચાવીશ."

[ પૃ. ૧૯૪

# સત્યવાનને પ્રાણપ્રાપ્તિ.



( ૩૯ )



**પતિની સાથે એકનિષ્ઠ રહેવું, એજ પતિવ્રતાનું વ્રત.** સર્વ વ્રતોમાં તે અત્યંત કઠીણ અને મોટું વ્રત. સાવિત્રીએ એ વ્રતનું આચરણ કરીને યમરાજને પ્રસન્ન કર્યા. ને તેણે સત્યવાનના પ્રાણ પાછા આપતાંજ, જે ઠેકાણે સત્યવાનનું કલેવર પડ્યું હતું એ ઠેકાણે સાવિત્રી સત્યવાનના પ્રાણસહ પાછી આવી. એ વખતે સાવિત્રીને કેટલો આનંદ ! સાવિત્રીના એ મહાન આનંદનું અમે વર્ણન કરી શકતા નથી ! એ પ્રસંગનું સાવિત્રીનું સમાધાન એ અપૂર્વ ! સાવિત્રીએ આવીને મૃત પતિના મસ્તકને ફરીથી પોતાના ખોળામાં લીધું. અને તે પૂર્વવત્ બેસી રહી ! એ વખતે સાવિત્રીના હૃદયમાં આનંદની કેટલી ઉર્મિઓ ઉઠી રહેલી ! પતિનો પ્રાણ તેને પાછો મળેલો ! સાવિત્રીએ સત્યવાનના મસ્તકને ખોળામાં લઇને તેની તેણે નાના પ્રકારે શુશ્રૂષા આરંભી. સત્યવાન જીવતોજ છે, એમ સમજીને તે તેને બોલાવા લાગી ! એના મ્હોં તરફ હર્ષિત અંતઃકરણવડે મીટ માંડીને જોવા લાગી ! એના મસ્તકપરનો જટાભાર સરખો કરવા લાગી ! એના નેત્રપર હાથ ફેરવવા લાગી ! સત્યવાન તરફ તેનું એક સરખું ધ્યાન લાગી રહ્યું. એટલામાં સત્યવાનના અંગમાં ઉષ્ણતા આવ્યા જેવું તેને લાગ્યું !

સત્યવાનના મુખમાંથી શ્વાસોચ્છવાસ શરૂ થયાનું તેણે જોયું. એ વખતે તેના આનંદનો પાર રહ્યો નહીં ! તે વધુવધુજ શ્રમ લઇને સેવા કરવા લાગી. પ્રયત્નને સફળતા મળવા લાગે એટલે મનુષ્યને કેટલો ઉત્સાહ હોય છે ! એજ સ્થિતિ સાવિત્રીની પણ થઇ. થોડીજ વારમાં સત્યવાન સાવધ થયો. તે સાવિત્રીના અંકપર ડાબે પડખેથી જમણે પડખે ફર્યો ! અને પુનઃ ઉંઘી ગયો ! ઉંઘ પૂરી થવા આવી હોય ત્યારે જેવી મનુષ્યની હાલચાલ થાય છે તેવી તેની હાલચાલ થવા લાગી ! જાણે કે તે સુખસમાધીમાંથીજ જાગ્રત થતો હતો ! એવી નિદ્રા તેણે કદિપણ લીધી નહોતી ! તેની એ સ્થિતિ કંઇક કાળ પર્યંત તેવીજ રહી. પરંતુ પછી માત્ર તેને પૂર્ણ સંજ્ઞા પ્રાપ્ત થઇ ! એણે પોતાની આંખો ઉઘાડી. ને તે સાવિત્રીના મુખ તરફ ટક લગાડીને જોવા લાગ્યો ! સાવિત્રીનું મ્હોં એ વેળાએ તેને અપૂર્વ જ દેખાયું ! એ મુખની શોભા જોવી તેટલી થોડી એમજ તેને લાગ્યું. સાવિત્રીએ સુદ્ધાં એ વખતે કશાયે જાતની હાલચાલ કરી નહીં ! એ વખતનું તેમના નેત્રોનું મિલન તે કંઇ અપૂર્વજ હતું ! ક્ષણેક્ષણે સત્યવાન આશ્ચર્યમાં પડવા લાગ્યો ! પોતે કયાં છે એનીજ તેને ભ્રાન્તિ થઇ. જે દેવતાના ખોળામાં તે પડી રહ્યો હતો એ દેવતાની તેને ક્ષણભર પિછાણજ થઇ નહીં ! તે બીલકુલ મુંઝાઇ ગયો !

સત્યવાનની એ સ્થિતિ સાવિત્રીના લક્ષમાં આવી. તેણે પતિની હનુવટીએ હાથ લગાડીને કહ્યું, " પ્રાણ–વલ્લભ ?—"

સત્યવાનના રક્તોષ્ટપર, હાસ્યની એક રેષા પ્રગટી ! સત્યવાને નિશ્ચલ દ્રષ્ટિથી સાવિત્રી તરફ જોતાં કહ્યું,–" પ્રાણપ્રિયા, તેં મને જગાડયો કેમ નહીં ? અને તે ભયંકર પુરૂષ કયાં ગયો ? મને ખેંચીને લઇ જનારો તે શ્યામવર્ણ મહોજા પુરૂષ કયાં છે ?"

સાવિત્રીએ મૃદુસ્વરે જવાબ આપ્યો, " પુરૂષશ્રેષ્ટ ! આપ મારા ખોળામાં લાંબા સમયથી સુઇ રહ્યા છો ! તે ભગવાન યમધર્મ ચાલી ગયા. આપને પુષ્કળજ વિશ્રાન્તિ મળેલી હોવાથી હવે આપને ઉઠવું હોય તો ઉઠો; જુઓ રાત કેટલી થઇ છે !"

સત્યવાન સાવિત્રીના અંકપરથી ઉઠયો; અને તેણે એકવાર ચારે તરફ પોતાની નજર ફેરવી. રાત ઘણી થઇ છે એમ તેને લાગ્યું. પરન્તુ એને કંઇ સ્મૃતિ થવાથી તેણે કહ્યું, "પ્રિયા ! ફળો આણવા સારૂ હું તારી સાથે આશ્રમમાંથી નીકળીને વનમાં આવ્યો, આપણે બન્નેએ ફળ ભેગાં કર્યાં અને છેવટે લાકડાં લેવાના બાકી રહ્યાં તેથી હું એક વૃક્ષપર ચડયો. કુહાડી વડે એક ડાળીને તોડતાં તોડતાં તે તુટવા આવી તેથી મેં કુહાડીને તારી તરફ નીચે ફેંકી દીધી. ને બળ કરીને તે ડાળીને તોડવા જતાં મારા કપાળમાં જોરથી વાગ્યું, ને તરતજ હું નીચે ઉતરીને તારી તરફ દોડતો આવ્યો; ને તારા ખોળામાં માથું મૂકીને નિદ્રિસ્થ થયો; એ બધું મને યાદ છે. પણ, હું નિદ્રિસ્થ થયા પછી મારી આસપાસ સર્વત્ર ઘોર અંધકાર છવાયલો હોઇ એમાં એક ભયંકર પુરૂષ ઉભો છે એવું મેં જોયું. તે બધું સ્વપ્ન હતું કે ખરૂં ? એ તને કંઇ માહિત છે કે ? તે મહાપુરૂષ કોણ ?"

સાવિત્રીએ કહ્યું, "રાજપુત્ર ! આ રાત પ્રતિક્ષણે વધતી ચાલી છે,—'તે શું હતું ?' એ બધું હું આપને કાલે કહીશ. હવે આપ ઉઠો. ઉઠીને સાસુ સસરાજીને પ્રથમ મળો. તે બન્ને આપણા સારૂ વ્યાકૂળ બન્યાં હશે ! સૂર્ય કયારનોય આથમી ગયો છે છતાં આપણે હજુ અહીંજ છીએ. તે બન્ને આપણી ચિન્તા કરતાં હશે ! આ ઘોર રાત્રીમાં આ વન્ય પશુઓના અવાજ પણ કેટલા ભયંકર સંભળાય છે ! હવે આપણે અહીં ન રહેવું જોઇએ. આ નૈઋત્યદિશા તરફથી સંભળાતું શિયાળીયાનું બોલવું સાંભળીને મારૂં હૃદય ભયથી કંપિત થાય છે !"

સત્યવાને કહ્યું, "આ શિયાળીયાનું બોલવું શુભ સૂચકજ છે. પરન્તુ આટલી રાત્રે તું આશ્રમમાં કેવી રીતે જશે ! ઘનઘોર અંધકારથી વ્યાપ્ત થએલાં આ વને તો અત્યારે ભયંકર સ્વરૂપ ધારણ કરેલું છે ! માર્ગ પણ તારા ધ્યાનમાં રહેશે નહીં ! તો પછી કેવી રીતે જઇ શકાશે !"

સાવિત્રીએ કહ્યું, "આ અરણ્યના કેટલાક ભાગમાંથી ચીનગારીઓ ઉડતી મને દેખાય છે. ને કેટલેક ઠેકાણે વૃક્ષોપર અગ્નિ પણ સળગે છે. તો ત્યાંથી એ અગ્નિ આણીને હું તે આખી વાટમાં પ્રજ્વલિત રાખીશ. પ્રાણનાથ, આપે કશાનીએ ચિન્તા કરવી નહીં. અને જો આપનાથી ઉઠાતું નહોય ને આપને પણ રસ્તો હાથ આવે એમ નહોય તો આ રાત આપણે અહીંજ કાઢીએ! સવારે માર્ગ દેખાવા લાગતાંજ આશ્રમમાં જઇશું, ત્યાં સુધી જોઇએ તો આપ મારા ખોળામાં વિસામો લ્યો. એટલે વધારે આરામ લાગશે. આપની ઇચ્છામાં આવે તેમ કરો!"

સત્યવાને કહ્યું, "પ્રિયા! તારા શીતલ ઉપચારોને લીધે મારી શિરોવેદના હવે પૂર્ણપણે મટી ગઇ છે. અને મારા મનને પુષ્કળ હોંશિયારી આવી છે. મારા મનમાં અત્યાર સુધી જે બ્હીક લાગતી હતી તે પણ હવે નષ્ટ થએલી છે. પ્રિયતમા! આજ જો તું મારી સન્નિધ નહોત તો મારી શી અવસ્થા થઇ હોત! આજપર્યન્ત મને આવું કદિ પણ થયું નહોતું. પણ અકસ્માત મારે હાથે કેમ ભૂલ થઇ કોણ જાણે! નહીં તો વૃક્ષોપર હું હજારો વાર ચઢયો હોઇશ, અને આવી ડાળીઓ તોડી હશે, પણ પ્રિયતમા, થવાનું હોય તે થોડુંજ ચુકે છે?"

સાવિત્રીએ જવાબ આપ્યો, "નહીં, થવાનું કદિજ ચુકતું નથી! જે થવાનું હોય તે થાયજ. એવું થવાનું નહોત તો આપને વનમાં આવવાની બુદ્ધિજ શા સારૂ થઇ હોત? વનમાં આજ આપે ન જવું એવો મેં કેટલો આગ્રહ કર્યો હતો વારૂ! મારૂં કહેવું એ વખતે આપે કેમ ન માન્યું?"

સત્યવાને કહ્યું, "થયું તે ખરૂ, પણ હવે પછી હું તારા એક પણ શબ્દની અવગણના નહીં કરૂં. પતિનું જે સ્ત્રી કલ્યાણ ચિન્તે છે, તેનું કહેવું પતિએ માનવુંજ જોઇએ. સ્ત્રી એ સર્વ દુઃખોની નિરસનકર્ત્રી છે. કોઇ પણ દુઃખમાં સ્ત્રી એજ એક ઔષધિ છે. દુઃખ-રૂપી રોગનું નિદાન જેવું સ્ત્રી જાણે છે, તેવું બીજું કોઇજ

જાણતું નથી, '**नच भार्यासमं किंचिद्विद्यते भिषजां मतम्। औषधं सर्व दुःखेषु...**' આ શું ખોટું છે પ્રિયતમા ? આજ તારો મારાપર કેટલો ઉપકાર થયો. આજ તું નહોત તો હું જીવથી ગયો હોત...શી એ ભયંકર વેદના ! !" સત્યવાનને અંગે રોમાંચ આવતાં કહ્યું.

સાવિત્રી બોલી, "એ બધું હવે વિસરી જવાનું ને ?...એનું સ્મરણ ફરીથી શા સારૂ કરવું ? આપની પુણ્યાઇ મોટી, તેથીજ આજ મારા પરનું સંકટ ટળ્યું. હવે વ્રતનું પારણું કરવાને મને કેટલો આનંદ થશે !"

સત્યવાને શુદ્ધિમાં આવીને કહ્યું, અરે હા ! હું બીલકુલજ ભૂલી ગયો ! તું હજી ઉપવાસી છે એ મારા ધ્યાનમાંજ આવ્યું નહીં. પ્રિયા, મારી સ્મરણશક્તિ હજુ જોઇએ તેવી ઠેકાણે આવી નથી. પ્રિયા ! ફલોનો આહાર કરી લે."

સાવિત્રીએ કહ્યું, "આટલી અપરાત્રે ?"

સત્યવાને કહ્યું, "શું એટલી અપરાત્ર થઇ છે ? અપરાત્ર થતાં સુધી શું હું હજી વનમાંજ રહ્યો છું ? તને અને મારા માતા-પિતાને સંકટમાં નાંખનાર હું કેટલો મૂઢ ! માબાપને દુઃખમાં નાખનારો મારા જેવો કુપુત્ર બીજો કોણ છે ? આમ કહી સત્યવાન બહુજ દિલગીર થયો.

સાવિત્રીએ કહ્યું, "નાથ ? આપ આપને કુપુત્ર ન કહો. એથી મારા મનને અત્યંત દુઃખ થાય છે !"

સત્યવાન દુઃખી થઇને બોલ્યો, "પ્રિયા ! આ વખતે હું મને પોતાને દોષ ન દઉં તો કોને દઉં ? જે પોતાના માતાપિતાની આજ્ઞાનો ભંગ કરે છે, તે કુપુત્રજ. મારા માતાપિતાએ મને સંધ્યા-કાળેજ ઘરે પાછા આવવાનું કહ્યું હતું. આ! મારી આવી કેવી નિદ્રા, કે જે મારા માતાપિતાને દુઃખમાં નાંખે છે ? મારા માતાપિતાની શી અવસ્થા થઇ હશે ? પ્રિયા, હાય હાય ! મારા માતાપિતાને અતિકંચિત પણ દુઃખ થએલું મેં જાણ્યું તો હું પ્રાણ રાખવાનો

નથી ! આજપર્યન્ત તેમણે મને પોતાના પ્રાણના કરતાંય પ્રિય માનીને ઉછેર્યો તે ઉપકાર હું કેવી રીતે વિસરી જાઉં ? પ્રિયતમા, તેમનું સ્મરણ થતાંજ મારૂં મન અત્યંત અસ્વસ્થ થઇ ગયુ છે !"

સાવિત્રીએ કહ્યું,–" મનમાં જરા ધીરજ રાખો."

સત્યવાને કહ્યું, "આજપર્યન્ત હું આટલો મોડો આશ્રમમાં ક્યારેય ગયો નથી ! એકાદ દિવસ મને મોડું થએલું જોતાંજ એ મારાં વૃદ્ધ માતાપિતા પર્ણકુટીના દ્વારમાં મારા દર્શનને માટે અત્યંત ઉત્સુક થઇને બેસે છે ! અને હું તેમની સન્નિધ જતાંજ મારા મસ્તકપર હાથ મૂકીને, અવઘ્રાણ કરીને અને મને હૃદય સાથે ચાંપીને કહે છે, "પુત્ર ! પુત્ર ! તારે માટે અમે કેટલીવારથી વાટ જોઇને બેઠા છીએ !–બેટા, તને આવવાને આટલી રાત શાથી થઇ ? તું વનમાંથી ઘરે આવે ત્યાં સુધી અમારા જીવમાં જીવ નથી હોતો ! બેટા, વનમાંથી તું જલદી આવતો જા ! અમારી વૃદ્ધાવસ્થામાં તું અમારાથી ક્ષણભર સુદ્ધાં દૂર ન રહે એમ અમને પ્રત્યેક ક્ષણે લાગે છે ! તુંજ હવે અમારા વંશનો આધાર. અમારા કુળની વૃદ્ધિ તારા-પરજ અવલંબી રહેલ છે. અમારા કીર્તિવંત પૂર્વજોને પિંડ આપ-નાર તુંજ, તેમની ઇચ્છા પૂર્ણ કરનાર પણ બેટા તુંજ ! અમે વૃદ્ધ થયા છીએ; અમારો હવે ઘડીનોએ ભરૂંસો નહીં ! જ્યાં સુધી તું કુશળ છે, ત્યાં સુધી અમે પણ જીવતાં છીએ;–નહીં તો અમે પ્રાણત્યાગ કરીશું ! તારા વિના પુત્ર ! એક મુહૂર્ત પણ અમારાથી **'ન जिवाय....न जिवाय'**

સાવિત્રી ! એ વેળાએ મારા વૃદ્ધ માતાપિતાના પવિત્ર અશ્રુથી હું સ્નાન કરૂં છું. અને મને મોડું થયું તેથી મને અત્યંત ખરાબ લાગે છે. મારા માતાપિતાનું એ બોલવું સાંભળીને મારા જીવની એ પ્રસંગે જે સ્થિતિ થાય છે તેનું હું શું વર્ણન કરૂં ? મારા પિતાનું રાજ્ય ગએલું ! દૃષ્ટિ ગએલી ! વનવાસ પ્રાપ્ત થએલો ! અને મારૂં બચપણ; એથી મારા અંતઃકરણને જે દુઃખ થાય છે તે શું કહું ?



"રાજપુત્ર! મેં જો દાન દીધું હોય, તપ કર્યું હોય, ભૂલે ચુકે પણ કદિ ખોટું ન બોલી હોઉં, તો આજની રાત મારા સાસુ સસરાને સુખાવહ-સંકટ સિવાય જાઓ!" [પૃ. ૨૦૧

સાવિત્રી ! હું અભાગી રાજપુત્ર. હું રાજપુત્ર હોવાછતાં મારા માતા પિતાને સુખ નહીં ! સાવિત્રી ! આટલા વખતનો મારો વિયોગ થયા પછી તે મારા વ્હાલા માતા–પિતા બચ્ચા પણ નહીં હોય; હવે એ માતૃપિતૃસુખશૂન્ય થએલા આશ્રમમાં જઇને મારે શું કરવું છે ! એના કરતાં આ ઠેકાણે એકાદા હિંસ્ર જનાવરના ભક્ષ્યસ્થાને પડીને મરવું શું ખોટું ? સાવિત્રી ! મારા પિતા એજ મારૂં પરમ તપ; પિતા ધર્મ; પિતા સ્વર્ગ;—'**पिता धर्मः पिता स्वर्गः पिताहि परमं तपः ॥** ' એમને સંતુષ્ટ કરવા એ સર્વ દેવોને સંતુષ્ટ કરવા જેવુંજ હું સમજું છું. એમની ઇચ્છા પ્રમાણે વર્તવું એજ મારો ધર્મ. એમના કરતાં મને બીજો કોઇ પણ ધર્મ પ્રિય નથી ! પ્રિયા, માતાપિતાની સ્મૃતિથી, હું હવે મૃતજ થયો છું ! તેઓ કુશળ છે એવું જાણતાં સુધીમાં મારાં ગાત્રોમાં હવે શક્તિજ આવવાની નથી. પ્રિયા, માતાપિતાને દુઃખ દેનારા આ પુત્રના પ્રાણ તેનાં શરીરમાંથી નીકળો જાઓ !"

આમ કહીને માતાપિતાના પ્રેમથી દિવાનો બનેલો, તે ધર્મ-વાન રાજપુત્ર સત્યવાન, હાથ ઉંચા કરીકરીને મોટે મોટેથી રડવા લાગ્યો. પોતે કયાં છે, શું કરે છે, એવું પણ તેને ભાન રહ્યું નહીં! અને એ રાજપુત્રે, રાજકન્યા સાવિત્રીને અત્યંત દુખમાં નાંખી !

એ વખતે સાવિત્રીએ પોતાનું બધું દુઃખ દાબી રાખી પતિની સમજુત કરવા સારૂ બોલી, "રાજપુત્ર ! મેં જો દાન દીધું હોય, તપ કર્યું હોય, ભૂલે ચુકે પણ કદિ ખોટું ન બોલી હોઉં, તો આજની રાત આપના માતાપિતાને સુખાવહ–સંકટ સિવાય જાઓ ! હું સદ્ધર્મથી વર્તી હોઉં, કોઇનુંએ અહિત ન ચિન્ત્યુ હોય, પતિ-પર મારી નિષ્ઠા હોય, હું માતૃપિતૃભકત હોઉં, તો એ પુણ્યાઇથી આ રાત્ર બધાઓનેજ સુખકારક થાઓ;—આજ પર્યન્ત મેં કદિ પણ અનૃત ભાષણ કર્યું નથી." આમ કહીને સાવિત્રીએ શોકાકુલ થએલા પતિના નેત્રમાંના આંસુ પોતાના પાલવવડે લુછી કાઢયા ને શાન્ત-પણે તેણે પતિને કહ્યું, 'પ્રાણનાથ ! મારો હાથ પકડીને ઉઠો, હું

તમને ધીમે ધીમે આશ્રમ તરફ લઇ જઇને આપના માતાપિતાનો મેળાપ કરાવું છું. આપ શોક ન કરો. આ તમારી પ્રિયતમ પત્નીપર વિશ્વાસ રાખો.

સત્યવાન બોલ્યો, "પ્રિયતમા ! તારા સિવાય આ સત્યવાનને સંકટમાંથી છોડવનાર કોણ છે? તું મને હાથ દે; મારા શરીરમાં હવે ત્રાણજ રહ્યું નથી !" સત્યવાન કહેવા લાગ્યો કે, સાવિત્રી ! ગમે તેમ કરીને "તું મારો આ દુઃખમાંથી ઉદ્ધાર કર."

ત્યાર પછી ઉઠીને સાવિત્રીએ પોતાના મુક્તકેશ બાંધ્યા, અને બાહુનો આધાર દઇને સત્યવાનને ઉઠાડયો. એણે પોતાના શરીરે લાગેલી માટી ખંખેરી કાઢી અને સાવિત્રીના સ્કંધપર ધીમેથી હાથ મુકીને બોલ્યો, "પ્રિયા, ચાલ ! આપણે આશ્રમમાં જઇએ. આશ્રમમાં જવા સારૂ મારૂં મન અત્યંત ઉતાવળું ને અધીર થયું છે ! હું જતાં સુધી મારાં માતાપિતા પ્રાણ ધારણ કરશે કે નહીં એની મને શંકા છે, તું હવે વિલંબ ન કર."

એ વખતે સાવિત્રીને કેટલો હર્ષ ! સત્યવાન બોલ્યો, પ્રિયતમા, એ કુહાડી-હું લઉં છું; આશ્રમમાં તારા વ્રતોદ્યાપન સારૂ ફળો લઇ લેવાં એમ મને લાગે છે; પણ તે હું કેવી રીતે લઉં !"

સાવિત્રીએ કહ્યું, "પ્રાણનાથ ! આ ફળો આજ અહીંયાજ રહેવા દઇએ; આપની કુહાડી માત્ર હું આપણી સાથે લઉં છું. કુહાડી સાથે હોવી જોઇએ !"

સત્યવાન એકલોજ એવી સ્થિતિમાં કંઇક કાળ ઉભો રહ્યો. સાવિત્રીએ ફળોનો કરંડીઓ એ વટ–વૃક્ષની એક ડાળે ભેરવ્યો. અને પતિની કુહાડી લઇને તે પુનઃ પતિ–સન્નિધ આવી. પતિના મુખનું તેણે એકવાર હર્ષથી અને ગર્વથી અવલોકન કર્યું ! પતિનો નાજુક વામ હસ્ત પોતાના વામ સ્કંધપર લીધો, અને કુહાડી લઇને, તે પતિસહ આશ્રમ તરફ જવાને નીકળી. સત્યવાનને આશ્રમ તરફ જવાની આ વખતે કેટલી ઉતાવળ !

---



પતિનો નાજુક વામહસ્ત પોતાના વામ સ્કંધપર લીધો અને કુહાડી લઇને તે પતિસહ આશ્રમ તરફ જવાને નીકળી. [ પૃ. ૨૦૨

## 'હા પુત્ર ! હા સાધ્વિ વધૂઃ ! ક્યાં છો ક્યાં છો !!'





(૪૦)

સત્યવાનને જે વેળાએ પ્રાણ-પ્રાપ્તિ થઇ, એજ વેળાએ દ્યુમત્સેનને નેત્ર પ્રાપ્તિ થઇ. અને તે પૂર્વવત સર્વ કંઇ જોવા લાગ્યો. પરન્તુ, પૃથ્વીમાંનું સર્વ ધન આપવાથીએ ન મળે એવાં ચક્ષુરત્ન પ્રાપ્ત થવા છતાંએ, તેનું તેને કંઇજ લાગ્યું નહીં ! **પુત્ર અને પુત્રવધુ એજ તેનાં ચક્ષુરત્નો;** એ ખોવાયા પછી એકલા નયનમણિનો શો ઉપયોગ ? દ્રષ્ટિ નહોતી ત્યારે તેણે રાજ્ય ગયેલું જોયું, વૈભવ ગયેલો જોયો; પણ દ્રષ્ટિ પ્રાપ્ત થઇને આજ તેને પુત્ર ખોવાયાનું જોવું પડયું ! કેટલું એ એનું દુર્દૈવ ! પણ તે તેનું દુર્દૈવ પણ સુદૈવજ હતું. પુત્ર મોહથી અન્ધ બનેલા દ્યુમત્સેનને તે સમજાયું નહીં. પુત્રને હંમેશના કરતાં આવવાને મોડું થતાંજ, એ વૃદ્ધ દંપતિનાં મન પુત્ર-શોકથી વ્યાપ્ત થયાં. 'સત્યવાન હજુ કેમ ન આવ્યો ?' 'હજુ તે કેમ આવતો નથી ?' આવો તેમણે એક સરખો ઘોષ શરૂ કર્યો. ને જેમ જેમ પુત્રને આવવાને વિલંબ થવા લાગ્યો, તેમ તેમ તેમની ચિન્તા અધિકજ વધી ! પુત્રને મોડું થવાને શું કારણ હશે એ તેમનાથી સમજાયું નહીં ! એથી એ બન્ને બહુજ શોકાકુલ થયાં ! જ્યાં સુધી દ્રષ્ટિ પ્રાપ્ત થઇ નહોતી ત્યાં સુધી દ્યુમત્સેન શોકજ કરતો હતો. પરંતુ દ્રષ્ટિ પ્રાપ્ત થતાંજ, તેને ઉન્માદ થયો ! એ ઉન્માદમાં 'પુત્ર ! સ્નુષા ' એમ કહેતો કહેતો તે મહારાણી સહ આશ્રમમાંથી

બહાર પડયો ! સર્વ આશ્રમ, વનો, નદીઓ, સરોવરકાંઠા, તે શોધી વળ્યો ! પણ ક્યાંઇ સુદ્ધાં એ ઉભયને પુત્રનો શોધ લાગ્યો નહીં ! ક્યાંઇથી કંઇ અવાજ સંભળાયો કે ઉત્સુકતાથી તેઓ પોતાનાં દયામણાં મુખ ઉંચાં કરીને એ દિશા તરફ જોવા લાગતાં, અને આનંદ પામી કહેતાં, "**આવ્યો ! આવ્યો ! સત્યવાન સાવિત્રી સાથે આવે છે !...તે જુઓ !** " પરંતુ ક્ષણમાત્રમાંજ જ્યારે તેમની તે શંકા ખોટી પડતી ત્યારે તે ઉન્માદમાં આવી દોડવા લાગતો, ક્ષણેક્ષણે મૂર્ચ્છિત થતો, મોટેથી રડતો અને પત્થરપર તેમજ પૃથ્વીપર પડતું મૂકતો ! એવી સ્થિતિમાં એ બને ગાંડાની જેમ આમ તેમ દોડતાં હતાં એ વખતે તેમના કરકરા ને વાઢીયા પડેલા પગોને ઠોકરો લાગી એમાંથી લોહી વહેવા લાગ્યું. કંટક કાંટાથી તેમનાં શરીરો વિદ્ધ થયાં. અને તે બન્ને લોહીથી તરબોળ થઇ રહ્યાં !

દ્યુમત્સેનને અકસ્માત દ્રષ્ટિ પ્રાપ્ત થઇને પુત્રશોકથી બેફામ બની કાંટાકુંટીમાં તે દોડે છે, જમીનપર પડતાં મુકે છે એમ જોતાંજ એ તપોવનમાંના તમામ મોટા મોટા ઋષિઓ રાજાના સમાધાનાર્થ તેની આસપાસ એકત્રિત થયા. તેમણે ઘેરાજ ઘાલ્યો ! અને ધીરજ આપીને કહ્યું, "અરે રાજા ! તેં આ વ્યર્થ શોક શા સારૂ માંડયો છે ? તને દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થઇ છે, એ સુચિન્હ છે. રાજા, તું શોક ન કર,–તારો પુત્ર જીવતો છે. ને તે તને જલદીથી ભેટશે. ઉઠ ! આશ્રમમાં ચાલ. અમો વૃદ્ધની બે વાતો તું સાંભળ; એ તને ખોટી લાગે તો પછી તું શોક કર. ઉઠ, તારી પત્નીને ધીરજ દે." આમ કહીને એ ઋષિ–સમૂહમાંના કેટલાક વૃદ્ધ ઋષિઓએ પોતાના હાથવડે દ્યુમત્સેનને ધીમેથી ઉઠાડયો. ને તેને તથા તેની પત્નીને લઇ તેઓ આશ્રમમાં પાછા આવ્યા.

દ્યુમત્સેનને એ વખતે તાબડતોબ સારા સારા ઉપચાર કર્યા, એ ઋધાય ઋષિ તેની આસપાસ બેઠા. અને તેને સમાધાનની બે વાતો હેવા લાગ્યા, એની અગાઉ જે મોટા મોટા રાજાઓ ગઇ ગયા

હતા, જેમનાપર એના કરતાંય મોટાં મોટાં સંકટો આવ્યાં હતાં, એ ભુતપૂર્વ રાજાઓની અદ્દભુત કથાઓ કહી કહીને તેમણે તેના મનનું સમાધાન કર્યું. પરંતુ દ્યુમત્સેનનો શોક જરા જેટલો પણ ઓછો થયો નહીં! પુત્રનું બાળપણ સંભારીને, તે પુનઃ મોટેમોટેથી શોક કરવા લાગ્યો. 'હે પુત્ર! હે સાધ્વિ સ્નુષા! ક્યાં છો? ક્યાં છો?' એમ બોલી બોલીને તેમને હાકો મારવા લાગ્યો!

———



# ભેટ—મેળાપ.



(૪૧)



રાજાનો શોક જરા જેટલાએ ઓછો થતો નથી એ જોઇને એ ઋષિવૃંદમાંના સુવર્ચા નામના એક મોટા ઋષિ કહેવા લાગ્યા, “હે રાજા ! સત્યવાન જીવતો છે; તું ચિન્તા ન કર. જે અર્થે તેની ભાર્યા સાવિત્રી **તપસ્વિની ને આચારશીલ** છે તે અર્થે, સત્યવાન જીવતો છે.”

ગૌતમ બોલ્યા, “મેં બધા વેદોનું અધ્યયન કર્યું છે, મોટા તપનો સંચય કર્યો છે, કૌમાર બ્રહ્મચર્ય પાળીને અગ્નિ તથા ગુરૂને સંતુષ્ટ કર્યા છે; બધાં વ્રતો મેં મનઃપૂર્વક આચરેલાં છે; અને વાયુભક્ષણ કરીને ઉપવાસો પણ કર્યા છે; એ બધાને લીધે હું બીજાના મનમાંનો અભિપ્રાય જાણી શકું છું. અને તેથીજ હું સત્યપણે કહું છું કે, ‘સત્યવાન જીવતો છે;’ મારાપર તું વિશ્વાસ રાખ.”

શિષ્ય બોલ્યો, “મારા ગુરૂજીના મુખમાંથી નીકળેલા શબ્દ કદિપણ ખોટા થતા નથી. અને તેથી હું પણ કહું છું કે, “**સત્યવાન જીવતોજ છે !**”

એક ઋષિએ કહ્યું, “જે અર્થે સાવિત્રી બધાં સુલક્ષણોથી યુક્ત છે તે અર્થે સત્યવાન જીવતો હોવોજ જોઇએ !”

ભારદ્વાજે કહ્યું, “સુવર્ચા મુનિએ જે કહ્યું છે તેનોજ ફરીથી ઉચ્ચાર કરીને હું કહું છું કે, ‘**સત્યવાન જીવતોજ છે.**’

દાલભ્ય બોલ્યા, “જ્યારે તને કદિપણ પ્રાપ્ત ન થનારી દ્રષ્ટિ પ્રાપ્ત થઇ છે અને સાવિત્રી ઉપવાસી છતાં સત્યવાનની સાથે ગઇ છે અને તેણે અત્યંત કઠીણ ત્રિરાત્રીનું વ્રત આચરેલું છે તેથી એ પુણ્યાઇને લીધે સત્યવાન જીવતોજ રહેશે.

આપસ્તંબ ઋષિએ કહ્યું, "જે અર્થે આ પરોઢને વખતે વૃક્ષપરના પક્ષીઓ અત્યંત શુભ શબ્દ કરે છે, નૈઋત્ય દિશાતરફથી શિયાળીયાં વગેરે પશુઓનું બોલવું સંભળાય છે તે અર્થે તને પ્રિયજનોનો સહવાસ થવોજ જોઇએ. અને તે સહવાસ હમણાંજ થશે. સત્યવાન અત્યારે આ વખતે પોતાની ભાર્યાસહિત આવતોજ હોવો જોઇએ."

ધૌમ્ય બોલ્યા, "સત્યવાન સર્વને પ્રિય છે; અને તેનામાં દીર્ઘાયુત્વનાં સર્વ ચિન્હો છે. અને તેથીજ હું કહું છું કે, 'અમને પ્રિય છે તે સત્યવાન જીવતો છે; ને તેની ભાર્યા તેને લઇ આવશે."

આવી રીતે તે બધા ઋષિઓ રાજાનું સમાધાન કરે છે, એટલામાં માર્ગપરથી અવાજ આવ્યો. "પિતા ! પિતા ! માતા ! માતા! આ શબ્દ બધાઓને સંભળાયા ! તે શબ્દ સત્યવાનના હતા.

એ શબ્દની સાથે દ્યુમત્સેનનો બધો શોક નષ્ટ થયો ! તે ઉતાવળે ઉઠીને દોડતોજ પુત્રતરફ ગયો ! અને સામેથી આવનારા પુત્રને કડકડીને આલિંગન કર્યું ! મહારાણી શૈબ્યાએ પણ સાવિત્રીને તેમજ કર્યું ! થોડીક ક્ષણ, એ બધાને સમાધિ લાગી ગઇ ! પુત્રે પિતાને દિવ્ય નયન આવેલાં અવલોકયાં ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહીં ! એ પિતાપુત્ર અનેક ક્ષણ એકબીજાને વળગી રહ્યા. દ્યુમત્સેને સત્યવાનના મસ્તકપર અશ્રુનો અભિષેક કર્યો ને બોલ્યો, પુત્ર ! પુત્ર ! કેટલા દિવસે હું આ તારા મુખનું અવલોકન કરૂં છું ! બેટા, તું દીર્ઘાયુ થા ! વહુ બેટા તને ચિરકાળ સૌભાગ્ય લાભો ! બેટા, તારી તપશ્ચર્યા મહાન, તેથીજ મારા પુત્રનું મુખ પુનઃ મારી નજરે પડે છે ! ઉભી રહે બેટા, મને તારી નજર કાઢવા દે ! તમો ઉભયનું કલ્યાણ થાઓ ! આટલું બોલ્યા પછી સાવિત્રીએ સસરાને નમસ્કાર કર્યા. એ વખતે દ્યુમત્સેને તેને મંગળ આશીર્વાદ દીધો. એ વખતે એ આશ્રમમાં ચારે તરફ આનંદ આનંદ થઇ રહ્યો ! જ્યાં ત્યાં સર્વત્ર આનંદનું સામ્રાજ્ય ફેલાયું !

---

## રાજ્યાભિષેક.



(૪૨)



એ વખત સુધીમાં સૂર્યોદય થયો હતો. સવારના પહોરમાં એ તપોવનમાં એક અદ્ભુત ચમત્કાર થયો ! આખું વન દ્યુમત્સેનના પૌરજનોથી ઉભરાઇ ગયેલું દેખાયું. સાવિત્રી-સત્યવાન પાછા આવ્યા પછી ઋષિવૃન્દોએ તેમનું અનેક રીતે સ્વાગત કર્યું ! પણ તેમનું ને રાજા દ્યુમત્સેનનું સ્વાગત કરવા સારૂ એ જનસમુદ્ર એકઠો મળ્યો હતો, એને પાર નહોતો ! કેટલાય લોક આવ્યા હતા અને કેટલાય લોક શાલ્વ દેશમાંથી હજુ આવતાજ હતા. દેશોદેશના રાજા દ્યુમત્સેનને માટે સુવર્ણ-રત્નોનું નજરાણું લઇને ત્યાં આવ્યા હતા. રાજાનો ભૂતમંત્રી દ્યુમત્સેનની ક્યારે મુલાકાત થશે એની વાટ જોતો હતો !

તપોવનમાંના ઋષિઓને એ વાતનું બહુ આશ્ચર્ય થયું. આટલો વિશાળ જનસમૂહ પોતાના તપોવનની આસપાસ શા સારૂ એકઠો થયો છે એ તેમનાથી સમજી શકાયું નહીં. પરન્તુ થોડીજ વારમાં તેનો ખુલાસો થયો !

મંત્રીઓએ કહ્યું, “ દેવ ! દ્યુમત્સેન રાજાની આ ગરીબ પ્રજા છે. દ્યુમત્સેનના તમામ શત્રુઓ નષ્ટ થયા છે; અને અમે ઉતાવળે ઉતાવળે અમારા રાજેશ્વરને લઇ જવા સારૂ આવ્યા છીએ ! રાજદર્શનને માટે અમે અત્યંત ઉત્સુક થયા છીએ ! અમને રાજદર્શન થવા દો ! શાલ્વ દેશમાંથી નીકળતી વેળા અમો મંત્રીજનોએ નિશ્ચયજ કર્યો છે કે, ‘ દ્યુમત્સેન અન્ધ હોય તોપણ તેજ અમારો રાજા ! તેનેજ પુનરપિ રાજા કરવો.’ એના જેવો રાજા અમને

મળવાનો નથી ! એને રાજા બનાવીને, એના કુંવરને અમે યુવરાજ કરશું અને એના છાયાછત્ર નીચે સુખમાં દિવસ વિતાવશું. અમારૂં સુખદુ:ખ જાણનાર દ્યુમત્સેન વિના બીજું કોઇ નથી. અંગપરના રોમાંચને ધક્કો લાગતાં જેમ મનુષ્યને સમજાય છે, તે પ્રમાણે પ્રજાનું દુ:ખ રાજા દ્યુમત્સેન જાણે છે ! એના જેવો રાજા ત્રિભુવનમાં મળવાનો નથી. એના ચરણે અમે નમ્ર છીએ !"

એની સાથે સાથે ઋષીશ્વરોએ કહ્યું, "દ્યુમત્સેનની પ્રજાનું સદૈવ કલ્યાણ હો ! સત્યવાન જેવો પુત્ર, સાવિત્રી જેવી સ્નુષા, જે રાજાને લાધ્યાં છે તેના દેશનો સદૈવ ઉત્કર્ષ જ થશે. રાજા દ્યુમત્સેન એજ તમને યોગ્ય રાજા છે. રાજામાં હોવા જોઇતા તમામ ગુણ તેનામાં છે, એનેજ તમે રાજા કરો,"

મંત્રીઓએ એ ઋષિશ્રેષ્ટોને ભૂમિપર સાષ્ટાંગ નમસ્કાર કરીને વંદન કર્યું. અને તેમની સાથે સાથે દ્યુમત્સેનની પાસે ગયા.

મંત્રીઓ દ્યુમત્સેનને નમસ્કાર કરવા ગયા ત્યાં તેમને અદ્‌ભુત ચમત્કાર દેખાયો !—રાજા દ્યુમત્સેનને દિવ્ય લોચન ! ! અહાહા ! એ વેળાએ પ્રજાના આનંદને સીમાજ રહી નહીં ! રાજાએ પોતાના દક્ષ અને રાજબુદ્ધિરક્ષિતા મંત્રીઓને હૃદય સાથે ચાંપીને આલિંગન દીધું ! ઋષિ મુનિઓએ રાજાને અભિષેક કરીને તેનો યોગ્ય સત્કાર કર્યો, દ્યુમત્સેને એ શ્રેષ્ટ ઋષિઓના ચરણમાં ભાયાં તેમજ પુત્ર સ્નુષાસહ મસ્તક નમાવ્યું. ને પછી તે સર્વ પરિવાર સહીત શાલ્વદેશમાં ગયો.

---



૧૪

## ઉપસંહાર.

(૪૩)



યમધર્મે આપેલાં વરદાન પ્રમાણે બધી બાબતો ત્યાર પછી યથાકાલે બની આવી. સત્યવાનને ગાદીએ બેસાડવામાં આવ્યો. ને **સાવિત્રી** મહારાણી બની.

અશ્વપતિને પોતાની કન્યાની કીર્તિ જાણવામાં આવતાંજ તે દેવી માલવીને લઇ કન્યાને મળવા સારૂ દોડતોજ આવ્યો ! એને પણ ત્યાર પછી દેવના વર પ્રમાણે સો સુપુત્ર થયા.

પતિવ્રતા સાવિત્રીનું ચરિત્ર પૂર્ણ થયું. અમે તેને ભક્તિભાવે વંદન કરીએ છીએ. અને ભારતવર્ષમાં **સત્યવાન-સાવિત્રી** જેવાં દંપતિ ઘરેઘરે નિર્માણ થાઓ એવી અભિલાષાપૂર્વક ગ્રંથની સમાપ્તિ કરીએ છીએ.



